'ગુજરાતી'ની ૫૬ મી ભેટ ઇ. સ. ૧૯૩૯

# જળસમાધિ

યાને

# દરિયાલાલની દિલાવરી

(સચિત્ર ઐતિહાસિક નવલકથા)


લેખક

ગુણવંતરાય આચાર્ય



પ્રકાશક

'ગુજરાતી' પત્રના માલિકો

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

સંવત ૧૯૯૫ સન ૧૯૩૯ શાકે ૧૮૬૦

કિંમત રૂ. ૩-૦-૦ પાકું પૂંઠું રૂ. ૩-૬-૦

# 'ગુજરાતી' પત્રે આપેલી ૫૬ ઐતિહાસિક ભેટો

| | નામ | ઈ. સન. | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| બ. | ગૃહધર્મ ... .... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર... | (૧૮૮૬) | મળતી નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ... ... | | ૦-૧૦-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ—એક ભાણ સહિત) | (૧૮૮૭) | ૨-૦-૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧-૮-૦ |
| ૪ | મહારાણીનું જીવનચરિત્ર... ... ... | (૧૮૮૮) | ૧-૮-૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો... | (૧૮૮૯) | ૦-૪-૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | મળતી નથી |
| ૭ | દિલ્લીપર હલ્લો અથવા ભરતખંડના પરતંત્રપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨-૦-૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય ... | (૧૮૯૬) | ૨-૦-૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો ... ... | (૧૮૯૭) | મળતી નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડના રાજવંશનો એક અદ્ભુત ઇતિહાસ | (૧૮૯૮) | ૧-૮-૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨-૦-૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ... | (૧૯૦૦) | મળતી નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઈનો ઉદયકાળ | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર | (૧૯૦૫) | મળતી નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૦ | હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા! | (૧૯૦૭) | ૩-૦-૦ |
| ૨૨ | પેશ્વાઈની પડતીનો પ્રસાર અથવા લાલજી વેરાગણ | (૧૯૦૮) | મળતી નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ! | (૧૯૦૯) | ૨-૦-૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી ૪૦ ચિત્રો સાથે ... ... | (૧૯૧૧) | ૨-૦-૦ |

# "ગુજરાતી" પત્રે આપેલી ઐતિહાસિક ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત. |
|---|---|---|---|
| ૨૭ | ચુંબનમીમાંસા... ... ... ... | (૧૯૧૧) | મળતી નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... | (૧૯૧૨) | ૨–૦–૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય... | (૧૯૧૩) | મળતી નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા... ... ... | (૧૯૧૫) | ૨–૦–૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... | (૧૯૧૬) | ૨–૮–૦ |
| ૩૩ | ચાણુક્યનંદિની અથવા ચચ્ચ અને સુંઢધી... | (૧૯૧૭) | મળતી નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૩–૦–૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ અથવા બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ ... | (૧૯૧૯) | ૩–૦–૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... | (૧૯૨૦) | ૩–૦–૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | (૧૯૨૧) | ૩–૦–૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૩–૦–૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર... ... | (૧૯૨૩) | ૩–૦–૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪–૮–૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૩–૦–૦ |
| • | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | (૧૯૨૫) | ૨–૦–૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૩–૦–૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૩–૦–૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | (૧૯૨૮) | ૩–૦–૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ધોધો અને સનેસર... | (૧૯૨૯) | ૩–૦–૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ... | (૧૯૩૦) | ૩–૦–૦ |
| ૪૭ | અમરેશરી કટારી... ... ... ... | (૧૯૩૧) | ૩–૦–૦ (૪૭–૪૮) |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી... | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર... | (૧૯૩૨) | ૩–૦–૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | (૧૯૩૩) | ૩–૦–૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩–૦–૦ |
| ૫૨ | મહારાજાધિરાજ ... ... ... | (૧૯૩૫) | ૩–૦–૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક અને ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩–૦–૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩–૦–૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી... ... ... | (૧૯૩૮) | ૩–૦–૦ |
| ૫૬ | જળસમાધિ ... ... ... ... | (૧૯૩૯) | ૩–૦–૦ |

# પ્રકાશકનું નિવેદન

'ગુજરાતી' પત્રની ઈ. સ. ૧૯૩૯ ના વર્ષની નવી ભેટની ઐતિહાસિક વાર્તાનું પુસ્તક સુજ્ઞ સહૃદયી વાંચનારાઓના હાથમાં મુકતાં આનંદ થાય છે. આ વાર્તાના લેખક રા. ગુણવંતરાય આચાર્ય ગુજરાતના જાણીતા સાહિત્ય સેવક છે. તેમની કલમથી આ જોરદાર વાર્તા લખાઇ છે, અને તેમાંનો વિષય નવી જ દિશા ખોલે છે. અત્યાર સુધીમાં ઐતિહાસિક વાર્તાઓ માટે ભૂમિના પ્રદેશોનો ઇતિહાસ ખોળાતો હતો, પણ ભાઈ ગુણવંતરાયે આ વાર્તામાં હિન્દી મહાસાગર ડોહળ્યો છે, અને નવી જ દિશા ખેડી છે. તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. ઉપર આકાશ ને નીચે પાણી એવા ક્ષેત્રમાં દિવસ અને રાત હિંદી ખારવાઓ, ખલાસીઓ અને સાહસિક ચાંચીઆઓ કેવું સમુદ્રનું ખડતળ જીવન ખેડતા તેનો સારો આછો ખ્યાલ તેમણે આપ્યો છે. એઓમાં પણ પ્રેમનો અંશ છે અને પાછલા ભાગમાં હિન્દની પડતી માનો કે ચઢતી માનો, જે માનો તે, તેના કારણરૂપ એવા પશ્ચિમ દેશવાસીઓના દરિયા માર્ગના પ્રવાસોનો આરંભ થયો છે; જુલમોના ગણેશ ત્યારથી મંડાયા છે. હિન્દની જાહોજલાલી ત્યારથી વિખરાવા માંડી છે. તેજ સમયથી પરદેશીઓએ કેવા દગાફટકા કરી હિન્દીઓને દુઃખો દેવા માંડયાં હતાં (અને રાજ્યો સ્થાપવા માંડયા હતાં,) તેનો ચિતાર આ પુસ્તકમાં છે. અન્યત્ર અમે સ્વ. દી. બા. રણછોડભાઇના એક પુસ્તકમાંથી પોર્ટુગીઝ સાહસિક વીર વાસ્કો ડી ગામા કેવી રીતે હિન્દમાં બેવાર આવ્યો, ફાવ્યો અને પાછો ગયો તેનું વર્ણન લીધું છે. રા. ગુણવંતરાયે, બ્રહ્માની માફક, આટલી શૂન્ય જેવી વિગતમાંથી વીજળી કાનમની સંસારસૃષ્ટિ ઉભી કરી છે, તે ખરેખર ધન્યને પાત્ર છે. હિન્દના દરિયાઇ સાહસ અને ખેડની વાર્તા લખાવાની જરૂર છે.

મુંબઈ
વસંત પંચમી
૧૯૯૫

પ્રકાશકો



# 'મારા વાળની ખુબસુરતી ધાર્યા કરતાં વધી ગઈ છે.'




**કામીનીઆ ઓઇલ (રજીસ્ટર્ડ)**

દરરોજ નિયમીત વાપરવાનું એ પરીણામ છે ખરૂં સાન્દર્ય, કુદરતી તેજ, વાળની ભરાવદાર સુંદર કરચલીઓ અને વાળનો રંગ એ બધું તમે જે તેલ વાપરો તે ઉપર આધાર રાખે છે.

તમારા વાળને સુંદરતા આપનારા રક્ષણાત્મક વૃદ્ધિકારક અને સુંદર રંગ લાવનાર તત્વો આ તેલમાં રહેલાં છે.

## કામીનીઆ ઓઇલ

બીજા બજારૂ તેલો કે જે ખોપરેલ તથા બીજા સુગંધી મીશ્રીત તેલોનાં બનાવેલાં હોય છે તેના કરતાં જુદાજ પ્રકારનું ઉત્તમ કવોલીટીનું તેલ છે. બીજા તેલો તમારા વાળને કંઈ ફાયદો કરતાં નથી, એટલુંજ નહીં પણ તે તમારા વાળની તન્દુરસ્તીને હાની કરે છે. **કામીનીઆ ઓઇલ**માં નાંખેલી ઔષધિમય વનસ્પતિ તમારા વાળને અચુક ફાયદાકારક છે. લાખો માણસોને આજ સુધીમાં તેથી ફાયદો થયો છે. ક્ર્િં. બાટલી ૧ નો રૂ. ૧), ત્રણના રૂ. ૨-૧૦ વી. પી. ખરચ જુદું. નમુના માટે અરધા આનાનો સ્ટાંપ મોકલો.

**એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,** જુમા મસજીદ, મુંબઈ ૨.

# પ્રસ્તાવના



આ પુસ્તક ઐતિહાસિક છે અને નથી. એની વસ્તુની પાછળ ઇતિહાસ ઉપરાંત દંતકથાઓ પણ છે. એમાં કલ્પનાના પણ રંગો છે, ઇતિહાસનો થર ક્યાં પૂરો થાય છે, દંતકથાઓનો થર ક્યાં પૂરો થાય છે અને કલ્પનાનો થર ક્યાંથી શરૂ થાય છે એનો મારે અહીં નિર્દેશ કરવો જોઇએ.

પ્રમાણભૂત ઇતિહાસ ગ્રંથોમાં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ— વાસ્કો ડા ગામા પોર્ટુગલથી હિન્દ જવા માટે નીકળ્યો, દક્ષિણ આફ્રિકાની 'કેપ ઓફ ગુડ હોપ' નામની ભૂશિર આગળ એને સખત તોફાન નડ્યું ને એનાં ત્રણ વહાણો બિસ્માર હાલતમાં આવી પડ્યાં. આ વહાણોની મરામત કરવાને માટે એ માડાગાસ્કરના ટાપુ ઉપર ઉતર્યો. ત્યાં એના ત્રાસેલા, કંટાળેલ ખલાસીઓએ એની સામે બંડ જેવું કર્યું અને

ત્યાંથી પાછા ફરવાનું એની પાસેથી વચન લીધું. પણ ત્યાં એને એક હિન્દી મહાસાગરના પાકા ભોમિયા સમો હિન્દી ખલાસી મળી ગયો ને એ ખલાસીએ એનાં ત્રણ જહાજોને કલીકટ બંદરે પહોંચાડયાં.

કલીકટમાં વાસ્કો ડા ગામા ઉતર્યો. એ બંદર ધનવાન હતું; પરંતુ વસતી શાંતિપ્રિય હતી ને રાજા નિર્બળ હતો. એટલે પોતાના ખલાસીઓની માંગણી ઉપરથી વાસ્કો ડા ગામાએ એમને ત્રણ દિવસ કલીકટ લૂંટવાની મંજૂરી આપી હતી. વાસ્કો ડા ગામાને અને એના ફીરંગી સાથીઓને ઉશ્કેરાયેલી રૈયતે પાછા કાઢયા ને વાસ્કો ડા ગામાને લૂંટનો માલ પડતો મૂકીને જીવ લઇને ભાગવું પડયું હતું.

આટલો છે ઐતિહાસિક ઉલ્લેખ. દંતકથાઓમાં એવો ઉલ્લેખ છે કે, કાનજી માલમ નામનો એક હિન્દી ખલાસી દરિયાલાલનો* સક્કરબાર† થયો હતો. કાનજી માલમ એક વાર યવનોને મલબારના કાંઠા ઉપર લાવ્યો હતો. આ યવનોએ મલબારમાં દેવનિન્દા કરી અને દેવમંદિરો ભ્રષ્ટ કર્યાં કે કાનજી માલમે કંઠાળની વસતીની આગેવાની લીધી હતી ને યવનોને હરાવીને નસાડયા. ત્યાર પછી યવનોને હાથે થયેલા અધર્મનું પાપ પોતાનું જ સમજીને અને એ પાપનો બોજો અસહ્ય જાણીને કાનજી માલમે જળસમાધિ લીધી. આજ પણ કાનજી માલમે જે વહાણમાં જળસમાધિ લીધી એનું ભૂત દેખાય છે. જે વહાણ દરિયાઇ આફતમાં નાશ પામવાનું હોય તે વહાણ ઉપરના જે ખલાસીઓ પણ વહાણ સાથે નાશ પામવાના હોય તેઓને કાનજી માલમનું ભૂત અચૂક દેખાય છે.

---

* દરિયાલાલ: (હિન્દી) મહાસાગર. † સક્કરબાર: ચાંચિયાઓનો મુખી. ઘણું કરીને અરબ્બી શબ્દ સક-અલ-બહરનો અપભ્રંશ. સક-અલ-બહર એટલે દરિયાઈ શકરો. છેક સત્તરમી સદી સુધી ચાંચિયાઓના મુખીઓ 'સક્કરબાર'ના ઉપનામથી ઓળખાતા હતા.

આ ઉપરાંત બીજું જે કાંઇ આ કથામાં છે તે કલ્પનામાંથી ઊભું થયું છે.

આમ વાસ્કો ડા ગામાનું આગમન, કલીકટની લૂંટ, વાસ્કો ડા ગામાનો પરાજય, અને વાસ્કો ડા ગામાનું લૂંટનો માલ મૂકીને જીવ બચાવવા નાસવું, એ ઐતિહાસિક બનાવો છે.

કાનજી માલમનું વાસ્કો ડા ગામાને દોરી લાવવું ને કાનજી માલમે જળસમાધિ લેવી, એ દંતકથાઓમાંથી મળેલી વસ્તુ છે.

વીજળી અને ગોરીલો એ બે પણ દંતકથાના પાત્ર છે. વીજળીને માટે ગોરીલાની આગેવાની નીચે ચાંચિયાઓનું સ્વાર્પણ એ પણ દંત-કથામાંથી મળી આવતી વસ્તુ છે.

લાલો, સંબલ, કેસર અને ઉપરની દંતકથા બહારની વીજળી ને ગોરીલો એ કલ્પનાનાં સર્જનો છે.

પુસ્તકની મૂળ વસ્તુમાં ઇતિહાસ, દંતકથા ને કલ્પનાના મિશ્રણમાંથી દરેકનું માપ અહીં આપ્યા પછી મારે થોડીએક વાત બીજી કહેવાની છે.

મારા ઘણા મિત્રો–ખાસ કરીને જેઓને મારા લેખનમાં સહૃદય રસ છે તેમાંથી બે ત્રણ મિત્રો મને કહે છે કે, જેઓ સામાજિક વાર્તાઓ લખી શકે છે તેઓએ ઐતિહાસિક વાર્તાઓ લખવી નહિ જોઇએ. એમની દલીલ એ છે કે, ઐતિહાસિક કથાઓ વાંચકોમાં નાપાયાદાર આત્મશ્લાઘા ને મિથ્યાભિમાન જગવે છે. ભૂતકાળના બનાવોમાં વાંચકોને ગૌરવ લેતા કરવા એ વાંચકોને પાછળ આંખો રાખીને આગળ ચાલવાનું કહેવા બરાબર છે. જે તરફ જઇએ છે તે તરફ જ આંખો બંધ રાખવાથી આગળનો રસ્તો સૂઝતો નથી. ને જે રસ્તે જવાનું જ નથી તેના તરફ આંખો ચોંટાડી રાખવાથી કાંઇ વળવાનું નથી.

મારી મનોદશા આવા મિત્રો આગળ ગોલ્ડસ્મીથના (Deserted Village) પરિત્યક્ત ગ્રામ ના પાદરી જેવી છે. 'A man convinced against his will is of the same opinion still.' 'એને નવી વાતની ખાતરી થઇ હતી. પણ એ એને ગમતું ન હતું એટલે એનો અભિપ્રાય તો મૂળ હતો તે જ કાયમ રહેતો!' દરિયાઇ કથાઓ આલેખવાનો મને શોખ છે. એને માટે મેં વાંચ્યું છે, સાંભળ્યું છે ને એ વિષે લખવામાં મને આનંદ ઉપજે છે. આ સિવાય આ અને આવી કથાઓ લખવા માટે મારો બીજો કોઇ બચાવ નથી.

મુંબઈ
તા૦ ૧૪-૧-૩૯
મકરસંક્રાંતિ
સં. ૧૯૯૫

ગુણવંતરાય આચાર્ય

---

## જરૂરી–વાચકોને

છાપાંના ભૂતને કારણે કથાનાયકનું નામ આરંભમાં પૃષ્ઠ ૧૦–૧૩ પર 'રાનજી' છપાયું છે, તે 'કાનજી' જોઇએ. જ્યાં જ્યાં 'રાનજી' હોય ત્યાં ત્યાં 'કાનજી' વાચવા વિનતિ છે. —પ્રકાશક

२१५२४

# વાસ્કો ડી ગામાનો વૃત્તાંત

[ નોંધ: સ્વ. દી. બા. રણછોડભાઇ ઉદયરામે "યૂરોપિયનોનો પૂર્વદેશ સાથે વ્યાપાર, ભાગ ૨ જો, અથવા સ્પેન અને પોર્ટુગાલ એ બંને દેશોનો ભૂમિશોધ, વ્યાપાર અને વૃત્તાંત" એ નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં "પોર્ટુગીઝોનો પૂર્વ પ્રદેશ સાથે વ્યાપાર" એ નામના વિભાગમાં વાસ્કો ડી ગામાની દરિયાઇ સફરનો અહેવાલ છે, તેમાંથી ઉપયોગી ભાગ અત્રે આપ્યો છે, તે વાંચનારાઓને આ જળસમાધિની વાર્તામાં ઐતિહાસિક સંબંધ કેટલો છે તેનો આછો ખ્યાલ આવશે.

પ્રકટકર્તા. ]

(૧)

પોર્ટુગાલના રાજાના હુકમથી ત્રણ ન્હાનાં વહાણમાં ૧૬૦ માણસનો કાફલો વાસ્કો ડી ગામાના ઉપરીપણા નીચે તૈયાર કર્યો. આ માણસ એક કેળવાયલો વહાણવટી હતો, તેથી તેના હાથ નીચે રહીને જવાને માટે ડિયાઝ પણ તૈયાર થયો. તા૦ ૮ મી જુલાઇ ૧૪૯૮ ને દિવસે લિસ્બોનથી ટેગસ આગળ થઇ ત્રણે વહાણો ઉપડ્યાં. સાન્ટામેરિયા આવતાં ડિયાઝ ત્યાં ઉતરી પડ્યો, અને વાસ્કો ડી ગામા, તા૦ ૨૦ મી નવેમ્બરને રોજ કેપ ઑફ ગુડ હોપને કાંઠે કાંઠે હંકારીને આગળ ચાલ્યો, તે ત્યાં વહાણો દુરસ્ત કરી, અને કુઆમા (Cuama) ધયાને ગુડ

સાઇન્સ (શુભ ચિહ્ન) નદી આગળ આવીને ઠેર્યો. અમ્રિકાણુના કિનારા ઉપર, નાતાલના તેહેવારોમાં પોહોંચી જતા, ત્યાં જે જગ્યાનો શોધ લાગ્યો તેનું નામ 'ટીરા ડી નાટાલ' પાડયું. તા૦ ૨૨ મી જાન્યુઆરી ૧૪૯૮ ને રોજ આગળ જતાં, દરિયાનો પ્રવાહ જબરો લાગવાથી, વધારે દૂર સમુદ્રમાં જવું પડયું, તે દરમિયાન, સોફાળા નામનું હિંદનું વ્યાપારનું બંદર હતું તે પડખે રહી ગયું, અને તા૦ ૧ લી માર્ચે મોઝામ્બીક નામનું મુસલમાની બંદર હતું ત્યાં આવી પોહોંચ્યો. અહીંથી પછી તા૦ ૧૩ મી માર્ચે મિલીન્દે ગયો. તા૦ ૭ મી એપ્રીલે મોમ્બાસા આવ્યો. આજસુધી જે શહેર તેમના જોવામાં આવ્યાં હતાં તે બધા કરતાં આ મ્હોટું હતું, જમીન ફળદ્રૂપ, અને રળિયામણી હતી, વસ્તી મુસલમાનની હતી, અને વેપારને લીધે તેઓ ધનાઢય હતા. હિંદી કારીગરીની ચીજો, અને વ્યાપારની જિન્સોથી ભરેલાં હિંદનાં વહાણુ આવેલાં, એ બંદરમાં નાંગરેલાં તેમના જોવામાં આવ્યાં.

અહિંયાનો રાજા મુસલમાન હતો; તે વ્યવહારકુશળ હોતાં, ગામાને શહેરમાં આવવા તેડું મોકલ્યું; પણુ તેણે સમયસૂચકતા વાપરીને કહાવ્યું કે, અમારા પોર્ટુગાલના રાજાનો હુકમ છે કે, અમારે પારકા શહેરમાં પેસવું નહિ. આ સાંભળીને તેને આશ્ચર્ય લાગ્યું, અને તેની ભેટ લેવા એક નાવમાં બેસીને ચાલ્યો. ગામા પણ ભભકો બતાવવા માટે, ખારવાઓને સારાં વસ્ત્ર સજાવી એક હોડીમાં બેસી તેની સામો આવ્યો; અને પોતાનો પ્રતાપ જણાવવા તેણે વહાણો પરથી તોપોના બહાર કરાવ્યા. આથી એ રાજા એવો તો ડરી ગયો કે, તે અધવચ્ચેથી પાછો વળવા માંડયો, તે જોઇને ગામાએ તોપોના બહાર બંધ કરાવ્યા, અને તેની પાસે પોહોંચી જઇ, એક બીજાને ભેટીને આનંદ પામ્યા. વહાણુ ઉપર જતાં તેની બાંધણી, અને તે અંદરની સારી સોઇ જોઇને રાજા ઘણો રાજી થયો, અને તે વિષેની તેણે કેટલીક માહિતી મેળવી. રાજાના વળી આવ્યા પછી, શહેરના કેટલાક લોકો પણુ એ વહાણો જોવા ગયા હતા, તેમાં કેટલાક ગૂજરાતી વાણિયા પણુ હતા. ગામાને હિન્દુસ્થાન

જવું હતું તેથી ત્યાંના રાજાએ **માલમ કાહાન** નામનો કોઇ ગૂજરાતી માલમ તેને સોંપી દેતાં, તેણે નોકર રાખી લીધો, અને તેની સૂચના પ્રમાણે તા૦ ૨૮ મી એપ્રિલ સન ૧૪૯૮ ને રોજ હિન્દ ભણી હંકારી ગયો.

## કાનજી માલમ

ગૂજરાતી માલમ વહાણ હંકારવામાં ઘણો હોંશિયાર હતો. તેમ જ પોર્ટુગીઝ તૂર્યયંત્ર, (quadrant) અને સુકાન ચલાવવામાં પૂરો નિપુણ હતો. એક લેખ એવો છે કે, મિલીન્દાના રાજાએ માયા બતાવીને સિંધુ નદીના મુખ પાસેના પ્રદેશનો રેહેવાસી એક ખારવો હતો તે તેને સોંપ્યો. જો આમ હોય તો તે કોઇ કચ્છી ખારવો હશે. મેની ૧૭ મી તારીખે અને શુક્રવારે હિન્દની ઉંચી જગ્યાનાં તેમને દર્શન થયાં અને લગભગ ૧૧ મહિના પછી, તા૦ ૨૦ મી મેએ મલબાર કાંઠાના શોભાયમાન કલિકોટ નગર આગળ તેમણે લંગર નાંખ્યાં. જે હિન્દના શોધ માટે ભૂગોળશાસ્ત્રજ્ઞ વિદ્વાનો અનેક તર્ક વિતર્ક કરતા હતા; જે હિન્દની જાહોજલાલીના વિચારમાં લોકો નિમગ્ન થઇ ગયા હતા; જે હિન્દનો માર્ગ શોધવાને અનેક પ્રયત્ન થઇ રહ્યા હતા તેવા હિન્દનાં દર્શન થતાં આ પોર્ટુગીઝોને કેટલો બધો આનંદ થયો હશે તે સહજ ધારી શકાય છે. ગામાની ઇચ્છા પૂર્ણ થઇ તેથી તેણે મહાપ્રભુની અંતઃકરણપૂર્વક, સર્વે સાથે મળીને પ્રાર્થના કરી.

અહીંના રાજાને કેવી રીતે મળવું, તેનાં દર્શન કેવી રીતે કરવાં, વ્યાપાર કરવાની પરવાનગી કેવી રીતે મેળવી લેવી, એ આદિ વિષય ઉપર ગામાના મનમાં તરંગ ઉઠવા લાગ્યા. સપડાઇ જવા જેવા પ્રસંગ ઉપર, હોળીના નાળિયેરની પેઠે કામ લાગે તેને માટે વાસ્કો ડી ગામાએ પોતાની સાથે આરોપિત કેદિયો આણ્યા હતા, તેમાંથી એક જણને કિનારે ઉતાર્યો. આ માણસની બોલી ચાલી ત્યાંના લોક સમજ્યા નહિ એટલે તેને ટુનિસના મૂરને ત્યાં લઇ ગયા, કેમકે, તે પોર્ટુગીઝ અને સ્પેનની ભાષા બોલી જાણતો હતો. આ માણસ, ડી ગામાના વહાણ ભણી ગયો, અને

તે પાસે આવતાં પોતાની હોડીમાંથી બોલી ઉઠયો કે (Good Luck! Good Luck!) "સારૂં ભાગ્ય! સારૂં ભાગ્ય! ઘણાં માણક, ઘણી મણિ, ઘણાં પાનાં! તને પરમેશ્વરે અહીં આણ્યો તેથી તેની પ્રાર્થના કર, કેમકે, અહીં તેજાના મૂલ્યવાન્ હીરા (જવાહીર) અને આખા જગતની દોલત છે." આ પ્રમાણે પોતાની ભાષા બોલતાં માણસનું કથન સાંભળીને, બધા પોર્ટુગીઝો રાજી થઈ ગયા.

આ વેળાએ મલબાર કિનારાનો અધિપતિ સામરિન (રાજાધિરાજ) જેને વિદેશિયો ઝામોરિનના નામથી ઓળખે છે, તે હતો. તેનું રાજ્ય વિશાળ હતું. તે નાયર જાતિનો હોવાથી તેને હિંદુધર્મનું બહુ અભિમાન હતું. તો પણ તે પોતાના દેશમાં વિવિધ ધર્મના લોકોને વેપાર કરવાની છૂટ આપતો હતો. અહીં મિસર દેશમાંથી તથા આબિસીનિયામાંથી વ્યાપાર અર્થે મુસલમાનો આવતા હતા. આ લોકો, બીજા પરદેશી ત્યાં આવતા તેની અદેખાઈ કરતા હતા, એવો આ સમયે મામલો હતો.

ગામાએ પૂર્ણ વિચાર કરીને, કાહાન માલમ સાથે એક બીજો માણસ આપીને પેલા મૂરની સંગાતે રાજા પાસે મોકલ્યો. તે તે દિવસે પાછો આવી શકયો નહિ. કેમકે, રાજા આ વેળાએ પોતાની રાજધાનીથી વેગળો હતો.

કાહાન પાછો વળી આવ્યો નહિ તેથી ગામાને ઘણી ચિંતા થવા લાગી. બીજે દિવસે કાહાન રાજાનો ખુલાસો લઇને એક મુસલમાન ગૃહસ્થ સાથે પાછો આવ્યો ત્યારે ગામાને જંપ વળ્યો. રાજાએ પોતાને મળવાને બોલાવ્યો છે એવી પેલા ગૃહસ્થ પાસેથી હકીકત સમજતાં તા૦ ૨૮ મીએ ગામાએ જવાની તૈયારી કરવા માંડી, પણ તેના ખલાસીઓ વગેરેને ભરોંસો આવતો ન હતો, તેથી પોતે કદાપિ સપડાઇ જાય તો કેમ કરવું તેની અગાઉથી સમજુતી કરી રાખીને ગામા કિનારે ઉતર્યો. બેંડબાજું સાથે હતું તે વગડાવ્યું અને

રાજાએ સામી પાલખી મોકલી હતી, તેમાં બેસીને, પોતાના ૧૨ માણુસ સહિત નદી ઉતરી મોહોલાત ભણી રવાને થયો.

સમીપ આવતાં, એક વૃદ્ધ માનકારી બ્રાહ્મણ તેને લેવાને ઉભો હતો તેણે તેને કરાલિંગન દીધું ને રાજાની પાસે લઇ ગયો. ઉચ્ચ રાજ્યાસન પર રાજા બિરાજેલો હતો; રેશમી પાઘડી બાંધી હતી, તે ઉપર હીરાજડિત શિરપેચ આવી રહ્યો હતો; કાને રત્નખચિત કુંડલ શોભી રહ્યાં હતાં; એક બાજુએ એક વૃદ્ધ માણુસ પાનસોપારીની ચડાળી લઇને ઉભો હતો. રાજાએ તેનો આદરસત્કાર કર્યા પછી કહ્યું કે, અવકાશે હું તમારો માલ જોવાને વહાણુ ઉપર આવીશ. તેને રહેવાને માટે એક સુરક્ષિત ભવ્ય ઉતારો આપવા વગેરેની સોઇ કરાવી દીધી. આ પ્રમાણે ખુલ્લા દરબારમાં તેની મુલાકાત લીધા પછી, તેને ખાનગી ઓરડામાં લઇ ગયા, ત્યાં ગામાએ પોતાનું આવવાનું કારણ કહી સંભળાવ્યું, તે સારી રીતે સાંભળવામાં આવ્યું.

બીજે દિવસે ગામા તરફથી ભેટ આપવામાં આવી. તે આ યૂરોપિયન નવતર લોકોના ધનાઢ્યપણાવિષે, અથવા તો, તેમની મ્હોટાઇ કે પ્રતાપવિષેનો ખ્યાલ ઝામોરિનના મનમાં કરાવે એવા પ્રકારની ન હતી. કાપડના ચાર સિન્દુરિયા તાકા, છ ટોપિયો, ચાર પરવાળાના ગુચ્છા, છ આલ્માસાર (almasars), એક પિત્તલનો પાસલો, ખાંડની એક પેટી, તેલનાં બે પીપ, અને મધુનું એક પીપ, એટલું હતું. સ્વાભાવિક રીતે આપણે ધારિયે કે આ બધું તેમણે તો પોતાના સોજા માલમાંથી પસંદ કર્યું હતું, પણ અહીં તો તે માલવિનાનું સમજીને હસી કહાડવામાં આવે એમાં કાંઇ નવાઇ નથી.

એક તરફ અહિં આવો અભિપ્રાય થયો, અને બીજી તરફ, મૂર લોકો અથવા આરબોના મનમાં અદેખાઇને લીધે એવો વિચાર આવ્યો કે, વ્યાપારની આપણુને છૂટ મળી છે, અને આખા મલબાર કિનારાનો વ્યાપાર આપણે કબજે છે, તેમાં વચ્ચે વળી આ લફરૂં અડચણુ કરનારૂં, અને આપણા લાભમાં ભાગ પડાવનારૂં કયાંથી આવી પડયું ! દરબાર

સાથે અનુરાગ કરાવવાને મૂરોએ હવે ખટપટ સાધવા માંડી, અને વાત એવી ઉડાવી દીધી કે, વાસ્કો ડી ગામા તો દરિયામાં લૂટ કરનારો એક ચાંચિયો છે. આટલું છતાં પણ, પોર્ટુગાલના રાજાએ તેમને ખરીતા લખી આપ્યા હતા, તેમાં ભાગ્યયોગે એક અર્બી ભાષામાં લખેલો હતો તે સહિત સર્વે ઝામોરિને માનપૂર્વક સ્વીકાર્યા; અને વ્યાપારનો વ્યવહાર ચલાવવાની તેને પરવાનગી આપી; અને પોતા ઉપરના ખરીતાના જવાબમાં પોર્ટુગાલના રાજા ઉપર ઝામોરિને નીચે પ્રમાણે કાગળ લખી આપ્યોઃ—

"તમારે ત્યાંના ઉમરાવ, વાસ્કો ડી ગામાએ મારા રાજ્યની મુલાકાત લીધી છે અને હું રાજી થયો છું. મારા રાજ્યમાં તજ, લવિંગ, સુંઠ, મરી પાકે છે, અને (હીરા માણિકય આદિ) જવાહીરની ખાણો પુષ્કળ છે. તમારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં અને સિંદુરનું વહન થાય એમ હું ઇચ્છું છું."

આ પછી જે બન્યું તેની હકીકત પોર્ટુગીઝોએ લખેલી છે, તે જરા રમુજી છે, અને એક ન્હાના દેશી રજવાડાની રીતભાત અને દગાફટકાનો મામલો ઉઘાડો પાડવાના હેતુથી તે લખાણ કર્યું છે, પણ તેમની સાથે એ લોકે કેવાં અઘોર કાવત્રાં કર્યાં છે તે વાતો ઉપર અખાડા કર્યાં છે.

વાસ્કો ડી ગામાના ડિયાઝ અને બ્રાગા એવા નામના બે આફિસર હતા, તેમને દરબારમાં રોકી રાખવામાં આવ્યા, અને તા૦ ૧૦ મી આગસ્ટ સુધી તેને અનેક બાહનાં બતાવીને રવાને થવા દીધો નહિ. છેવટે પેલા બે આફિસરોને પાછા જવા દીધા, એટલે, ત્યાંના ચાર દેશિયોને પોતાની સાથે લઇને ગામાએ લંગર ઉપાડયાં, અને ચાલતો થયો. તેવામાં ચાળીસ વહાણ તેને પકડવાને તૈયાર રાખ્યાં હતાં, તે તેની પૂઠે લાગ્યાં. પોર્ટુગીઝોએ તેમના ઉપર તોપોનો મારો ચાલતો રાખ્યો, અને અનુકૂલ વાવડો લાગવો શિરૂ થયો એટલે તે નિર્બાધ છટકી ગયો. તે સન ૧૪૯૯ ના સપ્ટેમ્બર માસની ૧૪ મી તારીખે ઘેર જઇ પોહોંચ્યો.

## (૨)

## હિંદુસ્તાનની મુલાકાતે બીજી વાર ગામાનું આગમન

વાસ્કો ડી ગામા બીજી વાર આવવાને તૈયાર થયો. વીસ વહાણોમાં દરિયાઈ ફોજનો જમાવ કરાવીને તેના અધિપતિનો અધિકાર ગામાને આપ્યો. તેણે પોતાની સાથે પોતાના ભાઈ સ્ટીફન અને વિન્સેન્ટો સોડ્રેને કેપ્ટન તરીકે રાખ્યા. આ બે જણને હિંદીમહાસાગર અને રાતા સમુદ્રના મુખમાં ભ્રમણ કરવાને મોકલ્યા અને મુરોનાં વહાણ આવે તેનો નાશ કરવાને ફરમાવ્યું; અને પોતે હિંદને કિનારે જવું એવી ગોઠવણ કરી.

મિલીન્દા આગળ દરિયાઈ લશ્કર એકઠું થયું, અને આફ્રિકાના કિનારા ઉપર કોઠિયોની સ્થાપના કરીને હિંદના પશ્ચિમ કિનારા ભણી ચાલ્યું. જ્યારે ગામા કાનાનુરની પાસે આવી પોહોંચ્યો ત્યારે ઇજીપ્તના સુલતાનનું એક વહાણ મક્કે હજ કરવા જનારા મુસલમાનોનું ભરેલું તેને હાથ લાગ્યું, તે પકડયું. બચાવ કરનારા સાથે ઝપાઝપી ઘણી થઈ; છેવટે કાપાકાપી અને લૂંટાલૂંટનો ધંધો ચાલ્યો, અને યાત્રાળુનાં છોકરાંને પકડીને પોર્ટુગીઝ વહાણમાં ક્રિશ્ચિયન કરવાને કે ગુલામ કરવાને ઉતારી લીધાં. અને બાકી બધાને તેમના જ વાહાણના ભંડારામાં પૂરીને, તે વહાણ સળગાવી દીધું. પ્રારંભમાં, આગ બરાબર લાગી નહિ, એટલે ફરીને સળગાવી, તેમાં ૩૦૦ નિરપરાધી માણસો બળી મુવાં. આ વાત માનવામાં આવે નહિ એવી કદાપિ ગણાય, પણ પોર્ટુગીઝ ઇતિહાસક ફેરિયા સાઉઝાએ પોતે ખરા આકારમાં વિચારપૂર્વક લખી છે. આ ઘોર કર્મ કર્યા પછી, ગામા કાનાનુર ગયો, ત્યાં માનપૂર્વક તેનો સત્કાર થયો. ત્યાંથી ઝામોરિનના ઉપરનું વૈર વાળવા માટે કાલિકોટ પોહોંચી ગયો.

ઝામોરિનને મુસલમાનોએ ભમાવ્યો હતો, તેથી તે વિશ્વાસપાત્ર હતો નહિ, ને શત્રુવટ ધરાવતો હતો, એ વાત ખરી, પણ એક જંગલી જેવો ક્રૂર ન હતો. અખાતમાં પેસતાં વાંત જ, માછલાં પકડનારાં,

અને બીજાં ન્હાનાં વહાણો ગામાના જોવામાં આવ્યાં, તે ઉપરનાં બધાં માણસોને પોતાના વહાણમાં ઉતારી લીધાં, અને ઝામોરિનને કેટલીક માગણિયો કરીને કહાવ્યું કે "તું જો અમારી ઇચ્છાપ્રમાણે ચાલીશ નહિ, તો અમે તારી રૈયતનાં જે માણસો પકડ્યાં છે તે બધાંને ગરદન મારીશું." ગામાએ કર્યું પણ તેમ જ. તેણે કેટલાએકને વહાણ ઉપર ફાંસી દીધી, અને કેટલાકના હાથ પગ કાપી નાંખીને કિનારે ઉતારી મૂકયા, અને કાંઇ પણ કેહેણુ ચલાવ્યા વિના, શહેર ઉપર તોપોનો મારો ચલાવીને, ઘણા ભાગનો નાશ કરી નાંખ્યો, ને કોચીનભણી તે હંકારી ગયો. ઝામોરિને ત્યાં સંદેશહાર મોકલી, ગામાને પોતાની પાસે આવવાની વિનતિ કરી, ને કાહાવ્યું કે, તમે આવશો એટલે બધું નક્કી થઇ જશે. ગામા પોતાનું એક વહાણ લઇને ચાલ્યો, તેને રસ્તામાં એક ન્હાનો સરખો કાફલો મળ્યો, તેના સપાટામાં આવી જતો સહજમાં તે બચી ગયો. પણ આથી કરીને બંને વચ્ચે વૈરભાવ જામવાને કાંઇ બાકી રહી નહિ. વાસ્કો ડી ગામાએ ઘાતકી કર્મ કર્યાં હતાં, તેથી પોતાનો જીવ જોખમમાં છે, એમ સમજી, છેવટે તે હિન્દમાં વધારે રહ્યો નહિ. સન ૧૫૦૩ ના ડિસેમ્બર માસની તા૦ ૨૦ મીને રોજ તે પોર્ટુગાલ ભણી પાછો જતો રહ્યો.

(રણછોડભાઇ ઉદયરામ)

---

( ૩ )

### વાસ્કો ડ ગામા હિંદુસ્તાન પહોંચે છે.

(હિંદુસ્તાન અને પૂર્વ તરફના પ્રદેશોનો દરિઆઇ માર્ગ શોધી કાઢવાનું) આ આરંભેલું કામ પૂરું કરી 'કેપ ઑવ્ ગુડ હોપ'ની આસપાસ સફર કરી હિંદુસ્તાન પહોંચવાનું કામ પૂરું કરવા એક તરુણ નાવિક વાસ્કો ડ ગામાને પસંદ કરવામાં આવ્યો. ઇ. સ. ૧૪૯૮ માં નાતાલને દિવસે તે નેટલ બંદરે ઊતર્યો. ત્યાંથી દક્ષિણ તરફ વધી તેણે આફ્રિકાને પૂર્વ કિનારે ડેલા-ગોઆનો ઉપસાગર ને મોઝાંબીકની પેલી

તરફ છેક મોમ્બાસા સુધી વહાણ હંકાર્યું. ત્યાંથી તે પાછો ભર દરિયામાં પડયો ને ઇ. સ. ૧૪૯૯ ના મેની ૨૦ મી તારીખે કાલીકટમાં ઊતર્યો. તેને ઝામોરિનને એટલે તે દેશના રાજાને મળવા દીધો. તે રાજા પહેલાં તો તેની તરફ બહુ માયાળુ હતો અને પોતાની પ્રજા સાથે છૂટથી વેપાર કરવાનું તેને વચન આપ્યું, પણ આરબ નાવિકો અને વેપારીઓ, મૉપિલા, અથવા યુરોપના લોકો જેમને મૂર કહેતા હતા, તેમના હાથમાં સેંકડો વરસ થયાં હિંદુસ્તાનનો પશ્ચિમ કિનારો અને રાતા સમુદ્ર પરનાં બંદરો તેમ જ આફ્રિકાના પૂર્વ કિનારા વચ્ચેનો દરિયામાર્ગનો તમામ વેપાર હતો, તેઓ ખૂબ જોરથી પોર્ટુગીઝની સામા થયા અને તેમને વેપાર કરતાં અટકાવવા પોતાથી બન્યું તેટલું કર્યું, પણ તેમાં ફાવ્યા નહિ. આખરે બે વરસ ને બે માસ રહીને ડ ગામાએ પોતાનાં બે વહાણો મસાલા ને મરીથી ભર્યાં અને લિસ્બન પાછો ફર્યો.

× × × ×

ડ ગામાની પેઠે એને (કેબ્રલ)ને પણ ઝામોરિને બહુ માયાથી આવકાર દીધો અને કાલીકટમાં એક વખાર ખોલવા દીધી, પણ આગાઉની પેઠે મૂર લોકો પોર્ટુગીઝ લોકોની સામા થયા અને ઝામોરિનને તેમની વિરુદ્ધ ઉશ્કેર્યો. તેથી કિનારા પરના પોર્ટુગીઝ વેપારીઓ પર આખરે હુમલો કરવામાં આવ્યો, અને અરમારના નાવિકોની નજર આગળ તેમને મારી નાખ્યા. પછી કેબ્રલે તેનું ભયંકર રીતે વેર વાળ્યું. તેણે બારામાંનાં તમામ મૂર વહાણો પકડી બાળી મૂક્યાં, તેમાંનો માલ લઈ લીધો, નાવિકોને મારી નાખ્યા, અને કાલીકટ શહેર પર તોપોનો માર થોડાક કલાક જારી રાખી કોચીન તરફ સફર કરી. કોચીનનો રાજા ઝામોરિનને તાબે હતો, પણ તેને ધિક્કારતો હતો, તેથી તેણે કેબ્રલનો ખુશીથી આવકાર કર્યો. કેબ્રલે પોતાનાં વહાણો યુરોપમાં જેની ઘણી કિંમત ઉપજતી હતી એવાં મરીથી ભર્યાં અને સ્વદેશ પાછો ફર્યો.

કેબ્રલની ફત્તેહથી પોર્ટુગલનો રાજા એટલો બધો ફુલાઈ ગયો કે તેણે "અરબસ્તાન, ઇરાન, અને હિંદુસ્તાનમાં સફર કરનાર, વિજય મેળવનાર, અને વેપાર કરનારાનો અધિપતિ" એવો ખિતાબ ધારણ કર્યો. બીજી અરમારો મોકલવામાં આવી, પહેલી ફરી ડ ગામાની સરદારી નીચે ને બીજી આલ્મીડાની સરદારી નીચે. તેઓ પણ મૂરની સામા લડયા, તેમના નાવિકોને કતલ કર્યાં, કાલીકટ પર તોપનો માર ચલાવ્યો, અને કોચીન ગયા, ત્યાંથી સહેલાઇથી તેમને મસાલા ને મરી મળ્યાં. ઝામોરિનની સામા બચાવ કરવા સારૂ પચેકોની સરદારી હેઠળ ૪૦૦ પોર્ટુગીઝનું નાનું લશ્કર કોચીનમાં રહેવા દીધું; કેમકે પોર્ટુગીઝ અરમાર ગયા પછી ઝામોરિને એ પ્રદેશ પર વારંવાર ચઢાઇ કરી. કેળવાયલા યુરોપીઅન લશ્કરની નાની ટુકડીએ તેને દરેખ વખતે પૂરેપૂરો હરાવ્યો. "બ્રિટિશ સામ્રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ."

---



સેન્ટનો રાજા

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)

આ જગમશહુર સેન્ટનાં ફક્ત બે ટીપાં રૂમાલ અથવા કપડાં ઉપર લગાડવાથી મોહક મીઠી ખુશબો ફુલના ઢગલા માફક ફેલાઈ જાય છે. લગ્ન પ્રસંગમાં અગર માંગલીક પ્રસંગે "ઓટો દીલબહાર" વાપરી જુઓ.

આજકાલ ઓટો નામની નકલો નીકળી પડી છે. માટે ખરીદતી વખતે **ઓટો-દીલબહાર** જે કાયદા મુજબ રજીસ્ટર કરાવેલ છે તે નામ વાંચી સીલબંધ બાટલી ખરીદશો.

કીંમત—૦। ઔંસની બાટલીના રૂા. ૧–૪–૦, ૦॥ ડ્રામની બાટલીના રૂા. ૦–૮–૦
સુગંધી કાર્ડ ૧ નો એક આનો, વી. પી. ખર્ચ જુદું.

---

# ઓટો મુસ્કબહાર (રજીસ્ટર્ડ)

નવીન પ્રકારનું કસ્તુરી મીશ્રીત મોહક સેન્ટ ફક્ત બે ટીપા લગાડવાથી મનને ઉત્સાહ અને આનંદ આપે છે. એક જ ટ્રાયલથી ખાત્રી થઈ આવશે.

કીંમત—૦। ઔંસની બાટલીના રૂા. ૧–૪–૦ }
૦॥ ડ્રામની બાટલીના રૂા. ૦–૮–૦ } વી. પી. ખર્ચ જુદું.

ઉપરના બેઉ નમુના બે આનાની ટીકીટ મોકલવાથી મોકલી આપવામાં આવશે.

સોલ એજન્ટસ:—

**ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું૦**

૨૮૫ જુમા મસીદ, મુંબઈ નં. ૨.

# જ ળ સ મા ધિ

## અનુક્રમણિકા



## ચિત્રાનુક્રમણિકા

# જળસમાધિ

## પ્રકરણ ૧ લું

### 'સક્કર બાર'



વિક્રમની પંદરમી સદીના આરંભનાં વર્ષોમાં એક દિવસે દ્વારકાના વૈશ્ય શેઠ સારંગધરની પેઢીના બારણા આગળ એક જુવાન માણસ આવીને ઉભો. હજી તો એની ઉગતી જુવાની હતી. એના શ્યામલ ચહેરા ઉપર નરી આર્જવતા હતી. યાચકના ચહેરા ઉપર હોય છે એવી પરાવલંબી દીનતા હતી. સારંગધર શેઠ બીજા ચાર પાંચ માણસો સાથે વાત કરી રહ્યા હતા. એ ચાર પાંચ માંહેલા એક સાધુ જેવા હતા. એઓ અંદર, અંદર વાત કરી રહ્યા હતા. બહાર રસ્તા ઉપર ઉભેલા જુવાન તરફ એમનું ધ્યાન પણ નહોતું. એ ધ્યાન ખેંચવાને બહાર કરગરતા જુવાને વધારે દીન અને વધારે ઉંચા સાદે બૂમ પાડી.

'અરે શેઠ! અમ ગરીબને ન સતાવો. અમે કાંઇ જાણતા નથી. અમારો કાંઇ અપરાધ નથી. અમ ગરીબને સતાવવામાં તમને હાંસલ નથી ને અમારૂં કમોત ઉભું થાય છે!'

સારંગધર શેઠે વાત કરતાં કરતાં બહાર નજર ફેરવી. એ નજરમાં બહાર ઉભેલા જુવાનના દિદાર ને વચન પ્રત્યેની સદંતર બેદરકારી હતી.

'અમે તને એક વાર કહ્યું, માના!' સારંગધર શેઠે કડક શબ્દોએ જવાબ આપ્યો કે; 'તારા બોલની, તારી આજીજીની, અમારા ઉપર અસર નથી. આખું દ્વારકા ગામ તારા બાપને જ ચોર માને છે.'

'રણછોડરાયના શપથ લઈને........'

માનાજી બોલવા જતો હતો: એને સાધુ જેવા દેખાતા માણસે વાર્યો. 'રણછોડરાયનાં કમાડ સમૂળગાં ઉપાડી જાય એને રણછોડરાયના શપથનો શો ભો હોય ?'

'અરે બ્રહ્મચારીજી ! તમે દેવ જેવા દેવના પૂજારી થઈને આવું બોલો છો ? અમે ચાવડા ! અમારી મથરાવટી મેલી, પણ અમે નિર્દોષ છીએ.'

' તો ચોર બતાવ.' સારંગધર શેઠે સૂર પુરાવ્યો.

'અરે શેઠ ! ચોરની જો અમને ખબર હોત તો અમે શું કામ અમારા બાપને હેડમાં રહેવા દીધો હોત ? મારો બાપ માંદો છે. ઘર છોડીને આજ મહિનાથી ક્યાંય ગયો નથી. વળી તમે બધાએ અમારા ઘરની જડતી પણ લેવરાવી છે. હવે તો મારા બાપનો કેડો મૂકો. હવે એને છોડી મૂકો.'

'તે તારા ઘરમાં કમાડ ન નીકળ્યાં એટલે તું નિર્દોષ ! એ વળી ક્યાંની વાત ? નાનું છોકરું યે સમજે કે દેવમંદિરનાં કમાડ ચોરે એ માણસ એ કમાડ ઘરમાં ન રાખે. રૂપું ઉતારીને કમાડ ફેંકી દે. રૂપું ગાળી નાંખે.'

'મારો બાપ હેડમાં મરી જશે !'

'તો કાં કમાડ પાછાં લાવ ને કાં કમાડનો ચોર બતાવ.' બ્રહ્મચારીજીએ આખરી નિર્ણય જાહેર કર્યો. પછી બીજા તરફ ફરીને એ બોલ્યો: 'આ ચાવડાઓ જન્મના ચોર. ગુજરાતનું રાજ એમને ઘેર હતું તોય દરિયા ઉપર ને જમીન ઉપર ચોરી કરતા.'

'હેરોલે* ચાવડા માર્યા માર્યા ને થોડાકને શું કામ જીવતા રહેવા દીધા ?' એક બીજા માણસે પણ ચાવડા ઉપર બળાપો કાઢ્યો.

---

* વિક્રમની ચૌદમી સદીમાં હેરોલ નામની એક રાજપૂત જાતિએ ઓખામંડળમાં વસતા ચાવડાઓની એક જ દિવસે કારમી કતલ ચલાવી હતી.

માનાને લાગ્યું કે, આ દુકાનમાં બેઠેલામાંથી કોઇનાથી કોઇના દિલ ઉપર એ અસર કરી શકશે નહિ. ભારે હૈયે એ ત્યાંથી ચાલ્યો.

× × × ×

વાત બની હતી એવી કે, દ્વારકાના દેવમંદિર રણછોડરાયનાં રૂપાનાં કમાડ બે દિવસ પહેલાં રાત્રે ઉપડી ગયાં હતાં. કમાડ કાંઇ નાનાં ન હતાં. સહેલાઇથી ઉઠાવાય એમ ન હતાં, સહેલાઇથી છૂપાવાય એવાંયે ન હતાં. આ કામ કોનું ? આ કાંઇ કેવળ સામાન્ય ચોરી ન હતી, પરંતુ દેવની ચોરી હતી!

લાગવગવાળા ને અગ્રણી લોકોએ આસપાસ નજર નાંખી જોઇ. આ કાળું કામ કોનું ? આવી ચોરી કરવાનું કોઇ સાધારણ ચોરનું ગજું નહિ. નક્કી આ કામ ચાવડાનું જ. ચાવડાએ જ ચોરી ગળથૂંથીમાં પીધેલી. એમ કરો. એકાદ અગ્રણી ગણાતા ચાવડાને ચોર લેખીને હેડમાં પૂરો. એ જાતે ચોર નહિ હોય, તો પણ ચોર સામે આંગળી તો ચીંધી શકશે.

'જોઇ ચડાવો શૂળીએ જાડા નરને જોઇ' ના આ ન્યાયે પૃથ્વી ચાવડાને હેડમાં પુરાવ્યો હતો. પૃથ્વી ચાવડો વૃદ્ધ હતો. વળી બિમાર હતો. એ ચોરને બતાવી શકયો નહિ ને હેડને જીરવી શકયો નહિ. પોતાના પિતાને બચાવવા માનો સારંગધર શેઠ પાસે ગયો હતો. ત્યાંથી નિરાશ થઇને તે પાછો ફર્યો.

× × × ×

પૃથ્વી ચાવડાને રણછોડરાયના મંદિરની સામે હેડમાં નાખવામાં આવ્યો હતો. હેડ એટલે લાકડાના સાણસામાં એવી રીતે એમાં ગોળ કાણાં પાડી ગોઠવ્યાં હોય કે, એક મોટો સાણસો ગરદન ઉપર લગાવાય. સાણસાના પાટિયામાં ગોળ કાણું હોય એમાં ગરદન આવી જાય. પછી સાણસો બંધ કરી દેવાય. બીજો સાણસો એવી રીતે બે પગ ઉપર વાસી દેવાયો હોય કે સાણસા વાસી દીધા પછી એને તાળાં મારી દેવામાં આવે, બેય સાણસાના એક એક છેડા લાકડાના થાંભલા ઉપર

જડી દેવામાં આવ્યા હોય. બીજા છેડા છૂટા હોય. આ બીજે છેડો છૂટો હોવાને કારણે સાણસાનો બોજો ગરદન ઉપર ને પગ ઉપર પડે. વળી પુરાનારથી ન તો શરીર ખસેડાય, ન તો પગ ફેરવાય. બપોરનો તડકો, રાતની ઠંડી, બધું એણે આ દશામાં જ વિતાવવાનું. પ્રાચીન કાળમાં શકદારોને મનાવવા જ આ ત્રાસ યુક્તિ હેડના નામે ઓળખાતી.

માનાજી પોતાના પિતા પાસે ગયો. ખુલ્લી જગ્યામાં સેંકડો માણસોની અવહેલના, ઉપાલંભ ને ઉપહાસની વચ્ચે પૃથ્વી ચાવડો બે દિવસથી હેડમાં જકડાયો હતો. એ વૃદ્ધ હતો. વળી બિમાર હતો. હેડ એને વસમી પડતી હતી. હેડમાં પુરાનારને ખાવાપીવા આપવાનો કોઇ વ્યવસ્થિત પ્રબંધ નહિ. કોઇ રાહદારીને દયા આવે તો ખાવાનું આપે ને પીવા પાણી આપે. કોઇને ખાસ તિરસ્કાર ઉપજે, તો માથે થૂંકે પણ ખરા. હેડમાં પુરાનારનાં નજીકનાં સગાવહાલાં એને ખાવા પીવાનું આપી શકે નહિ. દ્વારકામાં સામાન્યતઃ દયા ઓછી ન હતી; પણ પૃથ્વી ચાવડો તો રણછોડરાયને લૂંટનાર હતો ને? પૃથ્વીને બેય દિવસ ભૂખના ગયા હતા. વૃદ્ધ અને અશક્ત શકદાર ઉપર હેડ બહુ જ વિષમતાથી બેઠી હતી.

માનો પોતાના પિતા પાસે ગયો. પાણી વગર પિતાના હોઠ સુકાઇ ગયા હતા. ડોસાના કંઠમાં શોષ હતો. ગરદન ઉપર, પગ ઉપર લોહીના ડાઘ હતા. પિતા લગભગ બેશુદ્ધ જેવો બન્યો હતો. એનો ચહેરો પીળો પડી ગયો હતો!

માનાએ પોતાના પિતા સામે જોયું ને એના મનમાં ત્રાસ છૂટયો. પિતા વતી એણે રાહદારીઓ પાસે પાણી માગ્યું, પણ કોઇએ પાણીનું ટીપું સરખું યે ન આપ્યું. જવાબમાં માત્ર મળ્યો—તિરસ્કાર, ઉપહાસ અને ઉપાલંભ!

માનો ત્રાસી ઉઠયો. એનું ઋજુ અંતર એના અણુએ અણુમાંથી થરથરી ઉઠયું. અકારણ સતામણી, ગેરઇન્સાફ સામે એના અંતરમાં મહારોષ જાગ્યો.

માનો દોડયો. રણછોડરાયના મંદિરની બરાબર સામે રસ્તા ઉપર બેસી ગયો.

'દેવ! દેવાધિદેવ! જરા સાદ દો! જરા ગવાહ દો!' માનાએ બૂલંદ અવાજે બૂમ પાડી.

એ બૂમના પડઘા મંદિરમાં ગૂંજીને ત્યાં મૌન જોઇને બહાર ઘેરાયેલી મેદિની ઉપર ફરી વળ્યા અને મેદિનીમાં હાસ્ય ફેલાયું: 'માળા ચોર પણ જૂઓને સતા થાય છે! બીજા કોઇની સાક્ષી ન મળી તે દેવની સાક્ષી શોધવા નીકળ્યા. દેવ તે વળી કદિ સાચનીયે ગવાહ ન આપે, તો જૂઠાની તો કયાંથી આપે?'

માનાએ ચપ્પુ કાઢયું: 'દેવ! જવાબ દે. દેવ! સાચ જૂઠની તારવણી કર. અમે ય તારી ઓથે છીએ. શાખ દે, નહિ તર તને હું મારૂં લોહી છાંટું, દેવ! ઓ દેવ!'

એ અવાજે સમસ્ત મેદિનીને ક્ષણભર મૂક બનાવી. માનાએ પોતાની આંગળી કાપી લોહી છાંટયું. 'દેવ! ઓ દેવ! શું તારે મારા પ્રાણ જોઇએ છે? જવાબ દે બાપજી, જવાબ દે.'

'ઉઠ ભાઇ! ઉઠ!' માનાના કાકાએ માનાના ખભા ઉપર હાથ મૂકયો. 'દેવે જવાબ દઇ દીધો. તારા બાપા હેડમાં મરી ગયા!'

'મરી ગયા!' માનો ઉભો થયો. એની આંખો ફાટી ગઇ. એ ક્ષણનું એનું રૂપ સહુ કોઇને બિહામણું લાગ્યું. ક્ષણભર માનાએ કમાડ વગરના દેવમંદિર સામે જોયું. ક્ષણ એક પોતાના મૃત પિતા સામે જોયું. બિભીષણ હાસ્ય એના કંઠમાંથી ઉઠયાં. અત્યાર સુધીનો એનો દીન ચહેરો ક્ષણમાત્રમાં પલટાઇને અભૂત રંગનો બની ગયો.

'અરે, જે દેવ પોતાના કમાડનુંયે જતન નથી કરી શકતા, એ માણસનું તે શું જતન કરી શકશે?' મધરાતે ઘુવડ ગર્જતું હોય એવા અવાજે એણે ચીસ પાડી.

તે રાતે માનાએ પૂજારીનું ખૂન કર્યું. સારંગધરનું ખૂન કર્યું. પછી એ દ્વારકામાંથી અદૃશ્ય થઇ ગયો.

માના ચાવડાએ તે રાતે દેવની અને જમીનની વાટ મૂકી તે મૂકી. એ કાળે રાજ, સમાજ વગેરેથી ત્રાસેલાને ત્રાસ અપાવનારાઓ, દિલેર દિલવાળાઓ ને ચાર દિલવાળાઓ, બંડાઓ અને મવાલીઓ જે વાટે જતા હતા એ વાટ એણે પકડી. એ ચાંચિયો બન્યો.

× × × ×

વિક્રમની પંદરમી સદીમાં દરિયાલાલ–હિન્દી મહાસાગરને ખલાસીઓ દરિયાલાલના વહાલસોયા નામથી બોલાવે છે–તેના કાંઠાના પ્રદેશોના ઇતિહાસના ઉલ્કાપાત શમ્યા હતા. રૂદ્રના અવતાર શા દરિયાલાલમાં આકસ્મિક ઝંઝાવાત ચડી આવે એમ ઇતિહાસના પટ ઉપર એક ઝંઝાવાત ચડી આવ્યો હતો અને એણે ચોમેર સીતમગારોની, સત્તાધારીઓની ભારે ભયાનક બરબાદી કરી હતી. એ ઝંઝાવાત હતો તૈમૂર લંગડો.

એંગોરાના સંહારક સંગ્રામમાં તુર્ક સલ્તનતને શિકસ્ત આપીને એણે યે આભને થોભ દેવાને હામ ભીડવા મથતી સલ્તનતની આગેકદમ બંધ કરી દીધી હતી અને ભાંગી ગયેલા સ્વમના ટૂકડા સમો તુર્કસુલ્તાન તૈમૂરનો કેદી બનીને એના પટાવાળાનું કામ કરતો હતો! ઇરાનની સલ્તનતની પાંખો એણે સદાને માટે કાપી નાંખી હતી ને ઇરાનની વીર શ્રી શિરાજના મેદાનમાં એવી ઉંઘમાં પોઢી હતી કે જે ઉંઘમાંથી એ કદિ જાગવાની ન હતી. હિન્દની તઘલખ સલ્તનત ચીન ઉપર દિગ્વિજય કરવાના ને બ્રહ્મ દેશને તાબે કરવાનાં સ્વપ્નોને જલતા અંગારાની જેમ છોડી દઇને દિલ્હીથી નાસીને દોલતાબાદમાં ભરાઇ હતી. રાજાઓની દિગ્વિજિષા તૈમૂરે ડામી દીધી હતી. ઇતિહાસના ઉલ્કાપાત આવતા સો વર્ષ માટે શમ્યા હતા.

પ્રજા વેપાર રોજગારના વિકાસ કરતી થઇ હતી ને યમન, મસ્કત, કલીકટ, વિજયનગર, સિયામ ને જાવાના નાના પણ શાણા રાજાઓ પ્રજાને એ માર્ગે વાળવામાં સમયવર્તીપણું જોઇ શક્યા હતા. પરિણામે સૂની

પડેલી દરિયાવાટો જાગતી થઇ હતી. હતવીર્ય બનેલી વહાણવટમાં નવું જીવન આવ્યું હતું. શૂરા વેપારીઓ, સાહસિક ખલાસીઓ, કાબેલ નાખૂદાઓનો યુગ બેઠો હતો. હિન્દી મહાસાગરને કાંઠે કાંઠે દેશદેશની પેદાશોની જબરી બંદર ગાહો રચાઇ હતી. કંતાન, આંબુ, જાવા, લંકા, કલીકટ, ભરૂચ, કાન્તિ, સુરત, દ્વારકા, સોમનાથ, ચોમાન, મસ્કત, બસરા જેવાં મોટાં મોટાં ધીકતાં બંદરો હિન્દી મહાસાગરને કાંઠે વસ્યાં હતાં. એ કાળે મસ્કત, હયાત દુનિયાના આયાત નિકાસ વેપારનું મોટામાં મોટું બંદર અને યુરોપ, આફ્રિકા ને એશિયાના મુખદ્વારસમું મનાતું હતું.

વેપાર ખૂબ ખીલ્યો. ને પ્રજા વહાણવટને પણ ખૂબ ખિલાવતી ચાલી—ને સાથોસાથ દરિયાના ચોરો અને ઠગો અને બહારવટિયા સમા ચાંચિયા પણ ખુબ ખીલ્યા. વહાણવટની સાથે ચાંચિયાવટ પણ ખૂબ ફાલી.

હિન્દી મહાસાગરને કાંઠે એ કાળમાં નાનાં મોટાં મળીને ચોરાસી જાણીતાં બંદરો હતાં. આ ચોરાસી બંદરોમાંથી એક દેશનાં બંદરોથી બીજા દેશોમાં જતી લાંબી ને ધીકતી દરિયાવાટો હતી. દરિયાલાલનો તમે નકશો જોશો, તો તમને દેખાશે કે, આ દરિયાવાટોમાંથી મોટા ભાગની વાટો એકબીજા સાથે ચાકડી પાડે છે. એ દરિયાઇ પ્રદેશનો પરીઘ બસો અઢીસો જોજનનો હતો. એટલે કે ઘણીખરી ધીકતી ને જાગતી દરિયાવાટો એ બસો અઢીસો જોજનના પ્રદેશમાંથી પસાર થતી હતી.

કુદરતની કોઇ અજબ કરામતે કરીને આજ પ્રદેશની બાજુમાં નાના મોટા અનેક બેટ બેટડાઓ આવ્યા છે. આ બેટ બેટડાઓ એમની ગૂંચને કારણે, એની વિપુલતાને કારણે અને એના સામીપ્યને કારણે ચાંચિયાઓનાં મથકો બની રહ્યાં હતાં.

આ ચાંચિયાઓ તમામ દેશના હતા. ચિનાઇ પણ હતા ને આરબ પણ હતા; હિંદી પણ હતા ને જાવાઇ પણ હતા. સમાન ધંધાએ એમનામાં દેશ પરદેશના ભેદથી પર એવો સમાન કોમવાદ

જન્માવ્યો હતો. દરેક ચાંચિયા પાસે પોતાનાં સાગરીતો, પોતાનાં જહાજો, પોતાના ગુલામો હતા. દરેક ચાંચિયો જુદા જુદા બેટમાં રહેતો હતો. દરેક પોતાની જોખમદારીએ ચાંચિયાવટ કરતો ને લુંટનો સુવાંગ માલિક હતો. કોઇ ચાંચિયો બીજાના કામમાં આડે આવતો નહિ, બલકે ભીડ પડયે મદદ કરી છુટતો.

આમ ચાંચિયાઓમાં આંતરિક સ્વાધીનતા પુષ્કળ હતી, છતાં તેઓ જ્યારે વતનના સિમાડાના ભેદ ભૂલીને એક અલાહેદી જમાત તરીકે વસતા હતા, ત્યારે એમને એક પટેલની જરૂર દેખાઇ હતી. ચાંચિયાઓની જમાતનો પટેલ ચાંચિયાની પરિભાષામાં સક્કર* બાર કહેવાતો. સક્કર-બારની કામગીરી અંદર અંદરના વાંધાઓ પતાવવાની, અસૂયાઓ ફિટાવવાની, સમસ્ત જમાત ઉપરની આપત્તિ વેળાએ જમાતની આગેવાની લેવાની. સક્કર-બારને એની આ કામગીરી સબબ કાંઇ વેતન કે બદલો મળતો નહિ. બલ્કે એનો ઘણો સમય એમાં વ્યતીત થતો. પરંતુ એમ છતાંએ જગ્યાનો મોહ કાંઇ ઓછો ન હતો. માથું હાથમાં રાખીને અને ખાપણ ખડિયામાં રાખીને ફરનાર જમાતમાં પણ સર્વ શ્રેષ્ઠ તરીકે પસંદગી પામવું, એ અન્ય કોઇ કારણે નહિ, તો કેવળ એ પસંદગીને કારણે પણ મોહ ઉપજાવનારૂં છે.

× × × ×

માનો ચાવડો પણ ચાંચિયાની જમાતમાં ભળ્યો. દ્વારકાથી એ જ્યારે ખૂન કરીને નાઠો હતો ત્યારે પહેલાં તો ભરૂચમાં એક જહાજમાં એ ખલાસી રહ્યો. એકદા લાગ જોઇને વહાણવટીની જુવાન પુત્રી ને એનું ધીંગું વહાણ લઇને એ ભાગ્યો. ભાગીને એ ચાંચિયાઓની જમાતમાં ભળ્યો. ચાંચિયાઓના સનાતન શિષ્ટાચાર મુજબ નવું અને કૃત્રિમ નામ ધારણ કરીને એ પોતાને લાલો એ નામે ઓળખાવવા લાગ્યો.

---

* સક્કર-બાર એ ઘણું ખરૂં તો અરબ્બી શબ્દ-પ્રયોગ, શકે-અલ બેહરનો અપભ્રંશ હશે. શકે-અલ-બેહરનો અર્થ થાય દરિયાઇ શકરો.

ઉજળી કીર્તિ કમાતાં વાર લાગે છે. કાળી કીર્તિ કમાતાં વાર નથી લાગતી. એમ છતાં યે લાલાએ જેટલી ત્વરાથી ભયાનક, રક્ત પિપાસુ, નિર્ભીક અને નિષ્ઠુર ચાંચિયા તરીકેની કીર્તિ મેળવી એટલી ત્વરાથી તો અન્ય કોઇએ નહિ મેળવી હોય. એણે જહાજો લૂંટવામાં બાકી રાખી ન હોતી. મુસાફરોને, વેપારી ખલાસીઓને ડુબાવવામાં મર્યાદા સ્વીકારી ન હોતી. જોતજોતામાં તો ચોરાસી બંદર ગાહ તેમાં લાલાનું નામ નામચીન બની ગયું. એ નામચીની ઉપર પણ કળસ ચડાવતો હોય એમ એણે ચાંચિયાગીરીના ઇતિહાસમાં અજોડ ગણાય એવી એક નહિ પણ બે બે બંદરોમાં લૂંટ કરી, પહેલી લૂંટ દ્વારકામાં કરી ને એ એ બંદરને આગ લગાડીને આવતો રહ્યો. બીજી વાર એણે મસ્કત બંદર લૂંટયું. હજાર હજાર માથાભારે ચાંચિયાઓમાં પણ લાલો અગ્રગણ્ય મનાતો થયો: ને પછી તો એની 'સક્કર-બાર' તરીકેની સર્વૈધિક પસંદગી પણ થઈ.

લાલો રાજસી ઠાઠ માઠથી એક મોટા બેટમાં રહેતો હતો. એ પોતાની સાથે જે બાઇ લાવ્યો હતો, એનાથી એને એક પુત્રી અવતરી હતી. એનું નામ વીજળી. લાલાને પુત્ર ન હતો, પણ વીજળી પુત્રનું કામ પાર ઉતારે એવી પુત્રી હતી.

આપણી કથાકાળમાં લાલો સક્કર બાર હતો. વૃદ્ધ થયો હતો. એની જુવાન પુત્રીની પાછળ એ પાગલ સમો બન્યો હતો. પુત્રીના ભાવિની ચિન્તાથી તે ખૂબ ખૂબ વ્યગ્ર બનતો હતો.

અને એના એક સાગરીતે દરિયા ખંડમાંથી પાછા ફરીને લાલાને બાતમી આપી હતી કે, લાલાએ જે છેલ્લું વહાણ ચાર મહિના ઉપર લૂંટયું હતું, એ વહાણ તો ખુદ ઝામોરીન–કલીકટના રાજાનું હતું. ઝામોરીન, લાલા ઉપર રોષે ભરાયો હતો. લાલાને જીવતો યા મૂવો પકડી લાવનારને ઝામોરીને મોટું ઇનામ આપવા કાઢયું હતું. વીજળીના ભવિષ્યની ચિન્તાની સાથે લાલાને પોતાના ભવિષ્યની પણ પાકી ચિન્તા થવા માંડી.

---

# પ્રકરણ ૨ જું

## શરત



લાલાનો બેટ વિશાળ હતો. મધદરિયાના એ એક ચોરસ માઇલ જેટલા આશરામાં લાલાએ સફર-બારનું ઉપનામ જેને ઘટે એવા ચાંચિયાને લાયક શોભા પાથરી હતી. બેટની વચમાં ઉંચા ટેકરા જેવું હતું. એના ઉપર લાલાનો 'મહેલ' હતો. મહેલને ફરતી સાગ, દેવદાર અને નાળિયેરીની ઉંચી ને જાડી ઘટા હતી. દરિયાના કાંઠાને ફરતો ધોળી રાસ માટીનો કિલ્લો હતો. કિલ્લામાંથી બહાર જવા માટે ભોંયરાનો માર્ગ હતો ને એ માર્ગ ઉપર જરૂરત હોય ન હોય તોય ચોવીસે કલાક ખડા પહેરા હતા. શકરો સદા સાવધ હતો. દરિયાના કાંઠા ઉપર લાકડાના તરતા ધક્કા હતા. ને એમાં લાલાનાં દશ ચાંચિયાઇ જહાજો નાંગરતા. પાંચસો માણસ લાલાના 'કાલા ઝંડા'ની પાછળ ચાલતું. શકરાના માળા ઉપર મીટ સરખી માંડવી સહેલી ન હતી.

એક દિવસે લાલાએ પોતાના આવાસમાં બે જુવાનોને આમંત્ર્યા. બેય નાના નાના બેટડામાં રહેતા. હતા તો સાવ એકલા, પણ એક એક વહાણના ધણી હતા. કોઇ વાર અંહીથી કોઇ વાર તહીંથી પંદરવીસ માણસોને માગીભીખીને તેઓ પોતાનું જહાજ ચલાવતા. એકાદ બે વેપારી વહાણો લૂંટી આવતા. લૂંટના માલમાંથી માગી આણ્યા માણસોને મહેનતાણાનો ભાગ આપતા. કદાચ કોઇ ખપી ગયું હોય તો જેનો એ માણસ હોય એ ચાંચિયાને એનો બદલો આપતા. આમ ચાંચિયાઇ જમાતની બિછાતના છેવટના ભાગમાં એઓ રહેતા ને ઉભડ ચાંચિયા તરીકે ગજાજોગ રળી ખાતા. આ બેનાં નામ હતાં રાનજી અને સંબલ. લાલાએ એ બેને આજ પોતાને ત્યાં ખાસ જમવાને બોલાવ્યા હતા.

વીજળી પીરસતી હતી. લાલો, રાનજી ને સંબલ ભોજન કરતા હતા. ભોજન કરતાં કરતાં લાલાએ વાત ઉપાડી.

'તમને બેને મેં ખાસ કામે બોલાવ્યા છે!'

'મને થયું કે, સક્કર બારાએ બોલાવ્યા છે તે કાંઇ વાંક ગુનામાં તો નથી આવ્યા ને?' સંબલે જરા હસીને કહ્યું.

રાનજીના ચહેરા ઉપર પહેલાંની સ્વસ્થતા ન ડગી. એણે કહ્યું: 'અને તો મનમાં હતું કે, ખાસ કામ વગર અમને સક્કરબારા યાદ ન કરે.'

'હું કેટલાક સમયથી કોઇ લાયક જુવાનની શોધ કરતો હતો. આખરે મારી નજર તમારા બે ઉપર ઠરી છે.'

'શો હુકમ છે?' સંબલે ફરીને વિવેક કર્યો.

લાલો એટલો મહાન્ હતો કે એની સામે વિવેક કરવામાં સંબલને શોભા અને સલામતી બેય એક સાથે સૂઝયાં હતાં. રાનજીને આવી ઝીણી વાતોની પરવા કે કદર બેમાંથી જે કહો તે, એકકે ન હતાં. એ સંબલના જેટલો વિનય કરી શકતો ન હતો. એ કેવળ ચૂપ રહ્યો.

'જાણે વાત એમ છે કે, હું વીજળીને માટે કોઇ લાયક જુવાન શોધું છું. હવે જે માણસ વીજળીને પરણે એ મારો પણ વારસદાર બને, માટે મારે બહુ કાળજીપૂર્વક પસંદગી કરવી જોઇએ.'

સંબલ તો વાત હજી પોતાનાથી દૂર છતાં એની ઉષ્માથી ઓગળી ગયો. 'તદ્દન સાચી વાત છે આપની.'

'કેમ રાનજી તમે કાંઇ બોલતા નથી?' રાનજીને હજી પણ ચૂપ જોઇને લાલાએ સીધો સવાલ કર્યો.

'મારે બોલવા જેવું હજી કાંઇ તમે કહ્યું નથી.'

'સાચું, સાચું.' લાલાએ કહ્યું; 'પણ હવે કહું છું. મારો વિચાર તમારા બેમાંથી એકને પસંદ કરવાનો છે. તમારા બેય ઉપર મારી

ઘણા વખતથી નજર છે. તમારી ચિકાશ મને ખૂબ ગમે છે. તમે બેય બહાદૂર છો. પણ માશાલ્લા! કાંઇ તમને બેયને તો વીજળી પરણાવાય નહિ. ને મારો વારસો મારી વીજળીથી વેગળો પણ જાય નહિ.'

'ખરી વારસદાર પણ વીજળી જ ગણાયને?' સંબલે ચાલતી ગાડીમાં બેઠક લીધી.

'હવે મારી શરત સાંભળો. તમે બન્ને જણ પોતપોતાના બેટડા છોડીને અહીં મારી સાથે રહેવા આવી જાઓ. ત્રણ મહિના મારી સાથે રહો. ત્રણ મહિના મારી નજર તળે રહો. ત્રણ મહિનામાં તમારા બેમાંથી હું એકની આખરી પસંદગી કરીશ. જેની પસંદગી હું કરીશ એને વીજળી પરણાવીશ. એને મારો વારસો આપીશ. જેની પસંદગી નહિ કરૂં એને એક જહાજ, જહાજ ભરાય એટલો દારૂગોળો, એ તોપ ને હથીઆર બંધ પચીસ માણસો આપીશ.'

સંબલ અને રાનજી બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહિ.

લાલાએ સવાલ કર્યો, 'કેમ સંબલ! તમે શું કહો છો?'

'આપની શરતો આપને જેબ આપે એવી છે, ઉદાર છે.'

'તમારે કબૂલ છે?'

'હા, બેલાશક. આવી શરત કયા બેવકૂફને પસંદ ન હોય?'

'અને તમે રાનજી?' લાલાએ સવાલ પૂછયો.

'મારે એ ના કબૂલ છે!' રાનજીએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

લાલાની આંખમાં સિન્દૂરનો રંગ છાયો: 'કેમ મારી શરતો પરત્વે તમારે શું કહેવાનું છે?'

'કશું જ નહિ'.

'ત્યારે?'

'તમારી નજરે એ શરતો બરાબર છે, મારી નજરે એ શરતો બેવકૂફીની શરતો છે.'

'બેવકૂફી?' લાલાનો મિજાજ મહાપ્રયાસે કાબૂમાં રહેતો હતો.

'હા. કયો પાણીદાર જુવાન એક ઓરતના બદલામાં ત્રણ મહિનાની નજરકેદ કબૂલ રાખે? કયો જુવાન ગમે એવડા વિશાળ વારસાને માટે એક ઓરતને પરણે?'

'મારી વીજળીની તમને કદર નથી?'

'મને મારી સ્વાધીનતાની કદર વધારે છે, સંબલને તમારી વાત ખૂબ ગમતી લાગે છે. મને તો તમે આવી ગણતરીમાંથી બાદ જ રાખજો.'

લાલાની આંખમાં ખૂન આવ્યું. વીજળીનો, પોતાના વિશાળ વારસાનો, સમુદ્રના વર્ચસ્વનો આટલો તિરસ્કાર! અને તે પણ એક ઉભડ જુવાનને હાથે!

'ભલે', લાલાએ રોષથી કહ્યું: 'હવે એક સંબલ ઉપર જ મારી ગણતરી રહેશે.'

થોડી વાર લાલાએ રાનજી ને સંબલ સામે વારાફરતી જોયું. પછી રાનજી સામે જોઇને એણે બૂમ જેવા અવાજે કહ્યું: 'હવે તમે જાઓ.'

આ ઉઘાડા અપમાનથી રાનજીને રોષ ચઢયો, પણ પોતાનો રોષ એણે કાબૂમાં રાખ્યો. એની આંખમાં માત્ર લાલપ ચમરી ગઇ.

રાનજીની સ્થિર રહેવાની વાતનો લાલાએ બીજો અર્થ કર્યો. 'સાંભળતા નથી? જાઓ અહીંથી અને મારા આટલા અપમાન પછી તમે મારા તરફથી કોઇ જાતની યે આશા ન રાખશો.'

રાનજી ગયો. એના ગયા પછી લાલો પોતાના દિલને સાંત્વન આપતો હોય એમ બોલ્યો. 'કેટલો અભિમાની માણસ છે. કોડામાં એક માણસ નથી. દરિયામાં એક વહાણ નથી ને મિજાજ અરબ્બી સુલ્તાન જેટલો.'

સંબલને તો પોતાનો રાહ નિરંતરાય ને બિનહરીફ લાગ્યો. એ મનમાં ખૂબ રાજી થયો.

ભાવિ મહત્તા ને સમૃદ્ધિનાં સુખસ્વપ્નો અત્યારથી એની આંખ સામે નાચી રહ્યાં.

---

# પ્રકરણ ૩ જું

## વીજળી



પોતાના એકલવાયા બેટ ઉપરથી પોતાનો પડાવ ઉપાડીને સંબલ લાલાને ત્યાં વસવાને આવી ગયો હતો. લાલાની ત્રણ માસની અવધિ તો ઉભી હતી, પણ સંબલને એની કશી ચિંતા ન હતી. હવે એના માર્ગમાં કોઇ હરીફનો પડછાયો પડતો ન હતો. સંબલને બેટ ઉપર પગ મૂકતાં જ તમામ વસ્તુઓ પોતાની માલિકીની લાગી. વીજળી એની બાજુમાં જ સૂતેલી દેખાઇ. સક્કરબારાનો તાજ એના માથા ઉપર ભમતો દેખાયો. સંબલના ચિત્તમાં અનાયાસે પોતાનાં ભાવિ પરાક્રમો અને ભાવિ અભિલાષાઓની ઇમારત રચાતી ચાલી.

એકદા સંબલની આ ઇમારતમાં ધરતીકંપનો આંચકો આવ્યો. અને તે અણધારી દિશામાંથી આવ્યો. લાલો પોતાના આવાસમાં ન હતો. એ બહાર એકાદ દરિયાખેડની પૂર્વ તૈયારીઓ કરવા ગયો હતો. દરમિયાન ભોજનનો સમય થઇ ગયો અને વીજળીએ સંબલને ભોજન કરવાને બોલાવ્યો. સંબલ ઉઠીને ભોજન કરવા ગયો. નિયમ મુજબ વીજળી પીરસતી હતી.

સંબલ જુવાન હતો. અને રંગીલો જુવાન હતો. વળી એ વીજળી સાથે લગ્ન કરવાની પ્રગટ સમજૂત અને સંભાવના સાથે જ લાલાને ત્યાં રહેવા આવ્યો હતો. એના દિલમાં વિચાર આવ્યો કે, જેવી તક એ શોધતો હતો એવી તક એની કશી જ મહેનત સિવાય એની સામે આવીને ઉભી છે. તકનો અર્થ જ દરિયાની ભરતી થાય છે. ભરતી કોઇની રાહ નથી જોતી. આવી તેવી પકડવામાં ન આવે તો કોઇને માટે ઉભી રહેતી નથી. તક પણ કોઇની રાહ નથી જોતી. હાથમાં આવેલી તક એકવાર જો ગુમાવી દેવામાં આવે તો ફરીને એ સાંપડતી નથી. વીજળીનું દિલ માપવાનો સંબલના મનમાં મનસૂબો જાગ્યો.

અને દિલ માપવાનું ગમે એવી વીજળી હતી. વહાલ ઘેલા પિતાના લાડમાં, દરિયાની મુક્ત હવામાં અને બેટના નિરંકુશ વાતાવરણમાં ઉછરેલી એ બાળા હતી. એ સુંદર હતી એટલાથી જ એના રૂપની નોંધ પૂરી થતી ન હોતી. દરિયાના ખારા પાણી ડહોળનાર સંબલને અલંકારો સુગમ્ય ન હતા, ભાષા સુલભ ન હતી. એણે વીજળીને જોઇ હતી અને એને લાગ્યું કે, વીજળી કેવળ સુંદર કરતાં ઘણી વધારે છે. મોટા મોટા સંત મહંતોનું માથું ભમાવી નાંખે એવી એનામાં મોહિની છે. કશો જ ઉપસ્કર ન હોય તોયે વીજળી દિલને લોભાવે એવી હતી. તો પછી લાલાની વિશાળ સંપત્તિને વિશાળ સત્તાના ચોકઠામાં જડાયેલી આ રમણી સંબલ જેવા નિર્ભીક પરંતુ નિષ્કિંચન માનવીને ભાન ભુલાવી દે એમાં કોઇ કરતાં કોઇ નવાઇ ન હતી.

સંબલે વાતનો આરંભ કર્યો. એનું હૃદય તો અંદરથી ભયાનક વેગથી ધડકતું હતું. જાણે કૂદીને વીજળીના કદમમાં આળોટવા માગતું હોય એમ. પરંતુ એના ચહેરા ઉપર સ્વસ્થતા હતી. વીજળી ગમે તેવા રૂપનો રાશિ હોય તોય આખરે સ્ત્રી હતી. સંબલ ગમે તેવો અકિંચન હોય તોય આખરે મરદ હતો! ને મરદે હૃદય ભલે ફાટી જતું હોય તોય ચહેરાની સ્વસ્થતા ગુમાવવી જોઇએ નહિ. હા, મરદ જેવા મરદ પણ સ્ત્રીઓ સાથે દિલ્લગી કરી શકે ખરા.

સંબલે કહ્યું: 'તમે કેમ કાંઇ બોલતાં નથી?'

સંબલના ચહેરા ઉપરના હાસ્યનો જરા સરખોયે પડછાયો વીજળીના ચહેરા ઉપર ના પડયો. વીજળીએ ગંભીર વદને જવાબ આપ્યો: 'શું બોલવા જેવું છે?'

'આપણે ત્રણ માસ પછી પરણવાનાં છીએ.'

વીજળીનો સુંદર ચહેરો તિરસ્કારથી મરડાયો.

સંબલ એ તિરસ્કાર જોઇ કાંઇક છોભીલો પડયો.

'કેમ?' એણે સવાલ કર્યો.

'કાંઇ નહિ. મારા બાપાની એ ગણતરી છે, એ મને ખબર છે.'

'ત્યારે ?'

'મારી ગણતરી નથી !' વીજળીનો જવાબ ઘણો ઠંડો હતો. સંબલના ચહેરામાં વહેતું લોહી ગરમ થવા લાગ્યું હતું.

'તમારી ગણતરી નથી ?'

'મુદ્દલ નહિ.'

'તમે...તમે...મારો અસ્વીકાર કરો છો ?'

જવાબમાં વીજળી હસી. એ હાસ્યમાં જ એટલો તો પ્રગટ અસ્વીકાર હતો કે વીજળીને શબ્દો બોલવાની જરૂર ન હતી.

સંબલ શરીરે અસુંદર ન હતો. એ પોતે પણ એ વાતથી વાકેફ હતો. સંબલ બહાદુર હતો. ખુદ લાલાની પસંદગી એની ગવાહ પૂરતી હતી. સંબલે સવાલ કર્યો:

'મારા સામે તમારે શું કહેવું છે ?'

'તમારી સામે કાંઇ કહેવા જેવું છે કે નહિ, એનો પણ મેં વિચાર નથી કર્યો.' વીજળીએ જવાબ દીધો: 'માત્ર એક વાત મારા મનમાં રહી ગઇ છે.'

'શી છે ?'

'મારા પિતાનું દાસત્વ તમે કબૂલ કર્યું છે.'

'તમારા પિતાનું દાસત્વ મેં કબૂલ કર્યું છે ?'

'હું ભૂલી. તમે કેવળ કબૂલ નથી કર્યું, વધાવી લીધું છે અને વીજળી કદિયે એના પિતાના દાસને નહિ વરે !'

સંબલના દિલમાં જાગેલી દિલ્લગી દબાઇ ગઇ. એનું સ્થાન રોષે લીધું: 'અને તમને હું મારી બનાવ્યા સિવાય હવે જંપવાનો નથી. અત્યાર સુધી મારા મનમાં એ ભાવ હતો કે, તમારા પિતા મને ત્રણ માસ પછી ના પસંદ કરે તો મારે વગર બોલ્યે દૂર હટી જવું. એ ભાવ મને નહિ રહે.'



પાંચે ફત્તેહમારીઓનો રાજસી કાફલો દેખાયો [ પૃષ્ઠ ૨૧ ]

'એમ કે ?' વીજળીએ કહ્યું.

'હા. હું જાતનો ખલાસી રહ્યો ને એટલેજ તોફાની વહાણ, તોફાની પવન ને તોફાની મોજાંને મહાત કરવાનો મને શોખ છે અને મહાવરો પણ છે,' સંબલે રોષથી કહ્યું: 'અને મારી મહેતલ પૂરી થશે એના પહેલાં તમને પણ એ ખ્યાલ આવશે.'

'બહુ સારું, પણ હું લાલા સફર બારની પુત્રી છું.'

'એટલે ?'

'મારા પિતાનો કોઇ દાસ ઉદ્ધત થાય તો એને ઠેકાણે લાવવાનો મને શોખ છે—અને મહાવરો પણ છે.'

સંબલ હાડે હાડમાં આ દુ:સહ અપમાનથી જળી ગયો. ભોજનની થાળી સાથે અત્યાર સુધી એ રમત કરતો હતો. થાળીનો વીજળી ઉપર ઘા કરીને એ એકદમ ઉભો થઇ ગયો: થાળી વીજળી પાસે પડી અને એનો રણકાર હજી પૂરો શમ્યો પણ નહિ, ત્યાં વીજળીએ એ ઉપાડી લીધી અને સંબલ ઉપર સામી ફેંકી. સંબલ થાળીને આવતી દેખીને નીચે નમી ગયો અને થાળી સંબલના નમેલા માથા ઉપર થઇને વાગી—લાલાને, લાલો બહારથી આવતો હતો. એના માથામાં થાળી વાગી.

× × × ×

સંબલ એક શબ્દ બોલ્યા સિવાય બહાર નીકળી ગયો. લાલાએ તાજુબીથી વીજળી સામે જોયું: 'કેમ, કેમ ?'

વીજળીના ચહેરા ઉપર રોષની લાલીમા હતી, પરંતુ કવેળાએ અને કઠેકાણે પોતાનો રોષ ઉતરેલો જોઇ, એ જરા ક્ષોભીલી પડી ગઇ: 'બાપાજી ! તમને વાગ્યું.'

'ના વાગ્યું નથી. પણ હતું શું ?'

'એ તો તમારો ગુલામ બનીને આવેલો પેલો સંબલ ઉદ્ધત બનતો હતો......'

'સંબલ મારો ગુલામ ?'

'ગુલામ નહિ તો બીજું શું ?' વીજળીએ સામો સવાલ કર્યો.

'જરા વિચારીને બોલ, છોકરી !' લાલાએ શિખામણ આપતો હોય એવા અવાજે કહ્યું; 'એની સાથે તારાં લગ્ન થવાનાં છે. લગ્ન થયા પછી ગમે તેમ થાળીઓ ઉછાળજે ને. પણ લગ્ન પહેલાં તો હસી રમીને બોલો ને વર્તો તો શું જાય છે ?'

વીજળી એના પિતા પાસે આવી. 'બાપા ! જાડેજામાં દીકરી દૂધપીતી કરતા હતા ખરું ને ?'

આ અપ્રસ્તુત સવાલ સાંભળીને લાલાને નવાઈ લાગી. 'હા, એનું કેમ છે ?'

'એ પિતાઓ તમારા કરતાં વધારે ડાહ્યા હતા.'

'એટલે ?'

'બાપા ! તમે મને દૂધપીતી કરી હોત તો મને કાંઈ રંજ ન રહેત, પણ જાળવી રાખી એ આટલા માટે ?' વીજળીએ પોતાના હોઠ પીસ્યા. 'તમે મને છૂટમાં ઉછેરી, છૂટમાં ખેલવા દીધી, તમારી સાથે દરિયાખેડો કરાવી. તમારી ચાંચિયાવટમાં કંઈ વાર મને તમે તમારી બાજુમાં ઉભી રહેવા દીધી. કંઈક ધીંગાણામાં મને તમારા સાથીદારો સાથે ખભેખભા મિલાવીને લડવા દીધી. તમારાં વહાણોમાં મને કંઈ વાર તમે નાખૂદા તરીકે મૂકી ને કંઈ વાર એકલે હાથે પણ મને દરિયા-ખેડ કરવા મોકલી. આ બધું તમે કર્યું, મને કરવા દીધું અને આજ તમે મને એક દાસને ઘેર ખીલે બાંધવા માગો છો ?'

લાલો વીજળીના આ પ્રકારના પુણ્ય પ્રકોપ માટે તૈયાર ન હતો. એનામાં આ પ્રકારનો પુણ્યપ્રકોપ હોવાની એને સંભાવના સરખી પણ નહિ સૂઝેલી. એને લાગ્યું કે પુત્રી એના મનોભાવ જ સમજી નથી.

'પણ બેટા ! જરા ભવિષ્યનો વિચાર કર. હું હવે વૃદ્ધ થયો છું. મારા માથા ઉપર ભારે મોટું ઇનામ લટકે છે. મારો હવે તારે

ભરોસો જ કરવો નહિ જોઇએ. મારે પુત્ર હોત તો મને ચિન્તા ન રહેત પણ મારે પુત્ર નથી. અને મને કાંઇ આસ્માની સુલ્તાની અકસ્માત્ થાય તો તારૂં શું ? મારે એકાદ પણ પુત્ર હોત તો મને તારી ઉપાધિ ન રહેત.'

'મને તમે તમારા પુત્રની જેમ રાખી છે. હવે મને જ તમારો પુત્ર સમજી લ્યો.'

લાલાને હવે સમજાયું કે, પોતે જ પોતાની પુત્રીને બરાબર સમજી શક્યો નહતો. એણે જવાબ આપ્યો; 'સંબલ ઉપર તારી પસંદગી નહિ હોય તો હું કાંઇ તને એની સાથે બળજ્બરીથી નથી પરણાવવાનો. પણ તારી પાસે મારી માગણી એક છે. સંબલ સાથે દિલ મેળવવાની તું કોશિષ કરજે. તું સમજી નહિ શકે, પણ સંબલની સાથે તારાં લગ્ન એ મારે માટે તો હવે વટનો સવાલ થઇ પડ્યો છે.'

'મારાં લગ્ન કરી નાંખવાની તમારી વટ ?'

'મેં કહ્યું નહિ એ તું સમજી નહિ શકે ! હજી કહું છું કે, તને એ વાત નહિ સમજાય. પણ એક વાત તું ભૂલીશ નહિ. તું પોતે જ જો નારાજ હોઇશ તો મારી વટને હું આગળ નહિ કરૂં.'

'પિતાજી ! મારી એક વાત માનશો ?'

'શી ?'

'આજની દરિયાખેડમાં મને પણ આવવા દ્યો.'

'તને ?'

'હા. મારે તમને બતાવવું છે કે વીજળી એ તમારી દીકરી નથી, પણ દીકરો છે. અને તમારી આબરૂની જાળવણી કરવાને પૂરતી તાકાતવાળી છે.'

'ભલે. તારે આવવું હોય તો મારી ના નથી. હું તો હવે વૃદ્ધ થયો છું ને સાચા વારસદારની મને હવે ભૂખ લાગી છે.'

× × × ×

જે દરિયાખેડની તૈયારી થતી હતી. એ દરિયાખેડ કાંઇ સાધારણ નહોતી, એકલિયાઓની નહતી. સક્કર બારની અંગત દેખરેખ નીચેની, જાતદોરવણી નીચેની એ ચાંચિયાઓની જમાતની સહકારી સાહસયાત્રા હતી. જેટલા એ યાત્રામાં સાથ આપવાના હતા, એ બધા જ એમાંથી સલામત પાછા ફરવાના પણ ન હતા.

લાલાને હવે આશાયેશ લેવો હતો. લાંબી મજલ પછી એ જૈફ નરને હવે આરામ જોઇતો હતો. પરંતુ આરામ લેતાં પહેલાં એક કામ એવું કરી જવાની એની ખેવના હતી કે, એનું નામચીન નામ અમર બની જાય. આવા અવસરની એ રાહ જોતો હતો.

અને એવો અવસર આવ્યો. કલીકટમાં ઝામોરીન*ને ત્યાં યુવરાજનો જન્મ થયો હતો. અને એના હર્ષનિમિત્તમાં દ્વાદશ જ્યોતિર્લિંગોને મહામૂલ બક્ષિશ જતી હતી. સાથોસાથ બીજા પણ બે અવસરો આવી મળ્યા હતા. ઇરાનના શાહને ત્યાં પણ યુવરાજનો જન્મ થયો હતો. બગદાદના ખલીફાની શાદી થઇ હતી. એ બે અવસરોએ રાજરીત પ્રમાણે ઝામોરીનને ભેટ સોગાદો મોકલવાની હતી. પાંચ સશસ્ત્ર ફત્તેહમારીઓ આ બધો રાજ્યલક્ષ્મીના નૈવેદ્યનો ભાર વહી જવાની હતી. લાલાના આખરી સાહસને ખાતર જ આ ત્રણે અવસરોનો સન્નિપાત થયો હતો.

લાલાની મુરાદ આ ફત્તેહમારીઓ લૂંટવાની હતી. એમાં દેવમંદિરોની ભેટો હતી, એ એને પણ અંતરાય કરનારી વાત ન હતી. રાજાઓની રાજરીત એમાં હતી, એ પણ એને શંકાશીલ બનાવવાને કમતરી ન હતી. કલીકટના લાંબા હાથવાળા અને સામુદ્રિક સામર્થ્યવાળા ઝામોરીનને એની સાથે સીધી નિસ્બત હતી, એ વાત પણ એને

* ઝામોરીન એ પહેલી નજરે અરબ્બી નામ લાગે છે, પણ વાસ્તવમાં સમુદ્રરાયનો અપભ્રંશ છે: સમુદ્રરાય–સામુરાય–સામોરીન–ઝામોરીન. ઝામોરીન એ કોઇ વ્યક્તિનું નામ નથી, પરંતુ કલીકટની ગાદીનો ઇલ્કાબ છે.

કંપાવનારી ન હતી. બલ્કે આ બધી વાતો તો એની કીર્તિની ભૂખને સજવાની સરાણુસમ બની હતી.

આ દરિયાખેડ તો રાજાઓની તાકાત સામે સક્કરબારની તાકાતનો વિજયડંકો બજાવવા માટે હતી. એક રીતે જુઓ તો એમાં સમાયેલા જોખમના પ્રમાણમાં એમાં વળતર હોવા વિષે વાજબી શંકાને સ્થાન હતું. પણ સાથેસાથ દરિયાલાલના આઠે ખૂણામાં ચાંચિયાઓની હાક વાગે એવી એમાં કીર્તિ હતી.

આ સાહસમાં સામેલ થવાની કોઈને ફરજ ન હતી. તેમ સામેલ થવામાં અંતરાય ન હતો. બાર જહાજો તૈયાર થતાં હતાં. ઘણા ખરા ચાંચિયાઓ એમાં સામેલ થયા હતા. ચુનંદા માણસોને પસંદ કરીને લાસ્કર તરીકે ભરતી કરવામાં આવ્યા હતા. દારૂગોળો ઠોરે ઠોર ભરવામાં આવ્યો હતો.

× × × ×

આવા જોખમી સાહસમાં વીજળી કેમ? એનો ખુલાસો તદ્દન સાદો છે. કામ જોખમનું હોય કે સહેલગાહનું હોય, લાલો વીજળીને કદિ ના કહી શકયો ન હતો. ને ના કહેવા જેવું વીજળીએ કદિ કર્યું ન હતું.

ચડતી વેળમાં ચાંચિયાઓનાં જહાજો ઉપડયાં. બે દિવસની દોડખોજ પછી એમને પાંચે ફત્તેહમારીઓનો રાજસી કાફલો દેખાયો. લાલો કદિ લાંબા અંતરની લડાઈમાં માનતો નહિ. એને જેટલો તોપ ઉપર વિશ્વાસ હતો એટલો જ બલ્કે વધારે વિશ્વાસ લોઢાની બિલાડી ને કડાં ઉપર હતો. બારે જહાજોને લાલાએ ફત્તેહમારીઓના તોપના આક્રમણનો જવાબ સરખો દેવાની પરવા કર્યા વગર કે જવાબ દેવા રોકાયા સિવાય ફત્તેહમારીઓ સાથે ભેટાડી દીધાં. આ વાતમાં વેપારી કે દરબારી જહાજો કરતાં ચાંચિયાઓની સ્થિતિ વધારે સારી ને સદ્ધર હતી. વેપારી ને રાજસી જહાજોને તો પોતાની ગતિ અગતિ

માટે પવન ઉપર નિર્ભર રહેવું પડતું. ચાંચિયાઓ તો દરેક વહાણની સાથે ગુલામો રાખતા. પવન પડી જાય ત્યારે આ ગુલામો વહાણને હલેસાં મારીને આગળ લઈ જતા. ચાંચિયાઓ જે વહાણો પકડતા એમાંથી મજબૂત ખલાસી કે વેપારી કે મુસાફરને પકડતા. એમનું મૂલ્ય નક્કી કરતા. એ મૂલ્ય ભરપાઈ ન થાય ત્યાં સુધી એને પોતાના વહાણના ગુલામ બનાવતા. કદાચિત્ કોઈ ગુલામ મરી જાય તો વિશાળ ઉદરવાળો દરિયાલાલ હાજરાહજુર હતો. આવા ગુલામોને જીવતા રહેવા કરતાં મરવાની વધારે તકો હતી. એ તરફ ચાંચિયાઓ બેદરકાર હતા. ને ગુલામોને દરકાર હોય તો તેનો કાંઈ અર્થ ન હતો! ચાંચિયાઓ, શું પકડાયેલા કે શું પોતાના જહાજમાંથી એક પણ નિરૂપયોગી મનુષ્ય, જંતુને કાચી ઘડી પણ સંઘરતા નહિ. એક લાલા ઉપર જ પાંચ હજાર માણસોને દરિયામાં ફેંકી દેવાનો આક્ષેપ ઉભો છે.*

ચાંચિયાઓનાં જહાજોને ઇજા થઇ ન થઇ ને ફત્તેહમારીઓ ઉપર બિલાડીઓ પડી ને કડાં જકડાયાં. અને પછી તો જોડાજોડ પડેલાં ને ભિડાયેલાં જહાજો ઉપર ચાંચિયાઓએ કુહાડીઓ, છૂરાઓ અને ટૂંકી તરવારો વતી આક્રમણ કર્યું.

ચાંચિયાઓની વિપુલ જનસંખ્યા, આવી જાતની લૂંટની લડાઈ કરવાની એમને આવી ગયેલી ફાવટ, વર્ષોના અનુભવ પછી આવી જાતની લડાઈ માટે એમણે નક્કી કરેલાં હથિયારો બધાએ એક સામટા મળીને સક્કરબારના ધોળી ખોપરીવાળા કાળા ઝંડાને વિજય અપાવ્યો.

---

* Perhaps the most notorious of the whole of this human Pest of the Indian Ocean was Lala, who, for one reason or other, made no less than five thousand persons walk the Plank.

LEGENDS OF PIRATES

લડાઇના આરંભ પછી એક કલાક તો ધાવપડધાવના કારમા કોલાહલ સિવાય બીજું કાંઇ ન દેખાયું. પછી એક પ્રચંડ જયઘોષ ઉઠ્યો. એ જયઘોષ ચાંચિયાઓના વિજયની વધાઇનો હતો.

વિજય મળ્યા પછી પાંચે ફત્તેહમારીઓના ખલાસીઓ, સારંગો, નાખૂદાઓ વગેરેમાંથી જે કોઇ જીવતા હતા એમને કેદ કરવામાં આવ્યા.

અને એમને પાટિયે ચલાવવામાં આવ્યા. પાટિયું એટલે વહાણના તૂતક ઉપરથી દરિયામાં એક લાંબું પાટિયું ઝૂલતું રાખવામાં આવે. અને એના ઉપર માણસને ચલાવવામાં આવે. માણસ આપ મેળે ન ચાલે તો ચાંચિયાઓ પાછળથી હથિયારો ઘોંચીને ચલાવે. પાટિયું પૂરું થાય એટલે ચાલનાર માણસ દરિયામાં પડે. એના હાથ પાછળથી બાંધી રાખ્યા હોય. એટલે જેવો એ પડે એવો પથ્થરની જેમ ડૂબી જાય. જીતાયેલા દુશ્મનોનો કાયમને માટે મૂંગો રહે એવો નિકાલ કરવા માટે પાટિયું એ ચાંચિયાનો જમાના જૂનો ઉપાય છે. અને હિન્દી મહાસાગરની ચાંચિયાગિરીની નોંધાયેલી તવારીખ ને સંભળાયેલી દંત-કથાઓમાં લાલા જેટલો પાટિયાનો આશક બીજો કોઇ ચાંચિયો ન હતો.

પાંચ ફત્તેહમારી ઉપર મલબારી પાટિયાં જડાયાં હતાં ને આસરે સોથી સવાસો માણુસ પાટિયાં ઉપર ચાલ્યું હતું. હવે લૂંટનો માલ ચાંચિયાઓએ પોતાનાં વહાણોમાં ભર્યો. એ માલ તમામ ભરાઇ ગયા પછી તેઓએ નીચે ભંડારમાં જઇને પાંચે કલીકટની ફત્તેહમારીમાંથી ખૂંટા કાઢી નાંખ્યા. ફત્તેહમારીઓમાં ઝપાટાબંધ પાણી ભરાવા લાગ્યું. કાલીકટના સમુદ્રરાયની સિદ્ધિ અને શક્તિની આ ભવ્ય લાકડાની મહોલાતો ઝપાટાબંધ પાણીમાં ગરકાવ થવા માંડી. ડૂબતાં વહાણોનો શોષ પોતાને એની પાછળના જળમોળામાં ખેંચે નહિ એટલે દૂર ચાંચિયાઇ જહાજો લઇ જઇ, દૂર તરીને ચાંચિયાઓ ઉભા ઉભા ફત્તેહમારીઓને ડૂબતી જોઇ રહ્યા. ફત્તેહમારીઓ ડૂબી એટલે પોતાના વિજયને સાંગોપાંગ માનીને ચાંચિયાઓએ હવામાં તોપના બાર કર્યા.

× × × ×

એ તોપોનો પડઘો પાછો પડતો હોય એમ હવામાં બીજા તોપના અવાજો ગાજી ઉઠયા. એ અવાજો ખાલી તોપોના પણ ન હતા. ભરેલી તોપોની કારમી ડણક જેવા હતા. ચાંચિયાઓ ચમકયા. એમણે જોયું તો દૂર ક્ષિતિજ ઉપર વીસ જહાજોની કોર નીકળતી એમણે જોઇ.

ચાંચિયાઓ સ્તબ્ધ બનીને ઉભા રહ્યા. દૂરથી આવતાં જહાજો નજીક આવ્યાં. જેમ જેમ વહાણો નજીક આવ્યાં એમ એમ એમની તાજુબીની સાથે હૃદયના થડકારાનો પણ ઉમેરો થવા લાગ્યો.

એ જહાજો જંગી જહાજો હતાં. એમનો દેખાવ ને દિમાગ લશ્કરી હતો ને એમની માથે કલીકટના સમુદ્રરાયનો નેજો ફરકતો હતો.

લાલાને પરિસ્થિતિ ગંભીર લાગી. શું બન્યું હતું એ એના જેવા ચકોર માણસના કળયામાં આવ્યા સિવાય ના રહ્યું. આવું કાંઇક થવું જોઇએ એની પોતે પહેલેથી જ કેમ ગણતરી ન રાખી, એજ એને સમજાયું નહિ. સમુદ્રરાયની ભેટ સોગાદો લઇને પાંચ ફત્તેહમારીઓ એકલી ન હોતી જતી. આ ફત્તેહમારીઓનો બોજો ચાંચિયાઓને લોભાવનારો થઇ પડવાનો સંભવ સમુદ્રરાયના નૌકાધિપના ખ્યાલ બહાર ન હતો. એટલે ફત્તેહમારીઓ ઉપર ચાંચિયાઓ હૂમલો કરે તો તે સમયે ફત્તેહમારીની મદદે આવી પહોંચાય એ ગણતરીથી સમુદ્રરાયનો દરિયાઇ કાફલો પાંચે ફત્તેહમારીઓની પાછળ પાછળ ચાલ્યો આવતો હતો: ઝામોરીનના કાફલાની ભૂલ એક જ થઇ હતી. ચાંચિયાઓને આબાદ ફસાવવાના એમના આ ફરેબમાં રહેલી નબળી કડી એમણે લક્ષમાં જ લીધેલી નહિ. એ નબળી કડી એ હતી કે, નૌકાદળ ફત્તેહમારીઓની મદદે પહોંચી જાય એ પહેલાં જ ચાંચિયાઓ ફત્તેહમારી સાથેના હિસાબ ચૂકતે કરી નાખશે તો શું ? તેની તેમણે ગણતરી કરી ન હતી. કાફલાની ગણતરી એટલી અવળી પડી. પાંચ ફત્તેહમારીઓ કાફલો આવી પહોંચે ત્યાંસુધી ટકી શકી નહિ.

× × × ×

પરંતુ તોય એની ચિન્તા નહિ. સમુદ્રરાયનો નૌકાધીપ સારંગ-પાણી ઘણો ચીકણો, ઘણો આગ્રહી અને ઘણો જ સાવધ અફસર હતો. ફત્તેહમારીઓ ડૂબી ગઈ એ એને મન નજીવી વાત હતી. ફત્તેહમારીઓ અંદરનાં માણસો તમામ જીવનાં ગયાં એ એની નજરે લડાઈનો અક-સ્માત્ હતો. સમુદ્રરાય અને સક્કર બાર એ વચ્ચેની અથડામણમાં અમુક માણસોએ મરવાનું જ રહ્યું. એટલા માટે તો એમને વેતન મળતું હતું. ફત્તેહમારીઓએ એક મહત્ત્વનું કામ પાર પાડયું હતું. પાંચ પાંચ વર્ષથી જે તકને એ જંખતો હતો એ તક સારંગપાણીને એણે આપી હતી. સારંગપાણીની જીવનની એક મુરાદ ચાંચિયાઓ સાથે ખુલ્લા દરિયામાં મુકાબલો કરવાની હતી. પછી દરિયાલાલની સાક્ષીએ એમનો ભાંગીને ભૂક્કો કરવાની પોતાની તાકાતમાં એને મુદ્દલ અશ્રદ્ધા ન હતી. એણે હરોલના વહાણના મોરાના તૂતક ઉપર પોતાનું સ્થાન લીધું અને ત્યાંથી એણે ચાંચિયાઓના કાફલા ઉપર હૂમલો કરવાની પોતાના કાફલાને આજ્ઞા આપી.

તોપો ધણધણી ઉઠી. લોઢાના ગોળાઓ તોપોમાંથી વછૂટીને દરિયાના પાણી સાથે પછડાઈને કોહેટ* થતા આગળ કૂદ્યા. સારંગપાણી પાસે જહાજોની સંખ્યા વધારે હતી, દારૂગોળો અખૂટ હતો, આત્મશ્રદ્ધા અખૂટ હતી. પરિણામ વિષે એને રંજ માત્ર પણ શંકા ન હતી. સહી શકાય આટલા સઢોનો બોજ વહેતો કાફલો આગળ ધપ્યો.

સારંગપાણીને જેમ પરિણામની શંકા ન હતી, તેમ લાલાને પણ ન હતી. જે મુકાબલો એની સામે પવનની પાંખ ઉપર ને તોપના અવાજ ઉપર ધસતો આવતો હતો એ કાલાગ્નિ સમો દુઃસહ અને દુર્ધર્ષ હતો. પોતાનાં જહાજો બાર હતાં. એ જહાજોનો મોટો ગુણ

---

*કોહેટ—પાણી ઉપર કોઈ વસ્તુ તીરકસ પછડાઈને પાણીમાં ડૂબવાને બદલે ટપ્પો ખાઈને આગળ કુદે એ. એને માટેનો અંગ્રેજી શબ્દ Recobet છે.

ઝડપનો હતો. દુશ્મનનાં જહાજો વીસ હતાં. એમનો મોટો ગુણ ઝડપનો હતો. લાલો કાંઈ મરણિયો જોદ્ધો ન હતો. એ તો ગણતરીબાજ સફરબાર હતો. જોહરનો સાદ એના લોહીમાં ન હતો. હારનો સંગ્રામ નહિ વહોરવાની એનામાં આત્મપરસ્તી હતી. એણે સૌથી છેલ્લા વહાણના વંઢારના તૂતક ઉપર પોતાનું સ્થાન લીધું અને ચાંચિયાના કાફલાને મેદાન છોડી જવાનો હૂકમ આપ્યો. પોતાના વહાણોની ઝડપમાં એને વિશ્વાસ હતો. પોતાનાં વહાણોના સઢ અને ઓલાદ ઉપર એને શ્રદ્ધા હતી. દબાવાય એટલા સઢો દબાવીને ચાંચિયાના કાફલાએ પાછો જળકેડો પકડયો.

સારંગપાણી લાલાની રમત સમજી ગયો ને એના ચહેરા ઉપર તિરસ્કારનું હાસ્ય છવાયું. એક વહાણને એણે કલીકટ તરફ પાછું રવાના કર્યું. એમાં ઝામોરીનને સંદેશો મોકલ્યો; 'મારી ગણતરી સાચી પડી છે. ચાંચિયાઓનો મેં પીછો પકડયો છે. લાલા અને એના સાગરીતોને આપના કદમમાં બહુ જ થોડા સમયમાં હું ધરીશ.'

× × × ×

સારંગપાણીએ પોતાના કાફલાના બે ભાગ કર્યા. એક ભાગને એણે છૂટો પાડીને નીચે વાસ મોકલી દીધો. લાલાને આ સમજાયું નહિ. આ ચાંચિયાઓની સામે પોતાના અર્ધા અર્ધ કાફલાને છૂટો પાડનાર નૌકાધિપ એને મૂર્ખ લાગ્યો. નીચે વાસનો કાફલો દૂર ગયો એટલે જ સારંગપાણીના નબળા પડેલા કાફલા સાથે લડાઈ બીડવાનો એણે ઇરાદો કર્યો. પહેલે જ ધડાકે લાલાને પોતાની ગણતરી–ભૂલ દેખાઈ. સારંગપાણીનો કાફલો પહેલાં કરતાં હવે નબળો હશે–હતોજ, પણ હજીયે ચાંચિયાઓના કાફલા ઉપર તે ગોલંદાજી ને નિશાનબાજીમાં અચૂક વર્ચસ્વ ધરાવતો હતો।

હવે લાલાને વધારે સચોટતાથી સમજાયું કે, ચાંચિયાઓ સાથેનો તમામ હિસાબ પતાવી લેવા માટે જ કલીકટના ઝામોરીને ભારે પાકી તજવીજ તૈયારી કરી રાખી છે અને પહેલી નજરે નિર્દોષ લાગતી પાંચ

સમૃદ્ધ અને અરક્ષિત ફત્તેહમારીઓના છટકમાં એ આબાદ ફસાયો હતો. ચાંચિયાઓએ વધારે સઢને દબાવ્યા. વધારે ઝડપ કરી. અને–

સારંગપાણીએ બે દિવસ પહેલાં મોકલેલા પોતાના અર્ધા કાફલા સાથે લાલાનો ભેટા થયો! લાલાને કપાળે પરસેવો બાઝયો. બીજા ચાંચિયાઓના હાડેહાડ થરથરી ઉઠયાં! સારંગપાણી મૂર્ખ ન હતો. મૂર્ખ તો ચાંચિયાઓ હતા! ચાંચિયાઓ હવે બે બાજુએ ઘેરાયા હતા.

અને સારંગપાણીએ પોતાના કાફલામાંથી ફરીને અર્ધો કાફલો છૂટો કર્યો. એ અર્ધો કાફલો ફરીને એકલો પડયો. પણ હવે ચાંચિયાઓ સારંગપાણી ઉપર હુમલો કરવાની ગફલત કરે એમ ન હતા. ગમે તે બાજુએ તેઓ હુમલો કરે તો પાછળ તો એક કાફલો રહે જ. ચાંચિયાઓ હુમલો કરવા રોકાયા તો એમનો બોરફૂટો નીકળી જાય. બેય બાજુએ ઝામોરીનનાં જહાજો ચાંચિયાની તોપોના મારથી દૂર દૂર રહીને ચાંચિયાઓ સાથે સમાન્તરે કૂચ કરતા આવતા હતા. ચાંચિયાઓને માટે સલામતીનો એક માત્ર રાહ ઝડપ અને વધારે ઝડપ કરીને દૂર નીકળી જવાનો જ રહ્યો હતો.

લાલાએ ઝડપ કરી અને સારંગપાણીએ તોપો ચલાવી. લાલો ઝડપ કરીને જે દિશા તરફ જવા માગતો હતો એ દિશા તરફ જતાં એણે એને રોકયો. લાલાએ પૂર્વ તરફ મારો ફેરવ્યો. સારંગપાણીએ એને જવા દીધો. લાલાએ એ દિશા તરફ ઝડપ કરી—અને સારંગપાણીએ આગલે દિવસે છૂટાં પાડેલાં પાંચ જહાજોએ તોપો વતી એની ઝડપ નરમ પાડી.

હવે લાલાને પોતાના કાફલા ઉપરના ભયનું સાચું ભાન થયું. હવે એને સારંગપાણી જરાયે મૂર્ખ ન લાગ્યો. બલ્કે ભયંકર શયતાની ગણતરીબાજ લાગ્યો. સારંગપાણી એને અમારાન્તના બેટ તરફ ધકેલતો હતો! એ બેટમાં ધકેલી દેવા માગતો હતો. બેટની ખાડીમાં પૂરી દેવા માગતો હતો. અને પછી વગર લડાઇએ, જાનના જરા પણ જોખમ વગર ચાંચિયાઓને કેવળ ભૂખમરાથી કચરી નાંખવા માગતો હતો!

પરંતુ સારંગપાણીને લડાઇ જોઇતી ન હતી ને લાલાને વહોરવી પાલવે એમ ન હતું.

અને એક દિવસે લાલાના ગમે એટલા પછાડા છતાં, ચાંચિયા-ઓના પોતાનાં જહાજોની ઝડપના ગમે એટલા ગુમાન છતાં સારંગ-પાણીએ લાલાને અને એના બાર જહાજના કાફલાને અમારાન્ત બેટની ખાડીમાં ધકેલી દીધો.

સારંગપાણીએ ઝામોરીનને બીજો જાસૂસ મોકલ્યો. 'લાલાને અને ઘણાખરા નામીચા ચાંચિયાઓને એમનાં બાર જહાજ સાથે અમારાન્ત ટાપુમાં ધકેલી લીધા છે. ટૂંક સમયમાં એ આ તમામ દરિયાચોરોને હજૂરના કદમમાં હાજર કરશે.'

× × × ×

સારંગપાણીની આત્મશ્રદ્ધા અસ્થાને ન હતી. ચાંચિયાઓ અને એમનાં જહાજોને જીવતાં પકડવા માટે જ કુદરતે જાણે અમારાન્તનો બેટ સરજ્યો છે.

આ બેટની અંદર એક મોટી ખાડી વહી જાય છે. બીજા મધ્યમાં ઊંચું મેદાન છે ત્યાંસુધી આ ખાડી જાય છે. ત્યાંથી તે સામા કાંઠા સુધી ભીની ચીકણી જમીન ને ચેરના રોપાઓ ઉગ્યા છે. બેટ ઉપર સોએક જેટલા મૂળવતની માણસોની વસતી છે. પણ તે માછલીઓ પકડીને એને મલબાર કે લક્ષદ્વીપના ટાપુમાં વેચી એના દાણા લાવે છે. ટાપુમાં કાંઇ નિષ્પત્તિ નથી.

એક વાર ચાંચિયાઓનાં જહાજો આ ખાડીમાં ધકેલાયા પછી એમને બહાર નીકળવાનો બીજો રસ્તો જ નથી. બેટમાં કાંઇ ખોરાક નથી. ચાંચિયાઓ જીવ પર આવીને લડે તો હારે તો ખરા જ, પણ સામા કાફલામાં પણ ભારે ખુવારી કરે. એટલે સારંગપાણીએ પોતાનાં જોરાવર વર્ચસ્વનો ઉપયોગ સીધી દરિયાઇ લડાઇમાં કરવાને બદલે ચાંચિયાઓને આ બેટમાં ધકેલવામાં જ કર્યો હતો. બેટમાં ગયા

પછી ચાંચિયાઓને ખોરાકીની તંગી પડવાની છે. અને એમનો દારૂગોળો પણ ખૂટવાનો છે.

ખોરાકી કરતાં પણ દારૂગોળો વહેલો ખૂટશે એમ સારંગપાણીને લાગ્યું. લાલાએ ખાડીની બેય બાજુએ રાતો રાત માટીના ઓટા ઉભા કરાવ્યા ને એના ઉપર તોપો ગોઠવી. એ તોપોવતી એ ખાડીના મુખમાં દુશ્મનો પેસી ન આવે એ માટે એ ચોકી કરવા લાગ્યો.

સારંગપાણીએ આ તોપો ખડકાતી જોઇ અને એ મૂંછમાં હસ્યો: 'મારે કયાં ઉતાવળ છે? ઉતાવળ તો તારે જ આવવાની છે!' સારંગપાણીએ પોતાના કાફલાને તોપોના મારથી દૂર રહેવાને હુકમ આપ્યો.

અને પછી જળોના મનુષ્યાવતાર સમો નૌકાધીપ સારંગપાણી બેટની ખાડીના મુખ ઉપર દૂરથી જ કડક પહેરો રાખવા લાગ્યો.

× × × ×

જે સાહસ લાલાને પોતાની લાંબી કીર્તિરેખાની યશકલગી જેવું પહેલાં દેખાયું હતું, તે હવે જીવન મરણના જોખમથી પ્રચૂર બન્યું. સારંગપાણી કેટલે સુધી પહેરો ભરશે, ને પોતે કયાં સુધી ટકી રહી શકશે? ચાંચિયાઓ હોઠ પીસીને હાથની મરણ મૂઠીઓ વાળીને બેસી રહ્યા. મૃત્યુ કરતાં યે જીવન જ્યાં વધારે ભયાનક લાગશે, એવી કલીકટની જીવન ભરની તુરંગ સહુની આંખ આગળ નાચી રહી. લાલો રોજ સવારે ને સાંજે દરિયાલાલ ઉપર નજર નાંખતો હતો! 'સારંગપાણી કંટાળીને ચાલ્યો ગયો છે? ચાંચિયાઓ સાથે તાકાત મિલાવવા બેટ ઉપર એ કુચ કરવાનો હુકમ આપે છે?'

લાલાને આ તબક્કે કેવળ રાહ જ જોવાની રહી હતી. ને જીવનમાં પહેલી જ વાર રાહ જોવાનો થતો અનુભવ લાલાને જરાયે સુખકર લાગતો ન હતો.

ચાર દિવસ વીત્યા પછી એક દિવસે ચાંચિયાઓ લાલાના જહાજ ઉપર જમા થયા હતા અને હવે શું કરવું એનો વિચાર કરતા હતા.

'આપણે બેટમાંથી નીકળીને હલ્લો કરીએ તો ?' એક ચાંચિયાએ દરખાસ્ત મૂકી.

'નકામું.' લાલાએ માથું ધુણાવ્યું: 'આપણે પહોંચીયે એના પહેલાં બધા ફૂંકાઇ જઇએ.'

'ત્યારે ?'

'આપણે રાહ જોવી.'

'પણ ક્યાં સુધી ? આ તો કંટાળી ગયા છીએ.'

'તમને નથી ગમતું ને મને ગમે છે ?' લાલાએ જવાબ આપ્યો: 'પણ બીજો રસ્તો જ નથી. સારંગપાણી આપણા કરતાં વહેલો કંટાળે એ એક જ આશા છે.'

'એ આશા ઘણી દૂરની છે.' એક બીજા ચાંચિયાએ કહ્યું.

'પકડી રાખવા માટે એ એક જ આશા છે.' લાલાએ આખરી નિર્ણય આણ્યો.

રોજ રોજની આ ચર્ચા આજ પણ રોજની જેમ ચાલી ને રોજની જેમ પૂરી થઇ.

× × × ×

બધા પોતપોતાને સ્થાનકે ગયા પછી લાલો અને વીજળી બે જ રહ્યાં. વીજળીએ કહ્યું: 'પિતાજી ! તમે સંબલની સલાહ કેમ નથી લેતા ?'

'સંબલ મને તે શું સલાહ આપવાનો હતો ?'

'તો પણ એને તમે તમારા પછી સક્કરબાર બનાવવા માગ્યો છે તે એને કાંઇક કહેવાનું તો હશે ને ?'

'એને કહેવાનું હોત તો આજ દિવસ સુધી એ ચૂપ કેમ બેઠો રહે ? કોઇનેય કહેવાનું હોય તો ચૂપ કેમ બેઠો રહે ? હકીકતમાં કોઇને ય કાંઇ કહેવાનું જ નથી. શું થાય છે, એ જોવાનું જ છે.'

'અને ધારો કે હું તમને માર્ગ બતાવું તો ?'

લાલો વીજળીના ખભા પકડીને એને જોરથી હલાવતો બોલ્યો: 'તું માર્ગ બતાવે, તું ?'

વીજળીએ અભિમાનથી પોતાની કાયા ટટ્ટાર કરી: 'હા, હું.'

'તું મને માર્ગ બતાવે એમને ?' લાલાના દિલમાં કશો વ્યંગ હોય કે ન હોય પણ અવાજમાં અશ્રદ્ધા હતી.

'હા, હું બતાવું અને તે પણ એવો કે સારંગપાણીની પૂરી મશ્કરી થાય એવો.'

વીજળીના અવાજમાં લાલાએ કંઈક સાર પારખ્યો. એ ધીમે સાદે બોલ્યો: 'જો તું માર્ગ બતાવી શકે—ભલેને સારંગપાણીની મશ્કરી ન થતી—પણ આપણો બધાનો ઉગાર થાય એવો તો, સમસ્ત ચાંચિયા કોમનો અહેસાન તને મળશે.'

વીજળીએ માથું ધુણાવ્યું: 'મને એટલાથી સંતોષ નથી'.

'ત્યારે ?'

'મને તમારી જગ્યાએ સક્કરબાર બનાવો.'

'તને...તને ! પણ એ કેમ બને ?'

'તો તમારી મરજી.' વીજળીએ ટાઢાશથી જવાબ આપ્યો.

'પરંતુ મને વાત તો કર.'

'પહેલાં મારી શરત મંજૂર કરો. પછી વાત કરૂં.'

'જો તું મને માર્ગ બતાવી શકે, એ માર્ગે આપણા બધાનો ઉગાર થઈ શકે, તો સક્કરબાર બનવાને માટે તારાથી બીજો કોઈ વધારે લાયક ન કહેવાય.'

વીજળીએ માથું ધુણાવ્યું: 'ના એમ નહિ. તમે સાફ સાફ કહો કે તારા માર્ગ દ્વારા અમે બધા જ સલામત આપણા સ્થાનકે પહોંચીયે કે તરત જ મારૂં સ્થાન તને સોંપીને હું નિવૃત્ત થઈશ.'

'પણ મારૂં સ્થાન આમ ઝૂંટવી લેવાનું તને કાંઈ કારણ ?'

'હું ચાંચિયાની દીકરી છું ને! એટલે મને ઝૂંટ ઝૂંટનાજ સંસ્કાર છે; તમારૂં સ્થાન હું ઝૂંટવી લઉં તોજ હું સંબલ સાથેના લગ્નમાંથી બચું.'

'પણ તને તો મેં કહ્યું છે કે, તારી ઇચ્છા વગર હું તને નહિ પરણાવું.'

'ના.' વીજળીએ કહ્યું: 'હું ચાંચિયાની દીકરી તો જન્મથી છું, પણ કર્મથી દીકરો છું, એમ મારે તમને બતાવવું છે એટલે મારી શરત મંજૂર હોય તો જ મારી વાત કરૂં.'

લાલાએ થોડી વાર મૂંગા રહીને પછી કહ્યું: 'મંજૂર!'

'પછી ફરશો તો નહિ? મારાથી તમારી સામે છાને ખૂણે બળવો યે થાય ને સોદો યે થાય, પણ બહાર જાહેરમાં તો ન ઉડાય.'

'તારો માર્ગ જો અમલી હશે તો તારી શરત મને કબૂલ, પછી છે કાંઇ?'

'બસ તો ચાલો.'

વીજળી ઉઠી અને પાછળ લાલો પણ ઉઠયો. બંને બેટના મધ્ય ભાગ તરફ ગયાં. ઉંચા મેદાન ઉપર આવીને બંને ઉભાં. એમની સામે વિશાળ નિર્જન દરિયો અને ચેરનું કાંપ દેખાતાં હતાં. વીજળીએ ચેરના કાંપ તરફ આંગળી બતાવીને કહ્યું: 'આ રહ્યો તમારો માર્ગ!'

લાલો હસ્યો. એ હાસ્યમાં કાંઇક તિરસ્કારની છાંટ હતી. 'મૂર્ખ છોકરી! વહાણોને તે કાંઇ પાંખ છે કે ઉડીને જશે?'

'ના. પણ તમે નહેર તો ખોદી શકો ને?'

લાલો ચમરી ગયો. 'હા...આ...આ...' એણે ધીમેથી જવાબ દીધો. 'એ સાચું!'

વળતે દિવસે ખાડીના મોઢા ઉપરનાં ચાંચિયાનાં તોપખાનાં અવારનવાર ગર્જવા લાગ્યાં. સારંગપાણી એ ગડગડાટ સાંભળીને હસ્યો: 'લાલાજી! બજાવો ફટાકિયા બજાવવા હોય એટલા. અમારે

એટલું જોખમ ઓછું'. આખરની ઘડિયે લાલાનાં વહાણો ખાડીના બારામાં દેખાયાં–જાણે બહાર નીકળવા માગતા હોય એમ. સારંગપાણીએ બારાની જાગતી ચોકી ગોઠવી.

અને સારંગપાણીને રમાડવાની આ ફરેબી હિલચાલની પાછળ પાંચસો માણસ રાતદિવસ ચેરના ભીના કાંપમાં ખોદકામ કરી રહ્યું હતું. ગાળો કાંઇ લાંબો ન હતો. જમીન કાંઇ સખત ન હતી. જીવન મરણનો સવાલ હતો.

ત્રીજે દિવસે રાતે લાલાનાં દશેદશ જહાજ પાછલી નેળમાંથી ભરદરિયામાં બહાર નીકળ્યાં.

ખાડીના બારા ઉપરનાં તોપખાનાં મૂંગાં બન્યાં હતાં, પણ સારંગપાણીને એમાં ઉંડો ફરેબ દેખાયો. એ પોતે એટલો તો ગણત્રીબાજ હતો કે સામો માણસ ગણતરી વગર કાંઇ કરે એ એના માન્યામાં જ આવતું નહિ. એ સમજ્યો કે, ચાંચિયાઓ મારા કાફલાને વધારે નજીક લાવવા માટે જ તોપખાનું ચૂપ કરીને બેઠા છે. ચાંચિયાઓ પાસે હવે દારૂગોળો નથી એમ સમજીને હું આગળ જઉં ને નજીક જઉં એટલે તેઓ તોપ વછોડે ને મારાં ચાર પાંચ જહાજ ડૂબાવે. સારંગપાણી ચાંચિયાઓનો ફરેબ પોતે પામી ગયો છે એવો આત્મસંતોષ અનુભવતો ત્રણ દિવસ હતો ત્યાં જ દૂર પડયો રહ્યો.

ચોથે દિવસે એને પણ શંકા ગઇ. એણે તપાસ કરાવી પણ–

ત્યાં તો ચાંચિયાનાં જહાજો એમના પોતાના મુકામે પહોંચીને લૂંટનો માલ કાંઠે ઉતારતાં હતાં!

આ રીતે વીજળી લાલાને સ્થાને સક્કરબાર બની!

અને સંબલ એનો પડયો બોલ ઝીલવા લાગ્યો.

લાલો વીજળી સાથે રહેતો–પણ હવે સલાહકાર તરીકે.

---

# પ્રકરણ ૪ થું

## સંબલ



બલ એ જુવાન હતો. ને એના લોહીમાં વીજળીનો સાદ પુકારતો હતો.

તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે, ઈશ્વરે પહેલાં સર્વ જડ સૃષ્ટિ રચી, પછી પશુ સૃષ્ટિ રચી. પશુ સૃષ્ટિ રચ્યા પછી ઈશ્વિર પોતે જ ભૂલી ગયા કે એણે કેટલા પ્રકારના જીવો રચ્યા છે ને એમની ખાસિયતો શી છે? એટલે પોતાની સકળ પશુસૃષ્ટિના પ્રતીક સમી માનવસૃષ્ટિ રચી. દરેક માનવીમાં કોઈ ને કોઈ પશુની ખાસિયત હોય છે. દરેક માનવી કોઈ ને કોઈ જાતનું એ પણું જનાવર છે.

સંબલમાં એકલદંભ ગેંડાની ખાસિયત હતી. ગેંડાને એક વાર ધૂન ચડે છે પછી એ બીજા કશા સામે જોતો નથી. જેની એને ધૂન ચડે છે એ વસ્તુની પોતાને જરૂરત છે કે નહિ, એનો એને ખ્યાલ નથી હોતો. એતો એ વસ્તુ એ જીરવી શકશે કે નહિ એ પણ જાણવા માગતો નથી. એ તો એ વસ્તુની પાછળ દોટ મૂકયે જાય છે. સંબલને આવી ધૂન ચડી હતી વીજળીની. લાલાએ સામે ચાલીને દરખાસ્ત કરી નહિ ત્યાં સુધી વીજળી જેવી કોઈ છોકરીની હયાતી સરખીનો પણ સંબલને ખ્યાલ હતો કે નહિ એ શંકાસ્પદ છે. ધૂન ચડયા પછી વીજળી સિવાય દુનિયામાં બીજું કાંઈ છે કે નહિ, એનો સંબલને ખ્યાલ રહ્યો કે નહિ એ શંકાસ્પદ છે.

એટલે લાલાના જીવનમાં પરિવર્તન થઈ ગયું, તોય સંબલ એ પરિવર્તનથી અલિપ્ત જેવો રહ્યો. એ પરિવર્તનને કારણે સંબલને લાલાએ કરેલી દરખાસ્ત જડ મૂળથી નાબૂદ થઈ ચુકી હતી એનો સંબલને વિચાર સરખો પણ ઉપજ્યો નહિ. હવે વીજળીનો હાથ દેવાનું લાલાના અધિકારમાં ન હતું એનો પણ સંબલને વિચાર

આવ્યો નહિ. સંબલને વીજળી જોઈતી હતી ને એ માટે એ લાલાના બેટમાં રહેતો હતો.

પરંતુ વીજળીના લોહીમાં કોઈ પ્રકારના નારી તત્ત્વનો જાણે વાસ જ ન હતો. વીજળીને તો દરિયો કબજે કરવો હતો. દરિયાલાલ ઉપર હકુમત ભોગવવી હતી. દરિયાલાલને ખૂણેખૂણે પોતાનું નામ ગજાવવું હતું. વહાણુમાં જેટલી લોહીની તરસ હોય એટલી તરસ વીજળીમાં હતી.

અને સારંગપાણીના અનેક પ્રયાસો છતાં, ઝામોરીનના અનેક પછડાટો છતાં, વેપારીઓના અનેક કલ્પાંતો છતાં વીજળીની હકૂમત દરિયાલાલ ઉપર વીજળીના પાત જેવી પડી. દરિયાવાટો ઉપર જાણે આભની વીજળી પડી હોય એમ દરિયાવાટો ફરીને ઉજ્જડ થઈ ગઈ. વેપાર રોજગાર જાણે થંભી ગયા. વેપારી ફત્તેહમારીઓ બંદરમાં જકડાઈ ગઈ. કલીકટ, ધનુષકોડી, રામેશ્વર ને દખ્ખણના જાવા, ને કંતાનનાં બંદરો ઉપર જાણે તાળાં દેવાઈ ગયાં. લાલાની હકૂમત ત્રાસ સમાન હતી. પરંતુ વીજળીની હકૂમત સામે તો સલામતીની પરાકાષ્ઠા સમી લાગતી હતી. અને ફરી ફરીને સમુદ્રરાયનાં શાસનો છૂટવા લાગ્યાં; 'લાલાને પકડીને જીવતો કે મૂવો મારી પાસે લાવો. એ માથા ફરેલી એની છોકરીને પકડીને અહીં હાજર કરો. ચાંચિયાઓના રહેઠાણનો પત્તો મેળવો. ઝામોરીનની રિયાસત ડૂલ થઈ જાય તોય હરકત નહીં, પણ દરિયાલાલની પીઠ ઉપરથી ચાંચિયાવટ આખી ઉથલાવી નાખો.'

× × × ×

બિચારા સંબલને દિલ્લગી કરવાનો મોકોજ મળતો ન હતો. વીજળી જાણે વીજળીની ધાર જેવી જ હોય એમ એને સળગાવવા, પ્રયાસ કરવા સિવાય બીજી કોઈ ભૂખ જ ન હતી. સંબલ ઘણી વાર લાલા પાસે જતો અને વીજળી પોતાને કશો અવસર નથી આપતી એનું દુઃખ ગાતો. લાલો એને ધીરજ આપતો, આશ્વાસન આપતો, આશા આપતો અને વીજળીના નવા પ્રગટેલા ચંડી અવતાર સામે પોતે

કોઈ નિશ્ચયાત્મક પગલું ભરી શકવાની લાઇલાજી જાહેર કરતો હતો. સંબલ વીજળીની સાથે રહેતો. એના સાહસમાં એનો જમણો હાથ બની રહેતો. સંબલની સદંતર નિર્ભીકતા વિષે બે મત ન હતા. વીજળી તરફની એની લાગણી વિષે કોઈની શંકા ન હતી. સંબલને આશા હતી કે, કોઈક ને કોઈ દિવસ આ કાચી કેરી પાકશે ને આપભારે જ નીચે પડશે. જ્યારે એ નીચે પડશે ત્યારે પોતાના જ હાથમાં એ પડશે, કેમકે એ સદાકાળ કેરી પડવાની આશામાં નીચે ઉભો રહેતો હતો ને બીજા કોઈને ઉભવા દેતો ન હતો. ચાર પાંચ ચાંચિયા જુવાનોએ સંબલના રાહ જોવાના અધિકાર ઉપર પેશકદમી કરવાનો વિચાર કરી જોયેલો. અત્યારે તેઓમાંથી કોઈ દરિયાને તળિયે ન હોય તો કોઈ મગરમચ્છના પેટમાં હોવા જોઈતા હતા. આ ઈર્ષ્યા ન ઉપજાવે એવા સ્થાન માટે સંબલ સાથે હરિફાઈ કરવી નકામી હતી. વીજળીનું ધ્યાન ખેંચવાની આશા ન હતી, ને સંબલનું લગ્ન જરા સરખુંયે દૂર હટવાની સંભાવના ન હતી. શેષ દુનિયાને લાગતુંવળગતું હતું ત્યાં સુધી સંબલ વીજળીનો માલિક હતો. માત્ર વીજળી પોતે એ માલિકી ક્યારે કબૂલ કરે એટલો જ સંબલને માટે સવાલ હતો. વહેલા કે મોડા પણ વીજળીને એ સિવાય છૂટકો નથી એમ લાલો માનતો હતો—સંબલ પણ માનતો હતો.

× × × ×

પર્વતની ટોચે બેઠેલું ગરૂડ જેમ ખીણમાં ખદબદતી કીટસૃષ્ટિ ઉપર નજર સરખીયે ન નાખે તેમ આ બધી દુન્યવી તાલાવેલી ને ગણતરીથી પર એવી વીજળીની આંખો તો દરિયાલાલ ઉપર ભમતી હતી. અત્યાર સુધી ચાંચિયાઓને અક્ષય પાત્ર સમી બનેલી દરિયાવાટો ઉજ્જડ બનતી જતી હતી. પહેલાં જ્યાં મહિનામાં પચાસ વહાણોનાં સઢ ફરકતા ત્યાં આજ ભાગ્યે જ એકાદ સઢ દેખાતો. વીજળીનો હિસાબ સાવ સાદો હતો. વહાણો એ ચાંચિયાઓ પાસે ન આવે તો ચાંચિયાઓએ વહાણો પાસે જવું જોઈએ—જેમ ધૂમકેતુ પાસે પૃથ્વી

જતી નથી ત્યારે ધૂમકેતુ પૃથ્વી પાસે આવે છે એમ; જેમ ચંદ્ર રાહુ પાસે જતો નથી ત્યારે રાહુ ચંદ્ર પાસે આવે છે એમ.

આવી દરિયાખેડ એ દરિયાદોડ સમી બની રહે. એમાં ચાંચિયાઓએ એકલા પવન ઉપર વિશ્વાસે ન રહેવું જોઇએ. એમાં ચાંચિયાઓનાં વહાણોમાં પવન ન હોય તોયે ગતિ કરવાની તાકાત જોઇએ. વહાણોને કાં તો પવન ચલાવે ને કાં માણુસો તરાવે. પવન ઉપર તો વીજળી જેવાનીયે હકૂમત ન ચાલે. ઇન્સાલ્લા! વીજળી પવન ઉપર ભરોસો રાખવાને બદલે માણુસો ઉપર હુકમ ચલાવશે. વીજળીએ તમામ ચાંચિયાઇ જહાજોમાં ગુલામ હલેસાંઓ ભરી દેવાનો નિર્ધાર કર્યો.

સામે વિશાળ આફ્રિકા ખંડ હતો. ત્યાં જંગબાર હતું. ને એનાં માણુસો ભોળાં અને તાકાતવાળાં હતાં. ચાંચિયાઓ જો શિકારી પશુ હતા તો હબસી લોક ભાર વહેનારાં ઢોર જેવા હતા.

માથે આખર આવતી હતી. ચાર માસ દરિયાલાલ ઉપર ધીંગાં તાળાં લાગવાનાં હતાં. વીજળીએ ચાંચિયાઇ કાફલો તૈયાર કર્યો અને આભમાંથી વીજ ઉતરે એમ એ આફ્રિકાના કાંઠા ઉપર ઉતરી.

ચાંચિયાઓ હમણાં સુસ્ત રહ્યા હતા. એમના હૈયામાં અસંતોષ હતો. એમના હાથમાં સળવળાટ હતો. એ અસંતોષ અને એ સળવળાટને અહીં નિરંતરાય માર્ગ મળ્યો. ભૂંડ જેમ ઉકરડામાં આળોટે તેમ ચાંચિયાઓ આ સાહસમાં આળોટવા લાગ્યા.

ભયાનક ચીસો ઉઠી ને સંહારક આગ પ્રજળી. આફ્રિકાના જંગલની પગદંડીઓ શિકાર અને શિકારીઓની દોડધામના કોલાહલથી ગાજી ઉઠી. લોહી ઝરતી પીઠવાળા ગુલામો ચાંચિયાઇ વહાણોનાં હલેસાં સાથે બંધાવા લાગ્યા. માતાપિતાઓની સામે બાળકો રહેંસાયાં ને પતિઓ સામે પત્નીઓનું સર્વસ્વ લૂંટાયું. ત્રાસ, અત્યાચાર, લોહીની પ્યાસ અને હૈયાં વરાળનો ભયાનક ચરૂ જાણે ઉકળી ઉઠયો.

અને કોઇ જાલીમ જોગણી ખપ્પર ભરવા આવી હોય એમ વીજળીનો પડછાયો આ સર્વ ઉપર પડી રહ્યો. એ પડછાયા નીચે બૂરાં

કામો તો અનેકોએ કર્યાં. પણ ભયાનકમાં ભયાનક કામો કરવા માટેની તાકાત જોગણીની દાનવી અસ્પર્શ્યતાવાળી આંખોમાંથી એક સંબલે જ ઝીલી–ખેંચી.

× × × ×

વીજળી ઉભી હતી અને એની પાછળ ચાંચિયાઓ ઉભા હતા. આખર પૂરી થવા આવી હતી. આફ્રિકાની કામગીરી ખતમ કરીને જેમ અચાનક આવેલી મરકી પાછી અચાનક ઉપડી જાય એમ ચાંચિયાઓ આફ્રિકાનો કાંઠો છોડી જતા હતા.

તે સમયે વીજળી અને ચાંચિયાઓ પાસેથી આફ્રિકાની એકંદર કમાણીનો ખ્યાલ મેળવવા માટે પકડાયેલા ગુલામોને ચલાવવામાં આવ્યા. માથે પડી વસમી વિપદ સમજાતી જ ન હોય એમ ગુલામો જડ જેવા ચહેરા સાથે એક પછી એક ચાલવા લાગ્યા. ને એક પછી એક વહાણમાં ચડવા લાગ્યા. વહાણમાં ચડતાં જ એમને તૂતક સાથે કમરમાંથી બાંધી લેવામાં આવતા, ને એમના હાથમાં હલેસાં આપવામાં આવતાં.

એક પછી એક ગુલામો પસાર થતા જાય છે. વીજળી એની ફાળવણી કરતી જાય છે.

એવામાં એક જુવાન નારી આવી. નારીઓ તો કંઇક આવી હતી ને એમની ફાળવણી થઇ ગઇ હતી. પણ આ નારીની પીઠ ઉપર પછેડી હતી ને એમાં કાંઇક હતું.

'આની પીઠ ઉપર શું છે? રસોળી છે? ખૂંધ છે?' વીજળીએ પૂછ્યું: 'આ નારી કેમ ચાલી શકશે.'

સંબલ આગળ આવ્યો. એણે એ નારીને આગળ આંચકો મારીને ખેંચી. બાઇ પડતી પડતી રહી ગઇ. સંબલે પછેડી ખેંચી. બાઇ પછેડીને બે હાથે વળગી રહી.

'ના. ના. ના.' બાઇ ચીસ પાડી ઉઠી.

સંબલ હસ્યો. બાઈનો નકાર એના દિલમાં બીજી કોઈ ભાવના જ પેદા ન કરી શક્યો. ગુલામ ને વળી સંબલને પછેડી ખેંચવા ના પાડે? સંબલે બાઈને લાત મારી ને બીજે હાથે પછેડી ખેંચી.

અંતે એમાંથી એક ધાવણું બાળક નીચે પડયું.

સંબલ બધા માટે તૈયાર હતો. આને માટે તૈયાર ન હતો. એના અવાજમાં રોષ આવ્યો. 'આ લપ તું કેમ સાથે લાવી?' સંબલે નારીની સામે બૂમ પાડી.

બાઈ ઉઠી. ઉભી થઈ, દોડી. એણે પોતાના બાળકને ઉપાડી લીધું. ચમકી ઉઠેલાં બાળકને ચૂમી ભરી.

અને પછી દોડીને એણે વીજળીના પગમાં એ બાળક મુકી દીધું.

સંબલ વીજળીની સન્નિધિમાં એની સેવા ઉઠાવવાને તૈયાર હતો. એણે બાળક ઉપાડી લીધું. બાળકે એ પકડમાં કોઈ અસીમ પ્રેરણાથી મોત પારખ્યું ને એક ચીસ પાડી. સંબલે બાળકને એ પગવતે પકડયું. ક્ષણ એક વીજળીની આંખો તગતગી રહી. બીજી ક્ષણે એ દોડી અને સંબલના હાથમાંથી એણે બાળક ઝૂંટવી લીધું.

ક્ષણ એક વીજળીએ બાળક હાથમાં પકડયું. ક્ષણ એક એ ફૂલ જેવા દેહમાં એણે ત્રિભુવનનો ભાર જોયો. ભયથી છળેલી, ભવિતવ્યતાથી જડ બનેલી માતાના હાથમાં એણે બાળક મૂકયું.

અને સંબલને એણે હૂકમ કર્યો. 'આ બાઈને છોડી મૂકો.'

'છોડી મૂકું?'

'હા, છોડી મૂકો. એને જવું હોય ત્યાં એ જાય.'

× × × ×

તે રાત્રે ચાંચિયાઓમાં પહેલી વાર વીજળી માટે અસંતોષના ઉદ્દગારો નીકળ્યા. વીજળીની સક્કર બારગીરી ચાંચિયાઓને પ્રેરક થઈ પડી હતી. અત્યાર સુધી ચાંચિયાઓમાં અંદર અંદર એક માન્યતા હતી કે સક્કર બાર તો કંઈક થઈ ગયા પણ લાલા જેવો સક્કર બાર

દરિયાલાલને પારણે આજ દિન તક થયો નથી ને હવે થવાનો નથી. પરંતુ વીજળીએ એમને એમની માન્યતા નાપાયાદાર હતી એમ બતાવી આપ્યું હતું.

દરિયાલાલમાં જેની હાક ગાજતી હતી, એ સારંગપાણી હાથ ઘસતો રહી ગયો હતો અને એક ભયાનક છટકામાંથી વીજળી એમને સલામત પાર લાવી હતી. એ એક જ કામ એવું હતું જે ચાંચિયાઓમાં વીજળીનું વર્ચસ્વ સ્થાપવાને પૂરતું હતું. પરંતુ વીજળીએ તો થોડા દિવસમાં બીજું ઘણું કરી બતાવ્યું હતું. ચાંચિયાગીરીના આખા યે ઇતિહાસમાં જૂની ધીકતી દરિયાવાટો સાવનિર્જન બની હોય તો વીજળીના રાજમાં. દરિયાવાટો નિર્જન પડી એટલે વીજળીએ ચાંચિયાની દરિયાદોડ લંબાવી હતી. વીજળીએ ધોળે દહાડે ભરૂચ લૂંટયું હતું. સૈશલનો અરબ્બી ટાપુ લૂંટયો હતો. સારંગપાણી એક બાજુ જ્યારે દરિયો વલોવી રહ્યો હતો ત્યારે વીજળીએ કલીકટના બારાને નાકે ઉભા રહી દાણ લીધું હતું! ચાંચિયાઓને લૂંટારા માત્ર તરીકે મિટાવીને વીજળીએ એમને હકૂમત તરીકે સ્થાપ્યા હતા.

વીજળી તો વીજળી હતી. ભલભલા મરદ ચાંચિયાના હાડ પણ ખરે સમયે થથરાવી નાંખે એવી. 'પણ આજે એને આ શું થયું? બે માસના બાળકને માટે એણે એક ગુલામ નારીને છોડી મૂકી! ભલા આ તે કાંઇ વીજળી જેવી જાજરમાન બાઇને છાજે? આવી નરમાશ આખા દરિયાનાં વેર પોતાના માથે ખેંચનાર સફરબારને છાજે?'

× × × ×

ગુલામોને પકડીને ચાંચિયાઓનાં જહાજો પાછાં ફરતાં હતાં. વીજળીનું જહાજ પણ પાછું ફરતું હતું.

એવામાં વીજળીના જહાજ ઉપરથી એક વેપારી ફત્તેહમારી દેખાઇ. શકરો જેટલી સચોટતાથી શિકાર ઉપર પડે એટલી સચોટતાથી વીજળીનું વહાણ એ ફત્તેહમારી ઉપર પડયું.

વહાણે વહાણની બાજુએ અથડાઈ કે બિલાડીઓ નાંખવામાં આવી. બિલાડી એટલે લોઢાના વળેલા ખીલાઓ. આવા દશબાર ખીલાઓને બીજે છેડે વાળીને એક જબરા કડામાં ભરાવ્યા હોય. વહાણે વહાણની બાજુ અથડાય ત્યારે આ ખીલાઓ અવળા કરીને બેય વહાણ ઉપર જવાય. પરિણામે ઉંધા વળેલા ખીલા વહાણની બાજુએ બાજુ સાથે જકડાઈ જાય.

અને પછી ચાંચિયાઓએ ભરેલા વખારી જહાજ ઉપર હુમલો કર્યો. કુહાડા, છૂરા અને પરશુ લઈને ચાંચિયાઓ પકડાયેલા વહાણની અંદર ઉતરી પડયા. જહાજ વેપારી હતું, પણ એના ખારવા પાણીદાર હતા. અને એમનો અને ચાંચિયાઓની વચ્ચે જંગ જામ્યો. ખારવા-ઓએ બે વાર ચાંચિયાઓને પાછા ધકેલી દીધા. બે વાર ચાંચિયાઓએ એમના ઉપર ફરીને હુમલો કર્યો.

વહાણનાં તૂતક લપસણાં બની ગયાં ને એની બેય બાજુએથી લોહી નીતરવા માંડયું. જખમાયા તો કંઈક, પણ ચીસો પાડતા એમના દેહ ઉપર ઉભા રહીને જીવતાંઓએ જુદ્ધ ખેલ્યાં. કેટલાક કાળ સુધી યાદ રહી જાય અને કેટલાક કાળ સુધી એની અસર રહે એવું ધીંગાણું જ્યારે પૂરું થયું ત્યારે વેપારી જહાજ ચાંચિયાઓના કબજામાં આવ્યું હતું ને એના જે કોઈ ખલાસીઓ ને સારંગો જીવતા રહ્યા હતા એ કેદ પકડાયા હતા.

આ ધીંગાણામાં પણ સંબલ વીજળીની બાજુમાં હતો. સંબલને જે કાંઈ ભય હતો એ કેવળ વીજળીને માટે હતો. વીજળીને માટે નિર્માણ થયેલા ઘા એણે પોતાને માથે વ્હોરી લીધા હતા ને એવા ઘાવ ઉગારનારમાંથી કોઈ સલામત રહ્યો ન હતો.

× × × ×

જહાજ પકડાય ત્યારે પહેલું કામ તો એમાંથી કીંમતી ને જરૂરનો માલમતા ચાંચિયાઓના વહાણ ઉપર ફેરવી નાખવાનું ગણાય. જ્યાં સુધી આ વારાફેર ન થાય ત્યાં સુધી બીજું કાંઈ કામ ન થાય.

મરેલાની લાસો દરિયાલાલમાં પધરાવવામાં આવી. જખમી થયેલા સાથીઓને પાટાપીંડી કરવાને વહાણુ ખસેડવામાં આવ્યાં અને પછી વારાફેર કરવાનું કામ હાથ ઉપર લેવાયું.

આ વેપારી જહાજ ઉપર એક વેપારીની દીકરી હતી. શા માટે એ આ જહાજ ઉપર હતી એ તો કાંઇ સમજાયું નહિ. સોળ સત્તર વરસની એ વૈશ્ય કન્યાને પોતાને પણુ ખ્યાલ ન હતો—એને જોનારાઓને પણ ખ્યાલ ન હતો કે આ વૈશ્ય કન્યાના તકદીરમાં હિન્દભરના ઇતિહાસને સદાકાળને માટે એક નવાજ ચીલે ચડાવવાનું સરજત છે! રાઇના દાણાથીયે નાનું એવું બીજ જોઇને કોને ખ્યાલ આવે કે આ બીજના ગર્ભમાં તો કો કબીર વડ છુપાયો છે? મધદરિયે સંસ્કૃતિના સાદથી સેંકડો જોજન દૂર એ ચાંચિયાઓની લૂટમાં એકદા એક વૈશ્ય કન્યા એક ચાંચિયાના હાથમાં પડી. એ સામાન્ય માંહેનો સામાન્ય બનાવ હિન્દ જેવા વિશાળ દેશની તવારીખ આખીયે ચીરકાળને માટે પલટાવી શકે એનો પણુ કોને ખ્યાલ હોય?

આ વૈશ્ય બાળાનું નામ કેસર. આ વેપારી જહાજ ઉપર એ આવી હતી શા માટે એ વિષે ઇતિહાસ ચૂપ છે. સંભવ એ છે કે એના પિતાજી, માતા ને અન્ય સગાં સંબંધી વગરની એકની એક એ અપરિણીત પુત્રી હોય, અને એનો પિતા આ વેપારી ફત્તેહમારી ઉપર નોકર હોય. વેપારી ફત્તેહમારી ઉપર નોકરી કરતા નાખૂદા, સારંગ કે ભંડારીઓ પોતાની સ્ત્રી કે પુત્રીને સાથે રાખવાના પ્રસંગો અસામાન્ય છતાં સાવ અશક્ય ન હતા. કદાચ એ કાંઇ રસિક પતિની નવ પરિણીત પત્ની પણુ હોય. ઐતિહાસિક બનાવોમાં જ્યાં ઇતિહાસ ચૂપ હોય અને કલ્પના ઇતિહાસના મર્મને ઘાતક ન હો, અથવા તો ઐતિહાસિક પાત્રને અસંગત ન હો, ત્યાં કલ્પનાના તરંગોની લગામ છૂટી મૂકવામાં આ લેખક માનતો નથી એમ પણુ નથી. પરંતુ કેટલાક સંયોગોમાં ઇતિહાસ ચૂપ હોય ત્યાં લેખકે પણુ ચૂપ રહેવામાં મજા છે. આ પ્રસંગે લેખકે સદંતર છૂટ નથી લીધી એમ નથી. ઇતિહાસે તો આ બાળા

ક્યાંથી આવી, કેમ આવી એ વિષે જેમ મૌન સેવ્યું છે તેમ એના નામ વિષે પણ મૌન સેવ્યું છે. ઇતિહાસમાં એ અનામ બાળા છે. લેખકે એ અનામને નામ આપ્યું છે.

બન્યું એવું કે આ કેસર ઉપર ચાંચિયાઓ માંહેના એક ચાંચિયા નામે ગોરીલાની નજર પડી. ચાંચિયાઓ જ્યારે વહાણ લૂંટે છે ત્યારે લૂંટાનાર વહાણ ઉપર ધન કે માલ હોય એ સિવાયની કોઇ પણ એક વસ્તુ–જેને પોતે કબજે કરી હોય એવી–ઉપર એ ચાંચિયાનો હક્ક પહોંચે. આ હક્કદાવે ઘણા ચાંચિયાઓ પત્નીઓ મેળવી શક્યા છે અને ગોરીલાને પોતાને પણ પોતે પત્ની કેમ મેળવી ન શકે એનું કારણ ન દેખાયું. એણે કેસર ઉપર ચોટ નાંખી.

× × × ×

છળી ઉઠેલી બાળા નાઠી ને એની પાછળ ગોરીલો દોડયો! એ સમયે હિંદની તવારીખ દોડતી હતી! રેલ્વેનું એનજીન જેમ સેંટીંગમાં પાટા બદલાવે એમ ચીલો બદલાવતી હતી! બિચારી કેસર! બિચારો ગોરીલો! એમને ખબર નહોતી કે પ્રજાના સરજતનાં તેઓ નિર્માણ કરી રહ્યાં છે!

કેસર દોડી–દોડીને ક્યાં જવાનું છે એનો એને ખ્યાલ ન હોતો. દોડીને એ કેટલે સુધી દોડી શકશે એનોય એને ખ્યાલ ન હતો. એક ભયાનક દેખાવનો રીંછ જેવો માણસ, એની આંખમાંની રાક્ષસી મુરાદ ને હોઠમાં મેલી ભાષા લઇને એને પકડવા આવ્યો ને એ માણસ એની પાછળ દોડયો ને એ દોડી.

કુવાથંભ પાસેના તૂતક ઉપર ઉભીને પોતાના જ જેવડી વયની એક બાઇને–કે પછી એ બે ત્રણ વર્ષ વયે મોટી હોય. એણે સહુને હુકમો આપતી હોય. એ બાઇના ચહેરા ઉપર આગ જેવું તેજ હતું. ને મોટા મોટા ને કદ્દાવર દેખાવના ને કરડા ચહેરાના પુરૂષો એનો હુકમ ઉઠાવતા હતા તેને જોઇ, કેસર દોડી–વધારે જોરથી હાંફતી, પડતી, આખડતી દોડી અને જાજરમાન વીજળીના પગ પકડીને નીચે બેસી ગઇ

વીજળીએ કેસરને આંચકો મારીને દૂર હડશેલી: 'શું છે?'

'મને...મને...'

ત્યાં ગોરીલો આવી પહોંચ્યો. એણે કેસરને એના માથાના વાળ પકડીને ઉંચી કરી. 'ભાગી જાય છે?' ચાંચિયો ક્રૂર હાસ્ય કરીને બોલ્યો.

કેસર એક અક્ષર પણ ન બોલી. એ વીજળી સામે જોઇ રહી. તીરથી જખ્મી થયેલી હરણી શિકારી સામે જોઇ રહે એવી નજરે એ તદ્દન નિર્બળ હતી, તદ્દન પામર હતી. આપબળે અને મગર મચ્છના ન્યાયે દરિયાલાલ ઉપર જીવતા જળચરોની નજરમાં તો એ કેવળ જમીનનું મનુષ્ય જંતુ હતી. ને વીજળીને તો ઘણા તાકીદનાં ને મહત્ત્વનાં કામો કરવાનાં હતાં.

પણ...કેસરની ભયથી ફાટેલી આંખની એ નજર! એક સર્વથા અસહાય પ્રાણીની મૃત્યુને કાંઠેથી જીવતા બાજરમાન ઉપરની છેલ્લી નજર! ભય જ્યારે જીભની વાચા હરી લ્યે છે ત્યારે પામરતા આંખને ભાષા આપે છે!

વીજળી બે કદમ આગળ આવી. એણે ગોરીલાના હાથમાંથી કેસરના વાળ છટકાવી નાંખ્યા. 'શું છે? કેમ એના વાળ પકડે છે?'

'એ મારી છે?'

'તારી છે? અને શી રીતે એ તારી થઇ ભલા?'

'એ મેં કબજે કરેલી ને મારી પસંદ કરેલી વસ્તુ છે!' ગોરીલાએ જવાબ આપ્યો. વીજળીની બાજુમાં સંબલ ઉભો હતો ને વીજળીની પાછળ લાલો ઉભો હતો!'

'તને ખબર છે ને કે સર્વ કોઇની પસંદગી પહેલાં સક્કરબારની પસંદગી હોય છે!'

'હા.'

'તો સાંભળી લે. સક્કરબારની પસંદગી આ છોકરીની છે.'

ગોરીલાએ જાણે વીજળીની વાત સાંભળી જ ન હોય એમ એણે પૂછ્યું: 'આ છોકરીની ?'

'હું બીજી વાર નથી બોલતી, પરંતુ એક વાત નિશ્ચયે સમજી લે. આ છોકરી ઉપર કોઈ માણુસ હાથ નહિ ઉઠાવી શકે. તારે વધારે વાત કરવી હોય તો સંબલ કરશે.'

વીજળીએ કેસરનો હાથ પકડયો અને બોલી: 'ચાલ ઉઠ, છોકરી! તારૂં નામ હવે કોઇ નહિ લઇ શકે.'

વીજળી કેસરને લઇને ચાલી ગઇ. ગોરીલો એ ખૂની આંખે ભોળો રહ્યો. એણે સંબલ સામે જોયું. સંબલને એણે વીજળીના પડતા બોલની નિશ્ચલ પ્રતિમા સમો જોયો. સંબલ જેની ગણુના ન થાય એવો નાચીજ માણુસ ન હતો. એની સદંતર નિર્ભીકતા મશહૂર હતી. એની બહાદૂરી વિષે શંકા ન હતી. ને એની પીઠ પાછળ ચાંચિયા લોકો એને 'વીજળીનો વાઘ' તરીકે ઓળખતા હતા. સામાન્ય શબ્દપ્રયોગ તો કુતરાનો છે. પણુ સંબલને એ લાગુ પાડી શકાય એમ ન હતું, એમ તો એના કટ્ટર દુશ્મનો પણુ કહેતા હતા.

'આને માટે પસ્તાવું પડશે.' ગોરીલાએ ઉદ્‌ગાર કાઢયા. સંબલ જવાબમાં એક શબ્દ ન બોલ્યો.

ગોરીલો સંબલના મૌનથી ચિડાયો અને બોલ્યો: 'વીજળી કાંઇ અમારી માલિક નથી. એ શા માટે અમારા રસ્તામાં આવે છે.'

સંબલે અદબ વાળી અને તડુકયો: 'વીજળીનો શબ્દ એ કાયદો છે– મારા માટે તેમ તમારા માટે.'

ગોરીલો એક શબ્દ બોલ્યા વગર પાછો ફરી ગયો.



## પ્રકરણ ૫ મું

## ગોરીલો પગલાં ભરે છે



જીતેલા વહાણના ખલાસીઓનો હવે સવાલ રહ્યો હતો. શિરસ્તા મુજબનો સવાલ હતો જ નહિ. વહાણ લૂંટાયાની તત્કાલ બાતમી ન મળે અને એ કારણે ચાંચિયાઓના રહેઠાણનો પૂરો પત્તો ન મળે, એ અર્થે ચાંચિયાઇ જમાતનો શિરસ્તો હતો કે, લૂંટાયેલા વહાણના ખલાસીઓને પાટિયે ચલાવી દેવા જીતેલા વહાણના ખલાસીઓ પણ આ શિરસ્તાથી વાકેફ હતા.

સંબલે વીજળીના જમણા હાથ તરીકે ફત્તેહમારી ઉપર પાટિયું નાંખ્યું. ખલાસીઓને એકઠા કર્યા. ચાંચિયાઓને જમા કર્યા.

વીજળી આવી: 'કોની આજ્ઞાથી આ પાટિયું નાંખવામાં આવ્યું છે ?' એ જાજરમાન બાઇનો સવાલ કરડા સૂરે ગાજી ઉઠ્યો.

'શિરસ્તો છે આવો.' સંબલે ખુલાસો કર્યો.

'એ શિરસ્તો મારે નહિ જોઇએ. પાટિયું ઉઠાવી લ્યો !'

ગોરીલો આગળ આવ્યો; 'ત્યારે આ ખલાસીઓનું તમે શું કરવા માગો છો ?'

'હું ફત્તેહમારી ડૂબાવી દઇશ. ખલાસીઓને એક હોડીમાં તરતા મૂકી દઇશ.'

'એ નહિ બને.' ગોરીલાએ મક્કમ અવાજે કહ્યું. ગોરીલાએ આસપાસ નજર કરી અને સહુના મુખ ઉપર એણે ઉત્તેજના વાંચી.

વીજળી આગળ આવી. એના જાજરમાન તેજથી જાણે ગોરીલો એની સામે ઝાંખો પડ્યો. વીજળીના અવાજમાં જાણે ધનુષનો ટંકાર હતો.

'હુકમ આપવાનું કામ મારૂં છે. તમારૂં કામ હુકમ પાળવાનું છે.'

'પણ ... ... ...'

'જાઓ. તમે એમ માનતા હશો કે, હું તમારી સાથે વિવાદમાં ઉતરીશ. તમારી એ માન્યતા ભૂલભરી છે. હું હુકમો આપું છું અને હુકમનો ભંગ કરનાર ગમે તે હોય તેને દંડ આપું છું. સંબલ ! એ પાટિયું ઉઠાવી લ્યો. જે કોઇ સામે થાય એને પરહેજ કરો.'

'મને ? પરહેજ ?' ગોરીલો તાજુબ બન્યો.

'હું સક્કરબાર છું. અને જ્યાં સુધી હું સક્કરબાર છું, ત્યાં સુધી જરૂર પડશે તો તમને પરહેજ કરીશ.' કૂવાથંભ સામે આંગળી ચીંધીને વીજળીએ ઉમેર્યું. 'જરૂર પડશે તો તમને લટકાવી પણ દઇશ.'

ગોરીલાની ગણતરી એક રીતે અવળી પડી. વીજળી જો એની સાથે દલીલમાં ઉતરે તો તો જરૂર ગોરીલો બીજા ચાંચિયાઓની લાગણીઓને ઉશ્કેરી શકે, પણ જરા પણ દલીલ વગર સીધેસીધીજ તાકાતની કસોટીની વાત આવે ત્યાં ... ... ગોરીલાને મનમાં હજી સકારણ શંકા હતી. વીજળી જો મનમાં ધારે તો પોતાને લટકાવી દિયે, એ વિષે તો ગોરીલાને મનમાં રજ પણ શંકા ન હતી. પણ વીજળી જ્યારે એને લટકાવી દેવાનો આદેશ આપે ત્યારે જમા થયેલામાંથી કોણ ને કેટલા એને વહાર કરે ? કેટલા વીજળીના પક્ષમાં રહે ? કેટલા પોતાનો પક્ષ કરે ?

સંબલ વીજળીના આજ્ઞાધારી સેવકે પાટિયું દૂર હટાવી દીધું. ને ગોરીલાએ જોયું, કોઇ બોલ્યું નહિ !

સંબલે એક હોડીમાં ખલાસીઓને તરતા મૂકયા:—અને કોઇ બોલ્યું નહિ.

હૈયામાં કાળ ઝાળ રોષ લઇને ગોરીલો એક શબ્દ બોલ્યા સિવાય પાછો ફરી ગયો.

× × × ×

તે રાતે ભોજન લેતી વખતે સંબલે વીજળીને કહ્યું: 'જેટલો હું તમારી પાછળ આંધળો છું, એટલો મારી સલામતી માટે હું ચિન્તાતુર હોત તો મેં પણ ગોરીલા સાથે જ સૂર પુરાવ્યો હોત.'

'તમે એમ કહો છો કે મેં ખોટું કર્યું છે?' વીજળીએ સવાલ પૂછયો.

'આપણે બે એકલાં જ છીએ. મને લાગે છે કે, તમે ભારે ભૂલ કરી છે.'

'ત્યારે તે સમય મને કેમ ન કહ્યું?'

'તમને કોઇ ખોટું કહે એ મારાથી સહ્યું નથી જતું.'

આ એક વાકયે વીજળીને સંબલ નવા રૂપમાં દેખાયો. એ થોડી વાર ચૂપ રહી. પછી બોલી: 'અને કેસરના પ્રકરણમાં?'

'તમને કેમ લાગે છે?' સંબલે સામો સવાલ પૂછયો.

'મને તો સારૂં જ લાગે ને?'

'તો તમે સારૂં કર્યું છે.'

'પણ તમારે કાંઇ અભિપ્રાય નથી આપવાનો?'

'હું વીજળીની આંખે જ જોઉં છું.' સંબલે જવાબ દીધો અને પછી કમરા બહાર નીકળી ગયો.

—અને એ સમયે ગોરીલો કેદમાં પુરાયેલા ગોરીલાની જેમ પોતાના જહાજ તૂતક ઉપર આંટા મારતો હતો. એ બિચારાની દશા દયાને પાત્ર હતી! આકાશ, સઢ, વહાણ તમામમાં એને કેસરનાં જ દર્શન થતાં હતાં. સકળ સંસાર એને એ છોકરી આગળ અત્યારે તુચ્છ લાગતો હતો!

× × × ×

ચાંચિયાઓ પોતાના મુકામ ઉપર આવ્યા. વીજળીએ જે ખલાસીઓને હોડીમાં તરતા મૂકયા હતા, તેઓને વીજળીએ છોડયા પણ એમના તકદીરે ન છોડયા. વેપારી ફત્તેહમારી ડૂબી એના વમળમાં એ હોડી ખેંચાઇ. ખલાસીઓના મરણિયા પ્રયાસો હોડીને ઉગારી ન શકયા અને જ્યાં ફત્તેહમારી ડૂબી હતી ત્યાં જ હોડી ડૂબી.



કાનજી પાસે ઝડપી જહાજ હતું: કાલા જહાજ [ પૃષ્ઠ ૫૨ ]

દરિયાના રંગ સમા ચાંચિયાઓને હવે એ પ્રકરણમાં રસ ન રહ્યો. વીજળીની સામે ધીમી ને છૂપી ઉશ્કેરણી કરવાના એક સાધનનો અંત આવ્યો હતો. રોજેરોજનાં જોખમોનો સામનો કરતાં, રોજેરોજનાં જીવન જીવતા ચાંચિયાઓને 'શું થયું', એ વાત મહત્ત્વની હતી. 'શું થયું હોત'નો તો તેઓ વિચાર જ કરતા નથી. 'આવતી કાલ પડવા દો. દરિયાલાલની પીઠ ઉપર આવતી કાલ તો જોઇ એણે જોઇ. આવતી કાલ આવે, એનાં જોખમો સાથે લાવે ત્યારે ઘણો સમય છે, વિચારો કરવાનો ને જુકિતઓ યોજવાનો–અત્યારે શું છે? શરાબની છોટીસી પ્યાલી કેટલી મહાન્ ચિન્તાઓ દૂર કરે છે?'

ગોરીલાને શરાબનો શોખ ન હતો, એમ ન હતું. વસંત ઋતુના કેસૂડાંનાં ફૂલ ખીલ્યાં હોય, એ ફૂલોને એક ઘડામાં ભર્યાં હોય–ઠાંસી ઠાંસીને, સુકોમળ ફૂલોનું પડ સોનાની પાટ જેવું બને ત્યાં સુધી ધ્રબ્યું હોય, પછી ઉપર મધ ને ગોળનું પાણી છાંટયું હોય, એ ઘડાને ધોળી માટીથી મોબંધ કરીને જમીનમાં દશ હાથ ઉંડા ખાડામાં દાટયો હોય, અને માથે ત્રણેક ચોમાસાં વહી જવા દીધાં હોય........દેવતાઓને પણ આવું ન મળ્યું ત્યારે તો અમૃતથી મન વાળવું પડયુંને?

પણ ગોરીલાને અત્યારે આવું સુરાપાન કરવાની શાંતિ ન હતી. ચિન્તાથી ઘેરાયેલો માણસ દારૂની દોસ્તી કરે છે, કિન્નાથી ઘેરાયેલો માણસ એનાથી દૂર નાસે છે. ગોરીલાને લાગ્યું કે, જ્યાં સુધી કેસરને એ કબજે ન લિયે, કેસરની અને પોતાની વચ્ચે છેટું પાડનારને એ નશ્યત ન આપે, ત્યાં સુધી તો અમૃત પણ એના મોઢામાં ઝેર થઇ પડશે.

બેટો ને બેટડાઓ ગાજતા હતા શરાબી કોલાહલથી, ત્યારે ધૂંધળો ધૂમ જેમ ગોટે ચડયો હોય, એમ ગોરીલો આમથી તેમ આંટા મારતો હતો.

× × × ×

ચાંચિયાઓની જમાત ઉપર ગોરીલાએ નજર નાંખી અને એ સૃષ્ટિ બ્રામણાઓથી વસાયેલી લાગી. દીવાના તેજમાં જેમ ઘૂવડ આંધળું

થઈ જાય એમ વીજળીની જાજરમાન આગેવાનીએ સહુને આંધળા કર્યા હતા ! સામાન્યતઃ આવા સમાજમાં કોઈ નારીનું સ્થાન સરખું પણ નથી રહેતું, પણ જ્યારે રહે ત્યારે સ્ત્રિયારાજની સર્વ કલ્પનાઓ પણ એ નારી જૂઠી પાડે છે. ચાંચિયાઓ, બહારવટિયાઓ, લૂંટારાઓ, મવાલીઓ જેવા પરધનના એક યા બીજા કારણે બનેલા હેરૂઓ કાં તો નારીને પગતળે કચરે છે, ને કાં તો નારીના પગ તળે કચરાય છે. ચાંચિયાઈ જમાત આખી નિર્વીર્ય બની ગઈ ! એક છોકરીથી અંજાઇ ગઈ—જો કે એ છોકરી કેવળ છોકરી હતી કે વીજનો જીવતો ગોળો હતો, એ સંબંધી પુષ્કળ મતભેદ હતો.

પણ સાવ છેક એમ નહિ. ગોરીલાની આંખ જ્યારે ચાંચિયાની જમાત ઉપર ફરી ત્યારે છેક છેલ્લે એક માણસ સામે જરા ઠરી.

કાનજી માલમ ! હતો તો જુવાન–છોકરા ભાઇડા જેવો. લાંબા કેસ રાખતો, કપડાના વરણાગ કરતો, પણ છતાં નાંખી દેવા જેવો નહિ જ. એ ચાંચિયાઈ જમાતમાં આવેલો તો હતો તાજો જ. પણ એ વાત હતી એની તરફેણમાં. સાંભળ્યું હતું કે, દરિયાખેડની હૈયા ઉકલત હતી એનામાં. બીજી વાત હતી એ કે, સારીએ ચાંચિયાગીરીની વહાણવટમાં એનું વહાણ ઝડપીમાં ઝડપી હતું. ઝડપીમાં ઝડપી વહાણ જ્યારે કાબેલમાં કાબેલ દરિયા સારંગ પાસે હોય ત્યારે તો મામલો મચે ને કાનજીએ ટૂંક સમયમાં મામલો એવો તો મચાવ્યો હતો કે, વેપારી વહાણવટીઓને ચાંચિયાઓ આંખો ચોળીને આ નવા દરિયાખેડૂ સામે જોઈ રહ્યા. ઇરાનના અખાતમાં ઇરાનના શાહનાં વીસ વહાણો મોતી વીણતાં હતાં. એ વીસનો સામનો વહોરીને કાનજી એક મોતીભર્યો મછવો ઉઠાવી લાવ્યો હતો ! ભારે ગજબ કરી હતી એણે; પણ એ તો એને પાશેરામાં પહેલી પૂણી હતી. એ પછી તો એણે આજ દિનતક કોઇએ કર્યું ન હતું ને ભવિષ્યમાં કોઈ કરી શકવાનું ન હતું, એ કામ એણે કર્યું હતું. એણે પીપીનના બંદરની બરાબર સામે ચીનના

શહેનશાહનો ખજાનો લૂંટયો હતો.* કાનજી પાસે ઝડપીમાં ઝડપી જહાજ હતું. અને વળી ચાંચિયાઓમાં એવી વાયકા પણ હતી કે, લાલાએ, કાનજીને વીજળીને માટે લાયક ઉમેદવાર તરીકે પસંદ કર્યો હતો. પણ કાનજીએ એ વાત કબૂલ ન હોતી રાખી. ગોરીલાની આંખ બીજે ક્યાંય થંભી શકી નહિ, કાનજીથી દૂર ખસી શકી નહિ.

ગોરીલો કાંઠે ચાલ્યો. હોડીમાં બેઠો. કાનજીનો બેટ દૂર ન હતો. ગોરીલો કાનજી પાસે ગયો.

× × × ×

સવારના પહોરમાં ગોરીલો કાનજી પાસે પહોંચ્યો.

---

* Amongst all these, by for the fastest ship was 'The Black Barque' of Kanji Malum a notorious pirate but a very clever navigator. 'The Black Barque' was a Pirate-ship which had a short but a terrible career on this Ocean. This terrible ship infested the waters of the Indian Ocean in the latter part of the fifteenth century and the terror of its name struck dumb the Pearl fisherics of Persia and freezed the marine traffic of Chinese Ports.

*History of the Indtan Ocean*.

Of all the Pirates of the fifteenth century, the credit of carrying out the most audacious acts of Piracy goes to Kunhaji, a Mohlum of Cutch. Possessing as he did an extraordinary sense of navigation, even the rudiments of which very few pirate chiefs had mastered and inspired evidently by the speed-capacity of his ship, he dared deeds and carried through exploits, which were nothing short of extraordinary.—*Pirates and Sailors*.

કાનજી માલમ આશરે પચીશેક વર્ષની વયનો માણસ હતો. એને ચાંચિયાગીરીમાં સામેલ થયે ત્રણેક વર્ષ માંડ થયાં હશે, પણ ત્રણ વર્ષમાં એણે અને એના જહાજે દરિયાલાલની સપાટી ઉપર ભારે રાડ બોલાવી દીધી હતી. આ માણસ કોઈ ચોક્કસ બાતમી ઉપરથી દરિયાકેડીઓ ઉપર ફત્તેહમારીઓ પકડવા બેસી ન હોતો રહેતો. એ તો મનમોજે કોઈ દૂર કે નજીકના બંદરે ઉપડી જતો ને બંદરના બારાની સામેજ લૂંટ પણ કરતો. એણે ઇરાનના શાહના મોતીનાં ખેતર ખંખેર્યાં હતાં ને ચીનના શહેનશાહની દેવતાઈ દાઢી પણ જલાવી હતી. એણે લંકા પણ લૂટી હતી ને સિયામના રાજાની મનવારને પણ લૂંટી હતી. મીરને મારવાનો એને શોખ હતો. હિન્દીમહાસાગરનો દરિયાપટ એની આંખમાં હતો. શિકારી ગરૂડની છાતી એની હતી. ઝડપીમાં ઝડપી જહાજનું સુકાન એના હાથમાં હતું.બીજાઓ જેનો ખ્યાલ પણ કરતાં કંપી ઉઠે ત્યાં એ ધા મારતો ને ધા મારતો એટલું જ નહિ, પણ આરપાર પણ નીકળી જતો, એવો એ કાનજી માલમ હતો.

મૂળ તો એ કચ્છના માંડવીનો ખારવો. એ શા માટે પોતાની વિચક્ષણ દરિયાપરખ ચાંચિયાઓની દેવીના કદમમાં લાવ્યો, એ તો જણાયું નથી, પણ એ લાવ્યો ત્યારે તો હિન્દીમહાસાગરને કાંઠે ઉભેલી પંદર રાજસત્તાઓને એણે એક સાથે એક સમયે ચમકાવી દીધી.

× × × ×

'કેમ કાનજીભાઈ!' ગોરીલાએ વાતનો આરંભ કર્યો.

'આવો આવો. આજ તો તમે?'

'કહ્યું કે કાનજીભાઇને તો મળિયે.'

'હા, બાતમી લેવા આવ્યા હશો?'

'બાતમી? શેની બાતમી?'

'સક્કરબારની.'

'સક્કરબારની બાતમી લેવા હું અહીં આવું?'

'કેમ તમે ન આવો? હમણાં હમણાંમાં તો સક્કરબારના ત્રણ માણસો આવી ગયા. ક્યાં જવાના છો? શું જવાના છો? ક્યારે જવાના છો? સક્કરબારને હમણાં પારકી પંચાત ભારે ફાવતી લાગે છે.'

'આખર જાત તો બાઈડીની ને.' ગોરીલાએ કહ્યું. આ બાતમીનું પ્રકરણ ગોરીલા માટે નવું હતું.

'સક્કરબાર તો એમ માનતી દેખાય છે કે, એના બાપે એને ફટવી ને સંબલે એને પીઠબળ આપ્યું એટલે એ દરિયાની રાણી થઈ ચૂકી છે. ને બધા માણસો એના તાબેદાર છે.'

ગોરીલાના કાનમાં અત્યાર સુધી વીજળીની પ્રશંસા બહુ પડી હતી ને બીજું કાંઈ પડયું ન હતું. કાનજીના શબ્દો એના કાનમાં તેલના બિન્દુ સમા લાગ્યા.

'એને તમે જરા કહે જો,' કાનજીએ આગળ ચલાવ્યું: 'કે એ પોતાનું સંભાળે!'

'પણ મારે કાંઈ કહેવાનું કારણ? એ જો પોતાનું નહિ સંભાળે તો ખત્તા ખાશે. મારે શી પડી છે એની?'

'કેમ તમે પણ દાઝયા છો?' કાનજીએ સવાલ કર્યો.

'દાઝયોએ છું ને કંટાળ્યો પણ છું.'

'એમ કે?'

'હા. એ નથી જૂના શિરસ્તાઓને અનુસરતી. નથી...નથી...'

'મારે એની વાત સાંભળવાનું શું કામ છે? હું તો મારૂં જાણું.' કાનજીએ કહ્યું.

'ખરે કોઈ કાબેલ માણસે હવે મામલો હાથમાં લેવો જોઈએ. જૂના શિરસ્તા પાછા સ્વીકારવા જોઈએ છે.'

'તો શું થાય!'

'પહેલાં તો–પહેલાં તો સક્કરબારને કેદ કરવી જોઈએ.'

'કેદ ?'

'હા,' ગોરીલાએ કહ્યું: 'મારો મત એ છે કે, એ પાગલ છે.'

'એમ કે ?' કાનજીએ હસીને પૂછ્યું.

'એમ કે ? એમ કે ? એમ વારંવાર એકનું એક વાક્ય શું બોલો છો ?' ગોરીલો કાનજીની એ પરવાઈથી ચિડાયો. 'મારા ને તમારા જેવાએ તો ઉપાય વિચારવા જોઈએ. નહિ તો કાલ એ છોકરી એની જૂઠી દયાને કારણે આ આવાસ ઉપર દુશ્મનોનાં જહાજ ખેંચી લાવશે. તમને ભય નથી લાગતો ?'

'ના. કારણ કહું ?'

'હા.'

'સક્કરબારનું નામ ભલે એનું હોય. કામ તો મારું છે. ખરો દરિયાઈ શકરો તો હું છું.'

'તો સાચેસાચ કેમ નથી થતા ?'

'તમે કેમ થવાનો પ્રયાસ નથી કરતા ?'

'એક જ વાંકે.'

'શો, એવડો બધો શો વાંક છે, ભલા ?'

'મને થોડું પણ પીઠબળ હોય તો.........'

'તમે કદિ સક્કરબાર થઈ શકશો નહિ.' કાનજીએ બહુ સ્વસ્થતાથી અભિપ્રાય આપ્યો.

'કેમ ? મારામાં શું ખોટ છે ?'

'મોટી ખોટ છે. જે માણસ તક ભાળ્યા પછી પીઠબળની રાહ જોતો ઉભો રહે, એને કશું નથી મળતું.'

ગોરીલો વિચારમાં પડયો. કાનજીની વાત એક રીતે સાચી તો હતી. સક્કરબાર થવાનું એનું ગજું ન હતું.

ગોરીલાએ કહ્યું: 'મને પોતાને સક્કરબાર થવાની હોંશ છે એમ તમે ન માનશો. મારી નેમ તો ચેતવવાની છે.'

'અરે ભલા માણુસ!' કાનજીએ કહ્યું: 'તમે નાહકનો અજંપો કરો છો. એ છોકરી કેટલો સમય ઝીક ઝીલી શકશે? બે મહિના, ત્રણ મહિના, ચાર મહિના, પછી તો ક્યાંક આપમેળે ફસાઈ જશે કે તૂટી જશે.'

'પણ દરમિયાન આપણને સહુને તોડતી જાય તો? આપણું મોટામાં મોટું રક્ષણ શું? આપણો ગુપ્ત વાસ. ચાંચિયાઓ દરિયામાં કયે સ્થળે રહે છે, એની કોઈને ખબર નથી. એ જો કોઈને ખબર પડે તો પંદર રાજ્યની તરી ફોજ એક સામટી આપણા ઉપર ઉતરી આવશે ને આપણું નિકંદન કાઢશે. અને વીજળીને, આ દયાનું લફરું જે વળગ્યું છે, એ કોઈક ને કોઈ સમય તો દગો દેશે.'

'હા. એ ભય છે ખરો. કોઈ પણ માણસ ઝામોરીનને કે ઈરાનના શાહને કે મસ્કતના આરબને આપણા બેટોની ભાળ આપે તો આપણા માથે જોખમ ખરું. ચાલો તમે અંદર મારા ઘરમાં. ત્યાં આપણે નિરાંતે વાત કરીએ.'

---

## પ્રકરણ ૬ ઠું
## શકરાની ચોટ



વીજળી ફેરો કરવા નીકળી. એના જહાજમાં સંબલ તો હતો. લાલો પણ હતો. કેસર પણ હતી. ગોરીલો પણ હતો.

વીજળીનું જહાજ 'દરિયાખેલી' એક જોરાવર જહાજ હતું. માંડવીના બંધાઓએ બાંધ્યું હતું. જ્યારથી ફેરામાં લાલાને આ જહાજ હાથ આવ્યું, ત્યારથી એ જહાજને એણે પોતાનું બનાવ્યું હતું. ધીંગા પાટિયાનું એનું જડતર હતું. એનો પઠાણ મલબારી સાગનો હતો. એનો કૂવાથંભ બીજાં વહાણોની જેમ બે કટકાનો નહતો, સળંગ હતો. સો માણસ જહાજ ઉપર હતું.

આ જહાજ બારાની બહાર નીકળ્યું ન નીકળ્યું ને કાનજી માલમે એના ઉપર સીધો હૂમલો કર્યો. આસપાસ ચાંચિયાઈ બેટો અર્ધ ચંદ્રાકારે ગોઠવાયા હતા. બેટે બેટે આ લડાઈનો અંજામ જોવાને ચાંચિયા નાખુદાઓ આવીને આંખ ઉપર હાથનું નેજવું કરીને ઉભા રહ્યા.

થોડી વાર લડાઈ બરાબર ઝામી. થોડી વાર સુધી હારજીતનો સવાલ ત્રાજવામાં લટકી રહ્યો. વીજળી સહેલાઈથી નમતું આપે એવી ન હતી. અને વીજળી જ્યાં સુધી બીજો હૂકમ ન કરે ત્યાં સુધી સંબલ હાર-જીતનો વિચાર સરખો પણ કરે એવો ન હતો. વહાણો નજીક આવ્યાં. કડાં જકડાયાં. પરશુ અને ટૂંકી પહોળી ચાંચિયાઈ તરવારો ધૂમ મચાવી રહી.

પણ કાનજી આ લડાઈ માટે પહેલેથી તૈયાર હતો. વીજળીને આવી કોઈ લડાઈ થશે, એની કલ્પના પણ ન હોતી. બન્ને પક્ષ બરાબર સમતોલ હોય ત્યારે આ વાત ઘણી મહત્ત્વની હતી. કંઈક કપાયા, બાકીના તાબે થયા અને કાનજી માલમ જીત્યો.

× × × ×

જીતાયેલાઓને જીતનારાઓએ બાંધ્યા હતા. અને કાનજી મોરાના તૂતક પર ઉભો રહીને બોલ્યો: 'આ જહાજ ઉપરથી વીજળી, કેસર અને લાલાને કેદ કરવામાં આવશે. બીજાઓનું શું કરવું એ પહેલાં એમના વિચાર ઉપર મારે છોડવું છે. વીજળીના સાથીઓ સંબંધે મારે કાંઇ નિર્ણય કરવો પડે, એ પહેલાં એમને વિચાર કરવાની તક મારે આપવી છે.'

'વીજળીની સક્કરબારગીરી એ સમસ્ત ચાંચિયા કામને આફત સમી છે. પહેલી વાત એ કે, મરદ જેવી મરદ કોમ ઉપર એક છોકરીની હકૂમત ચાલે, એ હરગીજ સહી લેવાય એવી વાત નથી. બીજી વાત એ છે કે વીજળીએ ચાંચિયાગીરીનો શિરસ્તો તોડયો છે. આપણે પકડાઇએ ત્યારે આપણે દયા માગવાના નથી અને દયા માગીએ તો કોઇ બતાવવાનું નથી, એટલે આપણે દયા બતાવવાની કોઇ જરૂર નથી. બલ્કે આપણે જો કોઇ દયા બતાવીએ તો આપણા જ પગ ઉપર કુહાડો મારીએ. વીજળીએ દયા બતાવાનું નવું પગલું ભર્યું છે. ચાંચિયાગીરીનો કાનૂન તોડયો છે. જે કાનૂનના કડકમાં કડક પાલન ઉપર આપણા છૂપા આવાસની સલામતી છે. એ કાનૂનનો ભંગ કરનાર વીજળી હરગીજ સક્કરબાર થઇ જ શકે નહિ. વીજળીના જે કોઇ સાથીને વીજળી તરફ ઢળવું હોય એને માટે મૃત્યુનો માર્ગ ખુલ્લો છે. જેને મારી સેવા કરવી હોય એને સેવાનો રાહ મોકળો છે. પસંદગી તમારી અને અધિકાર મારો છે. હવેથી સક્કરબાર બીજો કોઇ નથી. હું જ સક્કરબાર છું.'

કાનજી મારાના તૂતક ઉપરથી નીચે ઉતરીને આગળ વધ્યો અને વીજળીના એકએક સાથી પાસેથી પસાર થતો ગયો. જેમ જેમ એ પસાર થતો ગયો, તેમ તેમ એને જવાબ મળતો ગયો: 'તમારી સેવા,' 'તમારી આગેવાની.'

વીજળીના સાથીઓએ કાનજી માલમની આગેવાની કબૂલ રાખી.

કાનજી હજી આગળ વધ્યો. સંબલ પાસે જઈને ઉભો. થોડી વાર સુધી સંબલને તાકી રહ્યો અને પછી બોલ્યો:

'સંબલ ! વીજળી હવે મારી થશે અને બીજા કોઈની થશે નહિ. એક મ્યાનમાં, આજે કે ભવિષ્યમાં, બીજી તલવાર તરીકે પ્રવેશવાનો કોઈનેય વિચાર નહિ થવો જોઈએ. તારા માટે હું સફ્ફરબાર છું ત્યાં સુધી અહીં કોઈ અવકાશ નથી. નિરૂપયોગી માણસને દૂર કરવાનો આપણો એક ચાંચિયાઈ શિરસ્તો છે. અને તારા લોહીમાં હું મારા હાથ ખરડવા માગતો નથી. એક હોડકામાં તને તરતો મૂકી દેવામાં આવશે. ગોરીલા ! સંબલને એક છોટી કિસ્તીમાં તરતો મૂકી દો.'

કાનજી લાલા સામે ઉભો રહ્યો. 'તારે મને તારો ગુલામ બનાવવો હતો કેમ ? સ્વાધીન માણસને ગુલામીનો શો બોજ સહેવો પડે એની તને ખબર છે ? એ ખબર તને બરાબર પડશે. સફ્ફરબારના વહાણ ઉપર તને ગુલામ રાખવામાં આવશે. લઈ જાઓ આને અહીંથી. એક ગુલામને મારી નાંખીને દરિયામાં ફેંકી દો અને એને બદલે પોતાની છોકરીની પાછળ સારી કોમની સલામતીનું ભાન ભૂલેલા આ ડોસાને હલેસા સાથે બાંધી દો !'

લાલાનો ચહેરો આ સજા સાંભળીને ઉજળો પૂણીસમો બની ગયો. ચોવીસે કલાક એક જબરા હલેસા સાથે લોઢાની સાંકળે બંધાઈ રહેવું અને અર્ધ નગ્નથીયે બદતર હાલતમાં એક લાકડાના પાટિયાં ઉપર સૂઈ રહેવું, એ કાંઈ સહેલી વાત ન હોતી. જોરાવર હબસી જુવાનો પણ એના ભાર નીચે મરી જાય તો ડોસાનું ગજું શું ? કાનીઓ લાલાના મોઢા ઉપર બેદરકાર તોરથી હસ્યો: 'તેં જ્યારે મારી પસંદગી કરી ત્યારે તને ખ્યાલ ન હોતો કે તું કેવા માણસને પડકારી રહ્યો છે. દરિયાનું વર્ચસ્વ અને વીજળી બેયને તેં એકતંતે બાંધ્યાં છે. અને ઈન્સાલ્લા ! હું એ બેયને કબજે કરીશ—ને કબજે રાખીશ.'

× × × ×

ગોરીલો આગળ આવ્યો. કાનજીને ઉદ્દેશીને બોલ્યો:

'સક્કરબાર ! હું ન્યાય માગું છું !'

'શેનો ?'

'વીજળીએ મને અન્યાય કર્યો છે એનો. વીજળીએ ચાંચિયાગીરીનો અનાદિ નિયમ ભંગ કર્યો છે, એ સામે.'

'સારું, બોલો.'

'આપણા શિરસ્તા મુજબ કેસર ઉપર મારો અધિકાર છે. ચાંચિયાગીરીના જે કાનૂનો રક્ષવાને સર્વ ચાંચિયાઓ બંધાયા છે, એ કાનૂન મુજબ કેસર મારી મિલકત છે. મારી માલિકીની છે, વીજળીએ એને મારી પાસેથી છીનવી લીધી. આ ઘડીએ હું સક્કરબાર પાસે મારી કેસરની માગણી કરું છું.'

'બરાબર છે. કેસર ઉપર તમારો અધિકાર છે. તમે એ છોકરીનો કબજો લઇ શકો છો. તમને એ છોકરીનો કબજો સોંપવામાં આવે છે.'

કેસર તો મૂઢ બની હતી. દિનદિશાનું ભાન ભૂલી જઇને એ ભયથી ભ્રમિત બની ગઇ હતી. ગોરીલાએ એના માથાના વાળ પકડયા. 'ચાલ ! માલિક અને મિલકતને જુદા પાડનારી સક્કરબારનો હવે અંત આવ્યો છે. હવે તને મારી પાસેથી કોઇ છીનવીને લઇ જઇ શકશે નહિ.'

× × × ×

કાનજી વીજળીની સામે આવીને ઉભો. બીજાઓની આંખમાં જ્યારે કાનજીએ ભય, કેવળ ભય જોયો હતો ત્યારે વીજળીની આંખમાં એણે કેવળ રોષ જોયો. કાનજી અભિમાનપૂર્વક સંતોષથી હસ્યો.

'વીજળી !'

વીજળીએ કાનજી સામે નજર કરી. સંબલને થયેલી સજા, લાલાને થયેલી સજા, કેસરની થયેલી ફરી સોંપણી, આ બાજરમાન છોકરીની છાતી ભાંગી નાંખવાને પૂરતાં ન હોતાં થયાં.

'અને મને શું સજા છે?'

'તું જા, મારા કમરામાં બેસ. એ કમરો એ આજથી તારો આવાસ છે. ચાંચિયાની પત્નીને એનાથી વધારે આવાસ મળી શકતા નથી.'

× × × ×

'કાલા જહાજ' આગળ વધ્યું. અને એના તૂતક ઉપર કાનજી ઉભો રહીને મગરૂબ આત્મસંતોષથી કમાન માપતો* હતો.

કાલા જહાજ ઉપર લાલાનાં વસ્ત્રો ઉતારીને એને ગુલામનો અર્ધ નગ્ન પોષાક આપીને એક હલેસાં સાથે જડી લેવામાં આવ્યો હતો.

એ સમયે દરિયાની વિશાળ પીઠ ઉપર માંડ બે માણસોનો બોજો સહન કરી શકે એવી કિસ્તીમાં સંબલ એકલો તરી રહ્યો હતો. એકાદ મોજાના મારથી કિસ્તી ઉંધી વળી જશે એવી એક માત્ર ગણતરી એની પાછળ 'કાલા જહાજ' ઉપર શેષ રહી.

કેસર ગોરીલાના કમરામાં કેદ હતી.

વીજળી કાનજીના કમરામાં નજરકેદ હતી.

---

* કમાન માપવી=સૂર્યની ગતિ ઉપરથી સમયનું માપ કાઢવું તે.

# પ્રકરણ ૭ મું

## ગોરીલો અને કેસર



મધરાત જામી હતી.

છેક બપોરથી ચડી આવેલો તોફાનનો ઝપાટો હવે શમ્યો હતો. છેક બપોરથી દરિયાલાલના ઘોડાઓ ઉછળી ઉછળીને જાણે આભને થોભવાને જળસ્થંભ રચવા મથતા હતા. ફીણ વળેલાં મોજાંઓ 'કાલા જહાજ'ની બાજુઓ ઉપર અથડાઇ અથડાઇને જહાજને જફા કરવાના નિષ્ફળ પ્રયાસમાં આપ મેળે ફાટતાં હતાં. 'કાલા જહાજ' પવનની પાંખ ઉપર દોડતું હતું. કાનજીએ તોફાનમાં એને પવનની દિશામાં મૂકયું હતું ને ધનુષમાંથી તરર વછૂટે એમ 'કાલા જહાજ' આગળ દોડતું. કાચું પોચું જહાજ તો પોતાનો જ ભયાનક વેગ દુઃસહ બનતાં જેમ ગજા ઉપરાંત ઘોડો દોડ કરતાં ફાટી પડે, એમ ફાટી પડે. પણ 'કાલા જહાજ' કાચું કે પોચું ન હતું. આલમ મશહૂર એવા મહૂઆના બંધાઓએ એનાં સલાટ કામ કર્યાં હતાં. ધામત કુંડીમાં જે પાણી ભરાય, એ ઉલેચવાને ગુલામોને કામે લગાડી દેવામાં આવ્યા હતા. દરિયાલાલની ઝીક ચડી આવે છે ત્યારે અતિ ઉગ્રરૂપમાં આવે છે ને બધાના શ્વાસ અને પ્રાણ અત્યારે વહાણની આલાદમાં સમાયા હતા. માણસ ગુલામ હોય કે ચાંચિયો હોય, સફરબાર હોય કે સાથી હોય—કોઇને તોફાનમાં ડૂબી જવું રૂચતું નથી.

આખરે મધરાતની આસપાસ તોફાન શમ્યું. જળઘોડા નીચે બેઠા. દરિયાની સપાટી હજી ક્ષુબ્ધ હતી, પણ એ ક્ષોભમાં રોષને બદલે જાણે પશ્ચાત્તાપ હતો. આકાશમાં તારાઓ દેખાવા માંડયા હતા ને ચંદ્રમા પણ નિર્મળ થઇને દરિયાલાલના પાણીની જાણે હાલત નિહાળતો હોય એમ તાકી રહ્યો હતો. અને જેઓને રાતની કામગીરી ન હોય એઓને આરામ કરવાનો આદેશ મળ્યો.

× × × ×

ગોરીલો ફારગ થઇને પોતાના કમરામાં ગયો.

એના કમરામાં કેસર બે ગોઠણુ વચ્ચે માથું નાખીને બેઠી હતી.

ગોરીલો જે ક્ષણુની રાહ જોઇ રહ્યો હતો, એ ક્ષણુ આવી હતી. દારૂની ગરમી ખલાસીઓને તોફાન સામે ઝૂઝવામાં મદદગાર થાય છે, પરંતુ ગોરીલાના અંગમાં દારૂ કરતાંયે વધારે જલદ એવી કેસરની ગરમી હતી. ગોરીલાને થાક લાગ્યો ન હતો. ઉંઘ આવતી ન હતી. આરામની કશી જરૂરત દેખાતી નથી. થાક, ઉંઘ, આરામ, ભૂખ સર્વનો જવાબ એક હતો—કેસર.

ગોરીલો ઉભો રહ્યો–ગોરીલા જેવો જ, એનો કદાવર દેહ. અર્ધ ઉઘાડું અંગ, ખારાપાણીથી નીતરતા બાલ, સુકાઇ ગયેલા સાગર જળ કણુના સફેદ ચળકાટથી ચળકતી દાઢી, એ માનવીની તાકાત અને એ માનવીના ખૂન્નસની ગવાહ પૂરતાં હતાં. એવો એ માનવી કપાસિયાના કોડિયાના આછા નાચતા તેજમાં એની સામે પડેલા નારીદેહને જોઇ રહ્યો.

કેસર સોળ સત્તર વર્ષની બાળા હતી. મૂઠ્ઠીભર હાડકાંનો એનો દેહ જોતાં આંખને કંટાળો આપે એવો ન હતો. એ નારી કરતાં એકાદ સ્વાદુ ગ્રાસ જેની વધારે લાગતી હતી. એનો ચહેરો કૃશ હતો ને અત્યારે નૂરવિહોણો બની ગયો હતો. એની આંખો મોટી હતી ને અત્યારે ભયથી છળીને વધારે મોટી બની હતી. આ નાજુક દેહ કમનીય હતો–ને ગોરીલાનો હાથ રોકનાર અત્યારે બીજું કોઇ ત્યાં ન હતું.

'કેસર !' ગોરીલો બે પગલાં આગળ વધ્યો.

કેસરના ચહેરા ઉપરથી લોહી માત્ર ઉડી ગયું.

ગોરીલો કેસર પાસે આવ્યો. એની સામે બે પગ પહોળા કરીને પોતાના હાથ પીઠ તરફ રાખીને ઉભો રહ્યો.

'કેસર ! હું આવ્યો !' ગોરીલો ખડખડાટ હસ્યો: 'પેલી બે બદામની છોકરી તને મારી પાસેથી ઝૂંટવી લેવા માગતી હતી, પણુ

હું ગોરીલો, જેને મારા હાથની ચૂડમાં ભરાઉં એને કદિ ના છોડું. ચાલ, ઉઠ, ઉભી થા.'

કેસરની આંખો પહોળી તો હતી તે વધારે પહોળી થઇ. એ જાણે નર્યા ત્રાસથી ભોંય સાથે જડાઇ ગઇ હોય એમ ઉઠી નહિ.

'ચાલ, હવે બધાં નખરાં મૂકી દે અને ઉભી થા. નહિતર મારે ચોટલો ઝાલીને ઉભી કરવી પડશે: જે સમય આવ્યો છે એને તારી મેળે વધાવી લે.'

હજી કેસર ઉઠી નહિ. ઉઠવાનું એનામાં કશું ચેતન જ રહ્યું ન હતું.

ગોરીલાને રોષ ચડ્યો. એ આવ્યો હતો કેસરને રિઝાવી લેવાની બુદ્ધિથી, પણ રિઝાવવાનું કામ આ માણસને આવડતું જ ન હતું. એના લોહીના અણુએ અણુમાં જોરતલબીનો ન્યાય ગાઢ કરતો હતો. દરિયાના આચારો અને ન્યાયોથી કેસર એની હતી. 'નારીએ નરનું કહ્યું કરવું જ જોઇએ—ન કરે તો એની પાસે ફરજીયાત કરાવવું.' પૌરૂષેયની આ વ્યાખ્યા ગોરીલો સમજતો હતો. બીજી કોઇ વ્યાખ્યાની એને સંભાવના પણ ન હોતી દેખાઇ.

'છોકરી હું ફરી વાર બોલીશ નહિ. છેલ્લી વાર કહું છું કે ઉભી થા.'

બિચારી કેસર ! સંપૂર્ણ સલામતીમાંથી ક્ષણમાત્રમાં સંપૂર્ણ બીનસમલામતી એની સામે ખડી થઇ ગઈ હતી. માથે તૂટેલા આભનો બોજો જાણે એને ઉઠવા દેતો ન હતો.

ગોરીલાએ કેસરનો ચોટલો ખેંચ્યો.

ગોરીલાએ જેટલો ચોટલો ખેંચ્યો એટલી કેસર ઉપર ખેંચાઇ. ગોરીલાએ એને વિશેષ ઉંચી ન કરી એટલે એ તોળાઇ રહી.

જખમાયેલી હરણી પોતાના શિકારીને તાકતી હોય એવી રીતે કેસરની આંખો ગોરીલા સામે જડાઇ રહી. શરીરમાંથી ચેતના માત્ર પરવારી ગઇ હોય એમ કેસરના શરીરમાં ક્યાંક પકડ ન હોતી દેખાતી. શરીરનો કોઇ સાંધો જાણે બીજા સાંધાને પકડતો જ ન હતો. એની આંખો

પણ હતી તેવી પહોળી જ રહી. ગોરીલાને લાગ્યું કે પોતે કોઇ જીવતું માણસ નહિ પણ મૂડદું જ પકડી રહ્યો છે. ગોરીલાએ ચોટલો નીચે મૂકી દીધો ને કેસર નીચે પડી ગઇ. ગોરીલાએ કેસરના શરીર ઉપર હાથ મૂકી જોયો. એ મરી ગઇ ન હોતી. એનું હૃદય જાણે શેષ રહેલું આયુ જીવી નાંખવું હોય, એમ ભયાનક વેગથી ધબકતું હતું. એક વાર એ હૃદય ધબકે છે એટલી પતીજ થઇ. પછી ગોરીલાને લાગ્યું કે, એ ઉભો ઉભો પણ કેસરના હૃદયના ધબકારા સાંભળી રહ્યો છે.

થોડી વાર સુધી ગોરીલો કેસર સામે જોઇ રહ્યો. એક ક્ષણ ભયાનક ભૂખ એની આંખમાં અનલ જલાવી રહી ને એના રોમરોમમાં તલપ ભરી રહી.

અને બીજી ક્ષણે આ ખારા પાણીનો કદાવર અને રાક્ષસી જોદ્ધો જમીન ઉપર ઢગલો થઇ પડેલા મનુષ્ય–જંતુ પાસેથી પાછો ફરી ગયો. જેના ભયને પણ વાચા નથી, જેના ત્રાસને પણ રોમાંચ નથી અને જેની અસહાયતાને પણ આંસુ કે આજીજી નથી, એવી મૂંગી પામરતાને ભોગવવી એ પણ પામરતા જ છે! જરાક પણ ઇચ્છાની અથડામણ થાય, વાસનાને અંતરાય થાય કે, મુરાદનો વિરોધ થાય, તો ગોરીલાનો રસ્તો ઉઘાડો હતો. એની કદાવર કાયામાં રાક્ષસની તાકાત હતી. દરિયામાં ચડતી વેળમાં દોરડું તોડાવીને ધસડાવા માંડેલા એક વહાણને એણે એકલે હાથે થોભાવી રાખ્યાની વાત ગોરીલા માટે કહેવાતી.

પણ કેસર! નરી પામરતાએ જેના મગજને બહેરૂં ને ચેતનાને હતવીર્ય બનાવ્યાં હતાં......જવા દો કેસરને જવા દો. કેવા ક્ષુદ્ર પામર મનુષ્ય જંતુ માટે એણે નાહકનો કલેશ જગવ્યો હતો?

કેસર પડી હતી તેમ પડી રહી. ગોરીલો કેસર તરફ પીઠ ફેરવીને બેઠો રહ્યો.

અને એમ ને એમ રાતના એક પછી એક પ્રહર વીતવા લાગ્યા.

---

## પ્રકરણ ૮ મું



### કાનજી અને વીજળી

તોફાનનો પ્રકોપ શમ્યો અને કાનજી હવે વીજળી-ની પાસે જવાને છૂટો થયો.

વહાણની બાજુમાં લાકડાનું સળંગ પાટિયું જડયું હતું. એ પાટિયું વહાણના ગુલામો માટે હતું. વહાણની બાજુમાં દશ દશ પંદર પંદર હાથનાં લાંબાં પહોળાં હલેસાં બાંધી રાખવામાં આવતાં હતાં. દરેક હલેસાં પાસે બબ્બે ગુલામોને લોઢાની સાંકળે જકડેલા રાખવામાં આવતાં. ગુલામોને જકડાયેલી આ સાંકળો કદિ છૂટવાની ન હતી. એમને હલેસાં મારવાનાં હોય ત્યારે પણ સાંકળો એમને જડેલી રહેતી. એમને સૂવાનું હોય ત્યારે પણ સાંકળો એમને જડેલી રહેતી. માથે વરસાદ પડતો હોય ત્યારે પણ સાંકળ એમને જડેલી રહેતી. બાળી નાંખતો સૂર્ય જ્યારે સાંકળને આગના અંગારા જેવી બનાવતો કે શિયાળાનો હિમાળાનો પવન સાંકળને બરફના દોરડાં સમી બનાવતો ત્યારે પણ સાંકળ છૂટતી નહિ.

આ શયતાની સાંકળમાં લાલાને જકડવામાં આવ્યો હતો. લાલાને આ સાંકળ નવી હતી. હલેસાંની ફાવટ ન હોતી આવી. ગુલામને હલેસાંની ફાવટ ન આવે એમાં ચાંચિયાને કાંઇ ખાસ ગુમાવવાનું ન હતું. ગુલામના પોતાના જ હિતની વાત હતી કે, એણે વહેલામાં વહેલી તકે ફાવટ મેળવી લેવી. સિવાય કે ગુલામને વહેલામાં વહેલી તકે કમોતે મરી જવું હોય, તો ગુલામોનો કાંઇ તોટો ન હતો. હલેસાં મારવાની ફાવટ ન હોય ને એમાં એકધારી ગતિ ન હોય તો કાં તો બાવડાં તૂટી જાય એટલું ગુલામે જોર કરવું રહ્યું ને કાં તો હલેસાં પાણીમાં ચીકટવાને બદલે છટકીને એના દાંડાનો માર છાતીનાં હાડકાં ભાંગીને ભુક્કો કરે, એ જોખમ ખેડવાનું હતું.

કાનજી લાલા પાસે જઇને ઉભો. વૃદ્ધ લાલાને મોઢાં ઉપર હલેસાંનો છટકેલો દાંડો વાગ્યો હતો. એના હોઠમાંથી લોહી નીકળતું હતું. થાકથી એનું અંગ લુહારની ધમણની જેમ હાંફતું હતું.

'કેમ તમને અહીં ફાવે છે ને? હમણાં નહિ ફાવે તો રફતે રફતે ફાવી જશે.' કાનજીએ કહ્યું.

પાંજરે પુરાયેલા સિંહની આંખમાં જેવું ખૂની તેજ ચમકે એવું તેજ લાલાની આંખમાં ચમકી ઉઠયું, પણ એ એક અક્ષર બોલ્યો નહિ. પરંતુ કાનજીની તરફ પીઠ ફેરવી ગયો. લાલો હાર્યો હતો—પણ ભાંગ્યો ન હતો.

કાનજી પોતાના કમરામાં ગયો.

× × ×

કમરાના બારણા ઉપર એણે ટકોરા માર્યા. અંદરથી ન તો કોઇ બારણું ઉઘડવાનો અવાજ આવ્યો, ન તો કોઇનો સંચાર થયો.

કાનજીએ બારણાને લાત મારી. એના મનમાં એમ હતું કે, વીજળીએ બારણું અંદરથી બંધ કર્યું હશે. એટલે બારણું ઉઘડાવવાની કોઇ વિશેષ હિલચાલ કરવાને બદલે બંધ બારણા જેવી ક્ષુદ્ર વસ્તુ પોતાનો માર્ગ રોકશે નહિ, એ બતાવવાની અભિલાષાથી એણે બારણાને લાત મારી.

બારણાં અંદરથી બંધ ન હતાં. ખાલી વાસેલાં હતાં. જોરાવર લાત આગળ ઉઘાડાં બારણાંઓ એક બે વાર અથડાઇને અટકી રહ્યાં.

કાનજી અંદર આવ્યો. અંદર વીજળી સામી દિવાલે ઉભી ઉભી હસતી હતી.

કાનજીને લાગ્યું કે, પોતે અકારણ બતાવેલા જોરને માટે ખુલાસો કરવો જોઇએ છે. 'મેં જાણ્યું કે, તેં બારણાં બંધ કર્યાં છે.'

'શા માટે બંધ કરૂં? તમે આવવાના હતા એ મને ખબર હતી.'

કાનજી વીજળી સામે જોઇ રહ્યો. 'એટલે જ તો બારણાં બંધ હશે એમ મેં માનેલું.'

'કેવળ બંધ બારણુાંથી જ તમે રોકાઓ એવું માનવા જેટલી હું મૂર્ખ નથી. હું તો તમારી રાહ જોતી જ હતી.'

'તું મારી રાહ જોતી હતી?' કાનજીના અવાજમાં, કાનજીની બેદરકાર દેખાવાની ઇચ્છા છતાં, તાજુબી દબાઇ ન શકી.

'હા. મારી પલટાયેલી પરિસ્થિતિ પછી મારે સ્થિતિ સમજવી છે.'

'હું તારી પલટાયેલી સ્થિતિ તને બરાબર સમજાવવા જ માગું છું. તું હવે સક્કરબાર નથી.'

'એ તો હું સમજું છું.'

'તું સક્કરબારની પુત્રી પણ નથી.'

'મારા બાપને મેં ગુલામ તરીકે કામ કરતાં જોયા છે.'

'તું મારી કેદી છો.'

'નહિતર હું તમારા કમરામાં પગ પણ ન મૂકું.'

'તું મારી ઓરત છો.'

'એ શી રીતે?'

'તું મારી ગુલામ છો એ રીતે.'

'બધી ગુલામ સ્ત્રીઓ તમારી ઓરત હોય છે?'

કાનજી અત્યાર સુધી તો બેદરકાર મજાકથી વાત કરતો હતો. એને લાગતું હતું કે, પોતાના સ્થાન અને સ્થિતિમાં થયેલા વિપર્યાસથી વીજળી નિરાશામાં ડૂબી ગઇ હશે, કદાચ રડતી પણ હશે. પણ દેખીતી રીતે એ વીજળીને જાણતો ન હતો. વીજળીના છેલ્લા સવાલે એના અવાજમાં સખતાઇ આણી.

'ગુલામ સ્ત્રીને ઓરત બનાવવાનું હું કૂતરાઓને માટે અનામત રાખું છું.'

'ત્યારે તમે મને તમારી ઓરત કયે દાવે માનો છો?'

'વીજળી જ્યારે મારી ગુલામ બને ત્યારે મારી પાસે એને માટે સામાન્ય ગુલામ સ્ત્રીઓ કરતાં જુદાં માપ છે.'

'ગુલામ નારીઓનું એટલું સદ્ભાગ્ય છે.' વીજળી ડામતી હતી.

કાનજી વીજળીની બેપરવાઇથી તંગ બન્યો હતો. તે એના જવાબના કટાક્ષથી ઉશ્કેરાયો. એ આગળ આવ્યો. એણે વીજળીનું કાંડું પકડયું.

પરંતુ વીજળીને છળાવવાની એની ગણતરી અવળી પડી. વીજળીની આંખોમાં ભયનો અંશ સરખો પણ ન આવ્યો.

'તમે મારા કરતાં તાકાતમાં વધારે જોરાવર છો, એ વાતની મેં ના પાડી નથી અને પાડવાની નથી. તમે ધારો તો મારું કાંડું ભાંગી શકો. તમે ધારો તો મારાં હાડકે હાડકાં ભાંગી શકો. તમે ધારો તો મારા ઉપર અત્યાચાર પણ કરી શકો, અને તમારો સામનો કરવા જેટલી હું પાગલ નથી.'

'તું મારી ઓરત છો. એ તો હું તને સમજાવી શકીશ. અને ઇન્શાલ્લા ! એ હું અત્યારે જ સમજાવવા માગું છું.'

'એથી તમને વીજળી નહિ મળે. સિર્ફ ગુલામડી જ મળશે. હું આંખો મીંચી જઇશ. અને માનીશ કે, મને કોઇ ગેંડા કે પાડાનો પછડાટ લાગ્યો હતો.'

કાનજી બે પગલાં પાછળ હટી ગયો. દરિયાના રંગે રંગાયેલા આ ખમીરવંત આદમીને આ નારી નવી જાતની દેખાઇ.

કાનજી પોતાનું કાંડું છોડીને બે કદમ પાછળ હટયો એટલે વીજળીએ બે કદમ આગળ વધીને કાનજીનું કાંડું પકડયું: 'તમે પાછા હઠો છો—મારે શું સમજવું ? આપણી વચ્ચેની સમજૂત આજે જ થાય છે કે મુલતવી રહે છે ?'

કાનજીએ વીજળીના હાથમાંથી પોતાનું કાંડું તરછોડાવ્યું.

'મારી ને તમારી વચ્ચેની સમજણ જરાયે મુલતવી નથી રહેતી. આજે જ ને અત્યારે થાય છે. એક વાત હરગીજ ન ભૂલતી કે, તારા બાપની શરત જ મને તારો ખાવિંદ બનાવે છે. પરંતુ જે હું મારી તાકાતથી ન મેળવી શકું, એ હરગીજ તારા બાપના દાનથી હું નહિ

મેળવું. મારી તાકાતથી મેં તને મેળવી છે—મારી ગુલામ તરીકે. અને માશાલ્લા! મારા ગુલામ તરીકે તને હું રાખીશ. અને ગુલામ નારીઓ તરફ હું જે રીતે વર્તું છું, એ રીતે હું તારી સાથે વર્તીશ. અને તને વર્તવાની ફરજ પાડીશ—અને એક દિવસે તું ઇચ્છીશ કે, તેં મને તારા માલિકને બદલે ખાવિન્દ તરીકે પસંદ કર્યો હોત.'

હવે વીજળીનો વારો તાજુબ બનવાનો આવ્યો. કાનજી ઉપર પોતાના વાકયનો આવો પ્રત્યાઘાત પડશે. એની એને કલ્પના ન હતી. હવે એ નિરધારમાંથી કાનજીને હટાવવાને શું કરવું, એનો એને ખ્યાલ હતો. પાણીપતની લડાઇમાં પૃથ્વીરાજ ચૌહાણે પોતાનું છેલ્લું બાણ છોડયા પછી એની જે મનોદશા થઇ હશે એવી મનોદશા વીજળીની થઇ.

કાનજીએ કહ્યું: 'મારે આરામ કરવો છે ને અત્યારે મને તારી સેવાની બિલકુલ જરૂર નથી. જા, આ કમરાની બહાર સૂઇ રહે.'

'હું એક ખૂણામાં પડી રહું તો...'

'ગુલામ નારી મારા કમરામાં હજી સુધી સૂતી નથી અને સૂશે નહિ. તું બહાર જાય ત્યારે બત્તી બુઝાવતી જજે.'

× × × ×

બરાબર એ જ સમયે ગોરીલો ત્યાં આવ્યો. એણે કેસરને કાંડેથી પકડી હતી, ને એને ચલાવવાને બદલે એ જાણે ઘસડીને લાવતો હતો, પણ કેવી એ કેસર! કોઇ જીવતા માણસને બદલે એ જાણે મડૂં હતું. ભયની પિયાશ એના અંગેઅંગને જાણે હિમાવી ગઇ હતી.

ગોરીલો વીજળી પાસે ગયો—કેસરને ઘસડી ગયો. 'લે આ તારી કેસર. તને અખિયાતી રહે.'

વીજળી કેસરને જોઇને ચમકી ગઇ. ક્ષણભર એને લાગ્યું કે, કેસર મરી ગઇ છે ને એનું મૃદું ગોરીલો એને સુપ્રત કરી રહ્યો છે.

'હું એને શું કરું?' વીજળીએ કહ્યું: 'તમે એને અત્યારે મારી પાસે કેમ લાવ્યા?'

'તને પાછી સોંપવા.'

'મને પાછી સોંપવા ?'

'હું એને તારી પાસેથી લઇ ગયો હતો. સમજીને કે એનામાં કાંઇક પણ જીન્દાદિલી હશે. એ તો છે માત્ર ભયથી ખાક બનેલું માટીનું પામર પૂતળું. તને એની કીંમત હતી, તો તું એને રાખ.'

'હવે ?' વીજળીના અવાજમાં સવાલ હતો.

ગોરીલો હસ્યો: 'વીજળી ! મગરમચ્છ ભૂખ લાગે તો દરિયાના રોપા પણ કોઇક વાર આરોગી લ્યે–પણ કાદવ કદિ ન ખાય. મારે કેસરનો કશો ઉપયોગ નથી. કશી કીંમત નથી.'

કાનજી હવે વચ્ચે પૂરાયો: 'અને જે વસ્તુનો તમારે ઉપયોગ ન હોય એ વસ્તુને ખડકવાનું સ્થાન શું મારો કમરો છે ? તમે ન્યાય માગ્યો હતો. તમને ન્યાય મળ્યો છે. મેં માગ્યો ન્યાય મળ્યો છે. અને હવે તમારે એને જીરવવો જ પડશે !'

ગોરીલો કાનજી પાસે આવ્યો: 'સક્કરબાર ! તોપે બાઝવા જનાર કોઇ ઉમેદવારની ભવિષ્યમાં તારે જરૂર પડે તો મને ફરમાવજે ને હું સળગતી તોપને બાઝીશ. મગરમચ્છના જડબાં ફાડવાને માટે તારે કદિ જરૂર પડશે. મને ફરમાવજે. હું મગરમચ્છને ઉભો ચીરી નાંખીશ. ઉત્તરાદિ ઝીર્ગમાં સઢની આલાદ છોડવા માટે ઉમેદવારની જરૂર હોય તો મને કહેજે. હું કુવાથંભની ટોચે ચડીશ પણ...પણ,' ગોરીલાએ કેસરની સામે આંગળી ચીંધીને ઉમેર્યું: 'આની સાથે એક કમરામાં મૂંગા રહેવાનું પણ મને ના કહીશ.'

'કેમ ? એ તારી પોતાની પસંદ કરેલી મિલકત છે, અને તારે એ રાખવી જોઇએ.'

'સક્કરબાર, ખરૂં કહું છું, ખોટું નથી કહેતો. એની આંખમાંથી ભય નીકળે છે ને જાણે મને કાયર બનાવે છે. એના અંગમાંથી ભય ઝરે છે ને જાણે મને ભયભીત બનાવે છે. જીંદગી આખીએ મેં જોખમમાં ગાળી છે. સકારણ ભય પણ મેં બતાવ્યો નથી. આજ મને અકારણ ભય લાગે છે. ઘણા લોકો કહેતા કે, ગેંડો એ મૂર્તિમંત ભય છે, અને

ભય કેવો છે, એ જોવા ખાતર હું પચાસ ગાઉ પગે ચાલીને ગેંડો જોવા ગયો. મને એ જંગલી પ્રાણીમાં કાંઇ ભય જેવું ન દેખાયું. મેં ગેંડાને છંછેડયો. ગેંડાએ મારા ઉપર હુમલો કર્યો. હું છલાંગ મારીને ગેંડા ઉપર ચડી બેઠો. પચાસ ગાઉ મેં ગેંડા ઉપર સવારી કરી. આખરે ગેંડો લોથ થઇને જમીન ઉપર પડી ગયો ને હું પાછો ચાલ્યો આવ્યો. ગેંડા ઉપર સવારી કરવામાં મને ભય નહોતો લાગ્યો, એ આજે આ છોકરી સાથે એક ક્ષણ પણ મને રહેવામાં લાગે છે. અંધારામાં હમણાં હું મારા કમરામાં બેઠો હતો ત્યારે મને ભૂતનાં, પ્રેતનાં, મગરમચ્છનાં, ગેંડાનાં, લડાઇનાં જોખમો જ યાદ આવે છે ને મને 'ડર લાગે છે. વીજળીને એની કીંમત હતી. વીજળીને એની જરૂર હોય તો રાખે. નહિતર મને તો એ કમરામાં શું, પણ એક વહાણમાં પણ એ છોકરી સાથે હું રહી શકીશ કે નહિ, એની શંકા છે. હું એ છોકરીને દરિયામાં ફેંકી દઇશ.'

વીજળીએ કહ્યું: 'એને દરિયામાં ફેંકી દેવાની જરૂર નથી. અહીં મૂકી જાઓ.'

એક નિરાંતનો નિઃશ્વાસ મૂકીને ગોરીલો પાછો ફર્યો. બહાર નીકળીને એણે રાતની હવાનો લાંબો શ્વાસ ખેંચ્યો: 'હવે હું કહી શકું છું કે, ભય એ શું ચીજ છે, એ હું નથી જાણતો.'

ગોરીલાના ગયા પછી કાનજીએ કેસરની સામે જોયું. કેસરનું અંગેઅંગ કરમાઇ ગયું હતું–કંપી ઉઠયું હોય એમ કોઇ વનફૂલને જાણે હિમ લાગી ગયો હતો. કાનજીએ વીજળી સામે જોયું. ને વીજળીના ચહેરા ઉપર એણે શરણાગતને આશરો દેનારાની પ્રતિભા છવાયેલી જોઇ.

એક શબ્દ બોલ્યા સિવાય કાનજી એકાદ ઓઢવાનું હાથમાં લઇને બહાર નીકળી ગયો. જતાં જતાં એણે કહ્યું: 'તમે સૂઇ જજો. મારી રાહ ન જોશો. હું કમરામાં સૂવાને આવવાનો નથી.'

તે રાત્રે કાનજી પોતાના કમરાની બહાર તૂતક ઉપર સૂઇ ગયો.

---

# પ્રકરણ ૯ મું

## બળવો



રિયાલાલ દેવ આગલા દિવસના સર્વ ઉકળાટ અને ઉલ્કાપાતનો ચાંચિયાઓને બદલો આપતો હોય એમ સવારના પહોરમાં જ કાનજી માલમના જહાજ 'કાલા જહાજ'ના કુવાથંભ ઉપરથી ખલાસી ચોકીદારની બૂમ ઉઠી:

'નાખૂદા સમાલ! સક્કરબાર સમાલ! માલમ સમાલ! ખલાસી સમાલ!'

'સમાલ બેલી!' સુકાનીએ સૂર દીધો.

કૂવાથંભ ઉપરના ચોકિયાતને જ્યારે કાંઇ સાદ દેવો હોય છે ત્યારે સૌથી પહેલાં એ આવી 'સમાલ'ની બૂમ પાડે. એ બૂમ ઉપરથી એ ચોકિયાતને પણ કોઇ કોઇ વાર 'સમાલ'ના ઉપનામથી ઓળખવામાં આવે છે. 'સમાલ'ના સાદમાં સુકાનીએ સૂર પુરાવવો જ જોઇએ. 'સમાલ' એ વહાણની આંખ છે. સુકાની એ કાન છે. એ આંખ અને કાન વચ્ચે કૂવાથંભનું મોટા મોભ જેવડું ને સઢનું પચાસ વાર પહોળું અંતર છે. એ માટે આંખ પોતે જોયેલું બૂમ પાડીને કહે એ પહેલાં કાન એ સાંભળે છે કે નહિ, એની ખાતરી કરવા માટે પહેલી બૂમનો વળતો સાદ માગે. 'સમાલ'ની પહેલી બૂમનો જવાબ ન દે, એ સુકાની ભારે ગફલતદાર મનાય. બીજી બૂમનો જવાબ ન દે, એ જીંદગીભર સુકાનીની જવાબદારી માટે નાલાયક ગણાય.

'નાખૂદા સમાલ! સક્કરબાર સમાલ! માલમ સમાલ! સુકાની સમાલ!' 'સમાલે' બીજી બૂમ પાડી.

'સમાલ બેલી!' સુકાનીએ જવાબ દીધો. ને મોરાના તૂતક ઉપર કાનજી માલમ જાતે આવીને ઉભો.

'વહાણુ ! વહાણુ ! મલબારીલાલ* તેસરિયો કોટિયો !'

તેસરિયો એટલે ત્રણુ સઢવાળું વહાણુ. કોટિયો એટલે સામાન્ય કદનું વેપારી જહાજ.

'વહાણુ' 'વહાણુ' સારાયે ચાંચિયાઇ 'કાલા જહાજ' ઉપર બૂમ ઉઠી. ખલાસીઓ અને ચાંચિયાઓ તૂતક ઉપર દોડતા આવ્યા.

સાચે જ દરિયાની કોર ઉપર એક વહાણુ ધીમે ધીમે સાફ કલેવર ધારતું જતું હતું. કાનજી માલમે આજ્ઞા આપી, અને સુકાનીએ વહાણુની દિશા ફેરવી. પવન હવે પાછળ રહ્યો, ને પવનના જોરમાં ગુલામોના કાંડાની તાકાત ઉમેરાઇ. શકરો જેમ શિકાર ઉપર જાય, એમ 'કાલા જહાજ' આવનાર વહાણુ સામે ગયું.

જેમ જેમ તેઓ નજીક આવતા ગયા તેમ તેમ આગલી રાતના તોફાનની એ વહાણુ ઉપર અસર થયેલી સાફ દેખાઇ. એમના સઢ ફાટી ગયા હતા. કૂવાથંભ હચમચી રહ્યો હતો. વહાણુમાં પાણી પણુ ભરાતું હોવું જોઇએ, કેમકે વહાણુ આગળથી જરા નીચે બેઠું હતું.

'સમાલ'ની બૂમ ઉઠયા પછી એક પ્રહરમાં એ વહાણુ ચાંચિયાઓના કબજામાં આવી ચૂકયું. એના નાખૂદાને પકડીને કૂવાથંભ સાથે બાંધવામાં આવ્યો. ખલાસીઓને પકડીને હાથે પગે દોરડાં બાંધીને વંઢારના તૂતક–પાછળના તૂતક ઉપર ઉભાડવામાં આવ્યા.

વહાણુમાં માલ હતો ઠીક. રેશમની ગાંસડીઓ, કોપરાંના થેલા હતા. મસાલાની થેલીઓ હતી. 'કાલા જહાજ'ના ગુલામોએ કાચી ઘડીમાં આ માલ 'કાલા જહાજ'ના ભંડકમાં નાંખ્યો.

આ બધી વ્યાવહારિક વિધિ પતી ગઇ, એટલે ચાંચિયાઓને રસ્તે પડવાનો સમય આવ્યો. રસ્તે પડતા પહેલાં પકડાયેલાં વહાણુ પૂરતી

* ખલાસીઓ દિશાઓને 'લાલ' કહે છે. 'મલબારીલાલ' એટલે મલબાર જે દિશામાં આવ્યું તે દિશા: મલબાર નીચે વાસ હોય ત્યારે દક્ષિણુ પૂર્વ અને ઉપર વાસ હોય ત્યારે ઉત્તર–પૂર્વ. ખલાસીઓ દિશાઓ સૂચવવા માટે મહાસાગરના કાંઠા ઉપરનાં બંદરો ને પ્રદેશનાં જ નામો વાપરે છે.

ચાંચિયાઓ સદાકાળ બે વિધિ અચૂક કરતા. જેના મીન મેષ પણ ન ફરે એ બે વિધિઓ એ હતી કે, તમામ જીવતા ખલાસીઓને પાટિયે ચલાવવા, ને વહાણને ડુબાવી દેવું. લાગતીવળગતી રાજસત્તાને ચાંચિયાઓના ગુપ્ત રહેઠાણની ભાળ ના મળે, એ માટે આ વિધિઓ આવશ્યક મનાતી હતી.

કાનજીના હુકમથી ગોરીલાએ પાટિયું નાંખ્યું. અને ત્યારપછી એક પછી એક ખલાસીને એ પાટિયાં ઉપર ચાલવાનું ને ન ચાલે તો ચલાવવાનું ફરમાન થયું.

'કાલા જહાજ'ના તૂતક ઉપરથી કાનજી જોતો હતો ને વીજળી ને કેસર પણ જોતાં હતાં. પહેલો ખલાસી પાટિયા ઉપર આવ્યો. એના વજનથી કેવળ એક બાજુથી જડાયેલું પાટિયું ઉંચાનીચા હિંચોળ લેવા માંડયું. પહેલો ખલાસી છેક છેડા સુધી આવ્યો. ત્યાં દરિયાલાલનો લાંબો ઉછાળ અને એનાં સતત ઉંડાણ જોઇને એ અટકી ઉભો રહ્યો. ગોરીલાએ પાછળથી એક લાકડાનો ઘા કર્યો. ખલાસીને એ વાગ્યો. એણે મહાપ્રયાસે જાળવી રાખેલું સમતોલપણું ખોયું—ને એ દરિયામાં પડયો!

પહેલો ખલાસીને દરિયામાં પડતો જોઇને કેસરને આંખે તમર આવ્યાં. એ અર્ધ બેભાન તો આવી ત્યારની હતી. ખલાસીને દરિયામાં પડતો જોઇને કેસરના કંઠમાંથી તીણી ચીસ નીકળી ગઇ. એ બેભાન બનીને પડી.

બીજો ખલાસી ચાલ્યો—ને પડયો. ત્રીજો પાટિયા ઉપર પગ મૂકતો હતો.

કાનજીએ વીજળીના ચહેરા સામે જોયું. એના ઉપર એણે ભારે ગમગીની જામેલી જોઇ. ભારે રોષથી એ વીજળી પાસે આવ્યો: 'અહીંથી ચાલી જા. તારે આ દેખાવ બિલકુલ જોવાનો નથી!'

વીજળી ઉભી રહી. કાનજીએ વીજળીનું કાંડું પકડયું: 'જા. આ બધા માણસોની વચમાં તારી ગુલામીનું પ્રદર્શન નહિ કરાવ.'

વીજળી પાછી ફરી. ફરતાં ફરતાં એ બોલી: 'ઉના લોહીની ક્રૂરતાઓ મને સમજાય છે, પરંતુ ઠંડા લોહીની ક્રૂરતા મને સમજાતી નથી. એ મારું સદ્ભાગ્ય છે.'

કાનજીએ હોઠ પીસ્યા. એનો સ્વભાવ એક સ્ત્રીનો આ તિરસ્કાર જીરવી લ્યે એમ ન હતું. 'ચૂપ કર. ગુલામને અભિપ્રાય હોતા નથી.'

ત્રીજો ખલાસી પાટિયા ઉપરથી નીચે દરિયામાં પછડાયો. વીજળી કાનમાં આંગળી ભરાવીને પોતાના કમરા તરફ ચાલી નીકળી.

કાનજી ક્ષણભર વીજળીની પાછળ જોતો ઉભો રહ્યો. હોઠ પીસીને એ પાછો ફર્યો. 'એ પાટિયું ઉઠાવી લ્યો.' એણે ગોરીલાને આદેશ આપ્યો.

'પાટિયું ઉઠાવી લઉં ? કાં ?' ગોરીલાએ પૂછ્યું. એને લાગ્યું કે, એ કાનજીનો હુકમ બરાબર સમજ્યો નથી.

કાનજીના હૈયામાં ન સમજાય એવી ચીડ ભરાઈ હતી. એ ચીડ શા માટે હતી, કોની સામે હતી, એ એ જાણતો ન હતો. માત્ર એ ચીડ ભોગ માગતી હતી એટલું એ જાણતો હતો. એણે ગોરીલાને એક મુક્કો માર્યો: 'મારા હુકમની સામે તું સવાલ ઉઠાવે છે? પાટિયું ઉઠાવી લ્યો—કેમકે, હું હુકમ કરું છું ઉઠાવી લેવાનો.'

× × × ×

કાનજી ખલાસીઓ—પકડાયેલા જહાજના ખલાસીઓ પાસે ગયો: 'મારી મહેરબાની છે કે, તમે જેટલા બચ્યા છો એટલાને પાટિયે ચલાવવામાં નહિ આવે.'

'ત્યારે ?' વેપારી જહાજના નાખૂદાએ સવાલ કર્યો. એને ડર હતો કે, એને પકડનાર ચાંચિયાઓ છે. એ અમને પાટિયે ચલાવતા નથી. કેમકે, એમના દિલમાં કદાચ એથીયે અધમ જીવનના કોઈ રસ્તા હોય !

વીજળી કમરામાં નહોતી ગઈ, પણ સાંભળતી હતી. એના સીધા પુરાવારૂપ વીજળી દોડતી કાનજી પાસે આવી.

'તમે આ લોકોને જવા દો છો ?'

'હું જવા દઉં છું. તારા કહેવાથી નહિ, પણ મારી ઇચ્છાથી.'

'હશે. એમ જ—એમ જ.' વીજળી ઉતાવળે બોલી: 'પણ મારી એક વાત માનશો?'

'વીજળી!' કાનજીએ વીજળીના કાનમાં સાપના સૂસવાટા જેવો અવાજ કર્યો: 'ગુલામ પોતાના માલિક સાથે વાત નથી કરતો. અરજ કરે છે.'

'તો હું પણ અરજ કરૂં એક?' વીજળીએ કહ્યું.

'જેઓ અરજ કરે છે એમણે ગોઠણભર પડવું જોઇએ. આ બધાની સમક્ષ તું ગોઠણભર પડીને મને અરજ કરી શકે છે.'

વીજળીએ હોઠ પીસ્યા. એ પાછી ફરી. 'મારે અરજ નથી કરવી.'

'તારી મરજી!' કાનજીએ સ્વસ્થ જવાબ આપ્યો.

વીજળી ચાર પાંચ કદમ આગળ ચાલી. ક્ષણભર ત્યાં ઉભી રહી. પછી ધીમે પગલે પાછી ફરી. ધીમે ધીમે એ કાનજીના પગ આગળ ગોઠણ-ભર પડી. સમસ્ત ચાંચિયા સમુદાય જોતો હતો. જે સમુદાયની સામે એ હાકેમ તરીકે રહી હતી, એ સમુદાયની સામે એની આ વિડંબના એને ખૂબ દુ:ખકર બનતી હોય, એમ એના કપાળ ઉપર થોડી કરચલી પડી.

'મારી એક અરજ છે? મને સાદર કરવાની રજા છે?'

'બોલ શું છે?' કાનજીના ચહેરા ઉપર અભિમાનની તૃપ્તિ ચમકી રહી. આખરે—આખરે એ આ જાજરમાન છોકરીને પોતાની સામે શિર ઝુકાવવાનું શીખવતો હતો.

'મારી અરજ એ છે કે જો આ ગિરફતાર થયેલા ખલાસીઓને તમે મુક્ત કરતા હો અને એમને પાછા ફરવાની રજા આપતા હો તો તેઓ પોતાના જહાજ ઉપર કેસરને લઇ જઇને કલીકટ મૂકી આવે!'

કાનજી નિર્બળ તાજુબીથી વીજળી સામે જોઇ રહ્યો. એ વીજળીની હરકોઇ અરજ માટે તૈયાર હતો. માત્ર કેસરને કલીકટ મોકલવા માટે વીજળી પોતાના અરમાનને બીજાઓ સામે આટલું

ઢીંગું બતાવવાનું કબૂલ રાખે? વીજળીને થયું શું હતું કે, એ આવી તરંગી માગણી કરતી હતી?......ને...ને...પોતાને શું થયું હતું કે, એ આવી માગણી પોષતો હતો?

વીજળી સાથે એક શબ્દ બોલ્યા સિવાય કાનજી વેપારી જહાજના પકડાયેલા ખલાસીઓના નાખૂદા પાસે ગયો:

'તમને પાટિયે ચલાવી શકાય: તમને અમારા ગુલામ બનાવી શકાય. તમને હું પાછા જવા દઉં છું. તમારૂં જહાજ અહીંથી લઇ જાઓ. તમારી શેષ જીંદગી અહીંથી લઇ જાઓ. એક શરતે.'

નાખૂદાને આ બેય વાતો નવાઇ જેવી હતી: 'શી શરત છે?'

'શરત એ છે કે કલીકટના એક વેપારીના કોઇ ને કોઇ માણસની એક પુત્રી અમારે ત્યાં કેદ છે. એને તમે કલીકટ સલામત પહોંચાડવાની કબૂલત આપો.'

'બસ એટલું જ?' નાખૂદાને પોતાના જહાજ ને પોતાના શેષ ખલાસીઓની સલામતીની સામે આ માગણી નાચીજ દેખાઇ.

'હા. એ છોકરીને તમે કલીકટને કાંઠે ઉતારો એટલે તમે મારી શરત પાર ઉતારી ગણાય.'

'કબૂલ છે.'

કાનજીએ બૂમ પાડી: 'વીજળી! કેસરને લાવ!'

વીજળી દોડીને કેસરને પોતાની પાછળ ઘસડી લાવી. ગભરૂ-બાળાને મનમાં દહેશત લાગી કે, એની સામે કોઇ નવી આફત ખડી નથી થઇને?

કેસર આવી એટલે કેસરને બતાવીને કાનજીએ નાખૂદાને કહ્યું: 'આ એ છોકરી કે જેની હું તમને વાત કરતો હતો, એને તમે લઇ જાઓ—અને તમારી સલામતી પણ તમે લઇ જાઓ.'

હિંદી મહાસાગરમાં ચાંચિયાવટ તો જૂની હતી, પણ ચાંચિયાઓના હાથમાં પકડાયેલા વેપારી ખારવામાંથી કોઈ જીવતું જાગતું સલામત પાછું ફરે, એ વાત સદંતર નવી હતી.

નાખૂદાએ કાનજીના પગ પકડ્યા: 'અમારા બધાવતી અમે તમારો અહેસાન...'

કાનજીએ નાખૂદાને વાર્યો. જે કાર્ય પોતે કરી રહ્યો હતો એ પોતાની અનિચ્છા છતાં એ કરતો હોય, એવી ચીડ એના અવાજમાં આવી: 'અહેસાન મારો નથી માનવાનો. સંજોગોનો માનો. મારો નિરધાર ફરે એ પહેલાં તમે અહીંથી ચાલ્યા જાઓ—અને કેસરને કાલીકટ સલામત પહોંચાડજો.'

× × × ×

નાખૂદાએ ને વેપારી ખારવાએ વધારે વાર રોકાવાનું કાંઈ કારણ ન જોયું. કાનજી માલમનું નામ દરિયાલાલમાં તો ખૂણે ખૂણે જાણીતું તો હતું. માત્ર આવા પ્રકારના નિરધાર આજ પૂર્વે એ નામ સાથે સંકળાયેલા કોઈએ ક્યાંય સાંભળ્યા ન હતા. કાનજી માલમે એમને જીવતા છોડી મૂક્યા—પણ એના એ કાર્ય ઉપર સમયનો વધારે પડતો બોજો મૂકવામાં સાર ન હતો. જવાનું શક્ય હતું ત્યાં સુધીમાં ચાલ્યા જવામાં ડહાપણ હતું.

વેપારી જહાજ તો જોતજોતામાં કેસરને લઈને ઉપડી ગયું.

કેસર જતી વખતે વીજળીનો આભાર માનવા જતી હતી, પણ વીજળીએ એને રોકી: 'તું અહીં રહેવાને માટે નાલાયક બને તો ઘર ભલું ને ઘર સંસાર ભલો.' વીજળીના અવાજમાં કાંઈક મુરબ્બી વટ હતી. કાંઈક કટાક્ષ હતો.

કેસર કાનજીના પગમાં ખોળો પાથરીને બોલી: 'કોઈ વાર મારું કામ પડશે ત્યારે મારી ચામડીના જોડા શીવડાવીને પહેરાવીશ, મારા ભાઈ!'

કાનજી હસ્યોઃ 'તદ્દન મૂર્ખ છોકરી છે! મારે એનું શું કામ પડવાનું હતું ?'

વેપારી વહાણના વંઢારના સંથા ઉપર ઉભી ઉભી કેસર ચાંચિયાઓના સ્થિર જહાજને તાકી રહી. એનું હૃદય મહાન્ મુક્તિનો આનંદ અનુભવતું હતું. બીજા કોઈને નહિ પણ વીજળીની જાજરમાન તસ્વીર આ ધરરખ્ખુ ગૃહિણીની જાતની બાળાના અંતરમાં કોતરાઈ ગઈ હતી.

× × × ×

વેપારી જહાજ દેખાતું બંધ થયું અને વશીકરણના મંત્રનો તિલેસમ પૂરો થયો હોય, એમ ચાંચિયાઓ પોતાની મૂઢતા ખંખેરીને સભાન બન્યા.

'શું થયું? ખલાસીઓનું જહાજ છૂટી ગયું? ખલાસીઓ જીવતા પાછા ગયા? કેસરને એમાં કલીકટ રવાના કરી? એ જહાજ શું પાછું કલીકટ જશે? કલીકટ! ઝામોરીનનું પાયતખ્ત! દરિયાલાલના સમુદ્રરાયનું મગરૂબ બિરદ ધરાવવાની ખાએશ રાખનાર રાજાનું પાટનગર!' પોતાના બિરદને સાર્થક કરવાને ઝામોરીન લશ્કરી જહાજો પણ રાખતો!

'ખલાસીઓ કલીકટ જશે? તો તો એઓ ચાંચિયાની બાતમી આપશે? સો સો વર્ષથી સદંતર ગુપ્ત રહેલા ચાંચિયાઓના છૂપા બેટોનો પત્તો લાગી જશે! આ છૂપા બેટો, અને આ બેટોનું છુપાપણું એ બે તો ચાંચિયાગીરીના શ્વાસ અને પ્રાણ હતા. એક વાર કોઈ જોરાવર રાજ્યને આ છૂપા બેટોની ભાળ મળી. પછી ચાંચિયાગીરીને રામ રામ!'

ચાંચિયાઓના દિલમાં દહેશત જાગી ને દહેશતના એ ઘોડા ઉપર સવાર થઈને મહારોષ જાગ્યો. ગોરીલાએ પોતાની સમજણ મુજબ કાનજીની સેવા કરી હતી! સક્કરબારગીરીનો રસ્તો કાનજીને એણે બતાવ્યો હતો. કાનજી સક્કરબાર થયા પછી એણે વધારે પ્રતિષ્ઠાવંત દરજ્જાની અને જાહેર

કદરની આશા રાખી હતી. એને બદલે એણે સમસ્ત ચાંચિયા સમુદાયની સામે કાનજીનો મૂક્કો ખાધો હતો! રોટલીના ટૂકડા માટે રાહ જોઇ ઉભેલા કૂતરાને તમે પત્થરનો ટૂકડો ફેંકો ત્યારે એની જે મનોદશા થાય, એવી મનોદશા ગોરીલાની થઇ. ચાંચિયાઓના સમુદાયમાંથી માન મળવાને બદલ એને ઉપહાસ મળવાનો હતો. ચાંચિયાઓમાં એની ઇજ્જત વધવાને બદલે ઘટી હતી.

એણે મહાન્ મુરાદો સેવી હતી અને એ મુરાદોને માનભંગ થતાં અનુભવી હતી. એણે કેસરની અભિલાષા કરી. તૃપ્તિને આરે એ અતૃપ્ત રહી. એણે સફરબારના વિશ્વાસુ બનવાની અભિલાષા સેવી હતી અને એને માનભંગ થતાં એણે અનુભવી. ગોરીલાને આ અનુભવ સુખદ નહોતો. એના હૃદયમાં એ સર્વ અતૃપ્તિઓ જાણે આસુરી તાંડવે ચડીને ભોગ માગતી હતી. અને એ ભોગ કાનજી માલમનો જ હોવો જોઇએ એમાં એને શંકા ન હતી. ન જોઇએ કાનજી, ન જોઇએ વીજળી, ન જોઇએ લાલો......કોઇ કરતાં કોઇ ન જોઇએ. અણગમતા સંયોગો અણુનોતર્યાં અપમાનો, અણકલ્પી મનોવ્યથાઓ પેદા કરનાર ન જોઇએ. ચાંચિયાઓને વળી એવા શોખ કેમ પાલવે? ચાંચિયા સમુદાય–સમસ્તમાં ભવિષ્યતાનો ભય હતો. ગોરીલાની જબાને ભયથી આળા બનેલા અંતરમાં લૂણ છાંટયું.

અને ચાંચિયા સમાજ ચીસ પાડીને ધૂણી ઉઠયો.

× × × ×

રાત વીતી. સવારનો ઉદય થતો આવતો હતો. ત્યાં ચાંચિયાઓનું હથિયારબંધ ટોળું કાનજીના કમરા ઉપર પડયું. કાનજીના કમરાની બહાર પાટિયાં ઉપર વીજળી સૂતી હતી. આશ્ચર્યનો મર્મ સમજવાને માટે થોભવાની ચાંચિયાઓને ફુરસદ નહોતી. એમણે વીજળીને પકડી. કાનજીના કમરાનું બારણું ખડખડાવ્યું. બારણું અંદરથી બંધ હતું. એમણે બારણાને કુહાડાવાટે તોડયું. કાનજી પથારીમાંથી બેઠો હતો એને પકડયો. ત્યાં નીચે ગયેલાં થોડાં માણસો લાલાને પકડી લાવ્યાં.

લાલાને પકડી લાવવામાં એક રીતે ચાંચિયાઓની અંતરતમ ઇન્સાફ-વૃત્તિ હતી. જે બનાવે ચાંચિયાઓને ઉશ્કેર્યા હતા એમાં લાલાનો કાંઇ હિસ્સો નહોતો. લાલો તો ગુલામ હતો ને ગુલામ તરીકે રહી શકતો હતો. પણ ચાંચિયાઓના પણ અંતરમાં એક વાત સૂઝી હતી કે લાલાની ગુલામી એ કોઇ ચાંચિયાગીરીના કાનૂન ભંગનો દંડ ન હતો. લાલો એમનો મુખી હતો. એમને ગમે એવો મુખી હતો. એનું મુખીપણું ચાંચિયાઓને લાભકારક ને જેબ આપનારૂં બન્યું હતું. લાલો ઘરખાનગી કજીયાને કારણે ગુલામ બન્યો હતો. ચાંચિયાઓ એ આખાયે હાનિકારક કલહને જ દફનાવતા હતા. લાલાને ગુલામ રાખવો જોઇએ નહિ. તેમ વધારેમાં વધારે દોષભાગી ગુનેગાર વીજળીના લાડઘેલા પિતા તરીકે એને છૂટો પણ મૂકી શકાય નહિ. ઇન્શાલ્લા! એને પણ એની સાથે ત્રીજા ગુનેગાર તરીકે લેખી લ્યો! આખરે તો પોતાની પુત્રી પાછળની એની મૂર્ખતા જ સર્વ ચિન્તાના મૂળમાં હતી ને?

× × × ×

કાનજીએ પોતાને પકડનારાઓને પૂછ્યુ: 'તમે લોકો શું ધારો છો?'

બીજા તો એ નજરથી અને એ અવાજથી છોભીલા પડયા, પણ ગોરીલાની ચામડી આવી કોઇ શરમને માટે જાડી હતી. એણે કહ્યું: 'અમે ધારીએ છીએ એ કે, તમારી આગેવાની અમને ભયરૂપ છે.'

'મારી આગેવાની તમને ભયરૂપ! કેમ કરીને?'

'ચાંચિયા સમાજની સલામતીનો તમે દ્રોહ કર્યો છે. તમે શિકારને જીવતો છટકવા દીધો. કાલે એ શિકાર બીજા શિકારીઓને અહીં દોરી લાવશે. આજદિન તક દરિયાલાલના પીઠ ઉપર શિકારી એક માત્ર ચાંચિયાઓ હતા. તમે તમારા વીજળી પાછળના અંધાપામાં ચાંચિયાઓને શિકારીમાંથી શિકાર બનાવ્યા છે. વેપારી જહાજને શિકારમાંથી જાસૂસી બનાવ્યું છે. ઝામોરીનને અસહાય પ્રેક્ષકમાંથી સબળ શિકારી બનાવ્યો છે. ઝામોરીનના નૌકાધિપ સારંગપાણીને મશ્કરી થવાને પાત્રને બદલે મશ્કરી કરવાના પાત્ર તરીકે બનાવ્યો છે.'

'આ બધું તમે વિચારી જોયું હશે ખરું ને ?' કાનજીએ સ્વસ્થતાથી સવાલ પૂછ્યો.

'હા. ચાંચિયા સમુદાય સમસ્તે આખી રાત આ બીના ઉપર પુખ્ત વિચાર કર્યો છે અને તમને કુલદ્રોહી તરીકે જોવાનો અને દંડવાનો નિરધાર કર્યો છે.'

'તમે શા હક્કથી બોલો છો ?'

ગોરીલો હસ્યો: 'ચાંચિયા સમુદાયે ગઇ રાતે મને સર્વાનુમતે સક્કરબાર બનાવ્યો છે. હું સક્કરબાર તમને દંડ ફરમાવું છું. તમે, વીજળી કે લાલો ત્રણમાંથી કોઇ અમારે ન જોઇએ. તમે ત્રણે ચાંચિયા સમુદાય ઉપર પાપનાં પોટલાં સર્મા છો, અને અમે એ પોટલું ફેંકી દેવાનો ઠરાવ કર્યો છે. તમારી કોઇ વાત અમારે સાંભળવી નથી. તમને દંડ ફરમાવવામાં આવે છે હદપારીનો. જે સજા તમે સંબલને કરી એ જ સજા તમને થશે. તમે કુલદ્રોહી છો એટલે તમને કુલમાંથી હાંકી કાઢવામાં આવે છે. તમને ત્રણેને એક હોડીમાં બેસાડીને દરિયાલાલને ખોળે મૂકી દેવામાં આવશે.'

× × × ×

જે હોડીમાં કાનજી, લાલો ને વીજળીને બેસાડવામાં આવ્યાં, એ જ હોડીમાં કાનજીના ખાસ વિશ્વાસપાત્ર ઠરેલા 'કાલા જહાજ'ના સુકાનીને, લાલાના ત્રણ ભત્રીજાને ફરિયાદી કરતાં આરોપીઓ તરફના એમના ઢાળને કારણે બેસારી દેવામાં આવ્યા. હોડીમાં સાત માણસ ચડાવી દેવામાં આવ્યું, અને પછી 'કાલા જહાજ' પોતાના નવા સક્કરબારના નેતૃત્વ નીચે ચાલી નીકળ્યું.

'કાલા જહાજ' કાનજીનું ઇતિહાસે પણ ઉલ્લેખ પામેલું એવું મશહૂર જહાજ. એ તો સડસડાટ ચાલ્યું ગયું ને એની પાછળનો એનો શિરોટો પણ ભુંસાઇ ગયો. પણ જે હોડીમાં સદોષો તેમજ જેઓની નિર્દોષતા ઉપર વિશ્વાસ ન મૂકી શકાય એવાઓના બનેલા સાત માનવીઓના બોજવાળી હોડી તો વહેતા પાણીની પીઠ ઉપર ચોંટી રહી.

હોડીની કિનારી લગભગ પાણી આવતું હતું ને દરિયાલાલનો આછામાં આછો હીંચકો પણ હોડીની અંદર પાણીની છોળ લાવતો હતો. હોડીમાં જોઈએ એના કરતાં એક માનવીનો બોજ વધારે હતો !

એ બોજો કાયમ રહે તો આખીયે હોડી ડૂબી જ જવાની, એમાં નિશ્ચયે કરીને પણ શંકા ન હતી. જો હોડીમાંથી એક માણસ ઓછો થાય તો શેષ રહેલા છ માનવીઓને જેમાં પળે પળે દરિયાલાલ સાથે લડાઈ કરવી પડે એવી પણ જીવવાની તક મળતી હતી ખરી !

હોડીમાં બેઠેલા સાત માણસોમાંથી કોઈ આ ભયથી ગેરવાકેફ ન હતો. બધા કાબેલ તરવૈયા હતા. મોટાં મોટાં વહાણનાં પણ છેલ્લામાં છેલ્લી સલામતીની રેખા સુધીનું ભરત આંકી શકતા. હોડીનું માપ એ ન લઈ શકે એમ ન હતું.

કાનજીએ એક શબ્દ પણ બોલ્યા સિવાય પોતે પહેરેલાં કપડાંમાંથી ચીંથરું ફાડ્યું. ચીંથરાના સાત સરખા ચીરા કાપ્યા. બધા જોઈ શકે એમ એણે સાત ચીરા સરખા માપ્યા. પછી એક માણસનું માથું કાપતો હોય એટલી ગંભીરતાથી સાતમાંથી એક ચીરો ઉપાડીને બધા દેખી શકે એમ એમાંથી બે આંગળનો કટકો વધારે કાપ્યો. આમ છ ચીરા બરાબર સરખા ને એક ચીરો એક આંગળ ટૂંકો એમ સાત ચીરાઓ બન્યા.

પછી કાનજીએ કહ્યું: 'બધા સમજે છે એ વાતને લાંબી વર્ણવવી એ કેવળ વખત ગુમાવવા જેવું છે. એટલે મુદ્દાની વાત ઉપર હું આવું છું. આ સાત ચીરા છે. હું એને ભેળસેળ કરીને નીચે નાંખું છું, દરેક માણસ એક ચીરો ઉપાડી લ્યે. ને પોતાના પાડોશી સાથે માપે. જેના હાથમાં ટૂંકો ચીરો આવે એણે બાકીના છ જણાને જીવવા ઝૂઝવાનો અવસર મળે, એ ખાતર હોડીમાંથી કૂદીને દરિયાલાલને ખોળે બેસી જવાનું.

કાનજી માલમે ચીરાઓ ભેળસેળ કર્યા. બીજા એક બે જણને પણ ભેળસેળ કરવા દીધા. પછી હોડીની મધ્યમાં એનો ગોળ ડૂચો

ફેંકયો. દરેક માણસે દરિયાલાલનું નામ લઈને અંદરથી એક એક ચીરો છેડો શોધીને તાણ્યો અને પોતાના પાડોશી સાથે સરખાવી જોયો.

લાલાને ભાગે ઓછા માપનો ચીરો આવ્યો !

લાલાના હાથમાં ચીરો આવ્યો અને એ ઉભો થયો. સહુની વિદાય લેવા લાગ્યો. સહુને વીજળીની ભલામણ કરવા લાગ્યો.

લાલાને હિસ્સે ટુંકા માપનો ચીરો નીકળેલો જોઈને વીજળીએ હોઠ પીસ્યા. એ તો હતી લાલાની પુત્રી અને દરિયાલાલની દીકરી. દરિયાના ખારાં પાણી એણે ગળથૂથીમાં જ પીધેલાં. એક શબ્દ એ ન બોલી: પણ એના હોઠ ધ્રુજી ઉઠયા. ધ્રુજતા હોઠને કબજે રાખવા એણે હોઠને દાંતમાં ભીસ્યા. ને હોઠમાંથી લોહીનું ટીપું નીકળ્યું ! એનો ચહેરો પણ સખત છતાં ઝાંખો બની ગયો હતો.

લાલો હજી વિદાય લેતો હતો ત્યાં એક શબ્દ પણ મુખથી બોલ્યા સિવાય, કેવળ વીજળી ઉપર છેલ્લી નજર નાંખીને કાનજી માલમ હોડીમાંથી કૂદી પડયો !

અને હોડી આગળ સરકવા માંડી !

પાંચ પુરૂષ સ્તબ્ધ બનીને જોઈ રહ્યા ! વીજળીએ જલતા જીગરની બૂમ પાડી: 'કાનજી ! કાનજી !'

દરિયાલાલની પ્રવાહી ચાદર જેની આસપાસ વીંટળાવા માંડી હતી એ કાનજીએ પોતાની જીવતી કબરમાંથી ઉંચી નજર કરી: 'વીજળી ! સલામ !'

'કાનજી ! કાનજી ! હું તને ચાહું છું.' વીજળીએ બૂમ પાડી' 'અરે કોઈ બચાવો એને !'

પરંતુ દરિયાલાલનાં વિશાળ પાણી કાનજી માલમ ઉપર ફરી વળ્યાં હતાં !

---

# પ્રકરણ ૧૦ મું

## જાતિદ્રોહ



નજી માલમને સક્કરબાર થયે ઝાઝો સમય થયો ન હતો. બનાવોની ગણતરીએ એની સક્કરબારગીરી દરમિયાન ઘણું ઘણું ચિત્રવિચિત્ર બની ગયું. પરંતુ કાળને હિસાબે તો એની હકૂમત કેવળ ચંદરોજની જ રહી હતી! એણે જ્યારે જોરતલબી વાપરીને લાલા અને વીજળીને કેદ કર્યાં હતાં ત્યારે સંબલને હદપાર કરીને એક નાની કીસ્તીમાં તરતો મૂકી દીધો હતો! સંબલ એ કીસ્તીમાં ઘસડાતો ગયો અને જેમ જેમ એ 'કાલા જહાજ'ની સલામતીથી દૂર દરિયાલાલના અગોચર જંગલના બહુરંગી ભયો તરફ ઘસડાતો જતો હતો, એમ એમ એના દિલમાં ભયંકર ભાવો જાગવા માંડયા હતા.

એ ભયંકર ભાવોને તાલ દેતું હોય એવું આકસ્મિક પવનનું તોફાન દરિયાલાલમાં ચડી આવ્યું હતું. સંબલની કીસ્તી નાની હતી– સાવ નાની હતી. ડુંગર ડુંગર જેવડાં મોજાં એને દડાની જેમ ઉછાળીને દૂર ને દૂર ફેંકી રહ્યાં હતાં. હોડી આપમેળે આગળ વધી શકત નહિ. પવને એને કંઇ જોજન દૂર ફેંકી દીધી. ને હોડીની પાછળ હોડીની બાજુને મડાગાંઠની ચોક્કસાઇથી વળગેલો સંબલ પણ અધમૂવાથીયે કમતર હાલતમાં ફેંકાયો.

વિધિને જ્યારે મામૂલી બનાવોમાંથી મહાકાંડો રચવો હોય છે, અને ભૂલાઈ ગયેલાં માનવીઓમાંથી ન ભૂલાય એવા મહાપ્રસંગો રચવા હોય છે ત્યારે એ અજબ જોગાનુજોગ સાધે છે. એવો એક અનેકવિધ જોગાનુજોગ બન્યો.

જે દિવસે ને જે સમયે કાનજી હોડીની બાજુ ઉપરથી કૂદીને દરિયાલાલમાં કૂદ્યો એ દિવસે ને લગભગ એ સમયે, કાનજી માલમે પોતાના સમરંગી તારમાં જે વેપારી જહાજને સલામત જવા દીધું

હતું, એ વેપારી જહાજે સંબલને એક નાની હોડીમાં દરિયામાં તણાતો જોયો. પાણીથી અર્ધી ભરાયેલી કીસ્તીમાંથી એ જહાજના ખલાસીઓ બેભાન સંબલને પોતાના જહાજ ઉપર ઉપાડી લાવ્યા.

એ જહાજ ઉપર કેસર પણ હતી. ખલાસીઓ જ્યારે સંબલને શુદ્ધિમાં લાવવાને જાતજાતની જહેમત ઉઠાવતા હતા, ત્યારે ખલાસીઓએ દરિયામાંથી બચાવેલા એક બેભાન માણસને જોવાને કેસર પણ ગઇ. કેસરે સંબલને પારખ્યો ને એના આકસ્મિક ઉદ્ગારોએ પણ સંબલના દેહમાં એક ચાંચિયાના ફરી અવતારને જોયો. સંબલ હોંશમાં આવ્યો એટલે જહાજના નાખૂદાએ એને બાંધીને એક કમરામાં કેદ પૂર્યો.

વિધિનું કાર્ય હજી પૂરું થયું ન હતું, એ એણે ઝપાટાબંધ પૂરું કર્યું. એકાદ ઘડી પછી એક જહાજ દેખાયું. એ બીજા કોઇનું ન હતું. સારંગપાણીનું હતું. સારંગપાણી ઝામોરીનના નૌકાદળનો નૌકાધિપ હતો. એક પ્રહર પછી હાથે પગે દોરડાંથી બંધાયેલો સંબલ સારંગપાણીના જહાજ ઉપર પહોંચ્યો. પછી સંબલના હાથ પગમાં લોખંડની બેડીઓ પડી.

અને સંબલને સારંગપાણીને સલામત સુપ્રત કરવાનું ટપાલ ધરનું કામ કરીને વેપારી જહાજ પોતાના મૂળના કલીકટના પંથે ચડી ગયું.

× × × ×

હવે સંબલની આપદાનો આરંભ થયો.

સારંગપાણી કાંઇ સાધારણ માણસ ન હતો. એનો દેખાવ ભલભલા ચાંચિયાનાં પણ હાડ ગાળી નાંખે એવો હતો. સાક્ષાત્ રૂદ્ર અવતાર લઇને આવે તો સારંગપાણી સિવાય બીજા કોઇ પ્રકારનાં સ્વરૂપમાં ન લઇ શકે.

પૂરો છ હાથ ઉંચો એ માણસ હતો. શરીરે એ કદાવર હતો. એની લાલ રંગની દાઢી એની છાતી ઉપર વિખરાતી. બાળપણમાં

વહાલઘેલી વિધવા માતાએ લીધેલી જનમ બાધાને કારણે એના કેશ કોઇ સોહાગણના ચોટલાને ઝાંખપ લગાડે એમ પીઠ પાછળ કમર સુધી પહોંચતા. ઉગેલા વાળથી અંગ સદંતર કાળું લાગતું. માત્ર માણસમાર સિંહ જેવી એ આંખો જ એના કાળા રૂક્ષ રૂદ્ર સ્વરૂપમાં સિંદુર રંગની ભાત પાડતા. એ બોલતો ત્યારે જાણે દરિયો ગાજતો. એ બૂમો મારતો ત્યારે જાણે ઝંઝાનીલ ત્રાડ પાડતો. એ હાથ ઉપાડતો ત્યારે જાણે વીજળી પડતી. એવો હતો એ સારંગપાણી !

લોકવાયકા તો હતી કે, સારંગપાણી પણ મૂળમાં ચાંચિયો જ હતો, અને ચીનના સમુદ્રમાં એના નામના પડઘા પડ્યા હતા. એ લોકવાયકા સાચી હો કે ન હો, અત્યારે તો એ ચાંચિયા માત્રનો જાનિસાર દુશ્મન હતો–અને ઘણો જ ચીકટ દુશ્મન હતો! ચાંચિયાઓનો ભેટો થઇ જાય એ આશાએ એ દરિયાલાલમાં ફર્યા જ કરતો હતો!

સંબલને એની પાસે રજુ કરવામાં આવ્યો. જીંદગીમાં દુશ્મનનો ભય એ શું ચીજ છે, એની સંબલને જીવનમાં પહેલી વાર ખબર પડી.

સારંગપાણીએ સંબલને સવાલો પૂછવા માંડ્યા.

'તારૂં નામ શું ?

'મારૂં નામ...નામ...નામ...'

'હા, તારૂં નામ ?'

'મારૂં નામ...હા. મારૂં નામ...નામ...નાથો.'

'જૂઠું.' જરા પણ દેખાતા ઉકળાટ, રોષ કે ચીડ વગર સાવ સામાન્ય રીતે સારંગપાણીએ કહ્યું: 'તારૂં નામ સંબલ છે.'

સંબલ ચમક્યો ને એણે માથું નીચે નમાવ્યું. સારંગપાણીના સ્વસ્થ ને ભાવહીન અવાજ સામે સંબલથી પોતાના નામ બાબત વધારે રકઝક થઇ નહિ.

'તું શું ધંધો કરે છે?' સારંગપાણીએ બીજો સવાલ પૂછ્યો.

'હું...હું...હું ખલાસી છું.'

'ફરીને જૂઠું.' હજી સારંગપાણીના અવાજમાં કોઇએ જાતનો ઉકળાટ નહોતો. શિયાળામાં ઠંડા પાણીના માટલા જેટલો એનો અવાજ ઠંડો હતો: 'તું ચાંચિયો છે.'

ત્યાર પછી ત્યાં સંપૂર્ણ ચૂપકી છાઇ. સંબલને લાગ્યું કે સારંગપાણી ઊંઘી ગયો હશે. જરા વધારે આરામ મેળવવાને સંબલ ભોંય પર બેઠો.

'ઊભો થા.' સારંગપાણીનો અવાજ આવ્યો. સારંગપાણીની આંખો બંધ જ હતી. સંબલના શરીરમાં કમાન હોય એમ સંબલ ઊભો થઇ ગયો. સારંગપાણી શું બંધ આંખે દેખતો હતો ?

સારંગપાણીએ કહ્યું: 'તું આમ ઢીલચાલ કરે છે ને મારી આંખો આગળ દેખાતા દૃશ્યને અસ્થિર કરી નાંખે છે. સંબલ તને ખ્યાલ છે, અત્યારે હું શું દૃશ્ય જોઇ રહ્યો છું ?'

'ના !'

'સાંભળ ! એક જહાજ દરિયામાં તરતું જાય છે. જહાજ રળિયામણું છે. દરિયો ધીર ગંભીર ને પ્રશાંત છે. બધું જ ખૂબ સ્વસ્થ, ખૂબ ઉલ્લાસભર્યું ને ખૂબ કમનીય લાગે છે ! એકાએક ચાંચિયાઓનું વહાણ આવી ચડે છે. એ જહાજને લૂંટે છે. પછી એને ડુબાવી દે છે. એ જહાજમાં જેટલા મુસાફરો હતા એટલાને પાટિયે ચલાવે છે. એવી રીતે પાટિયે ચલાવામાં એમાં એક સ્ત્રી પણ હતી. આશરે બાવીસેક વર્ષની અને વસંતમાં ખીલેલા પહેલા ગુલાબ સમી એ હતી. એના હાથમાં એક નાનું છોકરું હતું. છોકરું હશે ચારેક માસનું. બાઇને માનતા હતી કે, પુત્રના પ્રસવ પછી વહેલામાં વહેલી તકે સોમનાથની યાત્રા કરવી ને પુત્રના બાળમોવાળા ત્યાં ઉતરાવવા. બાઇ જાતની સોમપુરા બ્રાહ્મણ હતી. ને સોમનાથ એમના કુલદેવ થાય. બાઇ નિર્દોષ હતી. ને બાળક દેવના પગમાં ગેલવા જતું હતું. પણ દૈત્યોને દયા ન આવી. બાઇને એના બાળક સાથે જ પાટિયે ચલાવી. હરિ હરિ !'

થોડી વાર ત્યાં મૌન છાયું. સારંગપાણીએ પછી સવાલ પૂછ્યો:
'એ બાઇ ને એ પુત્ર કોણ હતાં, એ તું જાણે છે?'

સંબલે માથું ધુણાવીને ના કહી.

સારંગપાણીએ કહ્યું: 'એ બાઇ તે મારી પત્ની હતી. ને એ બાળક મારું હતું. તે ઘડીથી મેં પ્રતિજ્ઞા કરી છે કે, કેવળ એક ચાંચિયો નહિ, બેચાર ચાંચિયાઓ નહિ પણ સમસ્ત ચાંચિયાઇ જમાતને વીણી વીણીને પૂરેપૂરું વેર વસૂલ થાય, એમ મારે હણવા. તે ઘડીથી ચાંચિયાઓનો હું ઇન્સાફ બની બેઠો છું.'

સારંગપાણીનો અવાજ ભાવહીન હતો. એમાં ન હોતા ક્યાંય ઉચ્ચારો, નહોતી ક્યાંય અટકાયત. પત્થર ઉપરથી વહેતા પાણી જેવો એ અવાજ લપસતો ને અમાનુષી હતો. એ અવાજથી સંબલ હાડે હાડમાંથી ધ્રૂજી ઉઠ્યો.

'તું પણ ચાંચિયો છે અને તને ભયંકર મોતે મારી નાંખીશ.' સારંગપાણીએ કહ્યું.

સારંગપાણી ઉઠ્યો: ચાલ મારી સાથે.'

સંબલ યંત્રવત્ સારંગપાણીની પાછળ ચાલ્યો.

તૂતક ઉપર એક વિશાળ કમરો હતો. એમાં સારંગપાણી સંબલને લઇ ગયો. જાણે સંબલ એની સામે ગુનેગાર તરીકે ખડો થયો ના હોય, જાણે સંબલ સાથે પોતાને જમાના જૂની ઓળખાણ હોય, એમ સારંગપાણીએ કહ્યું: 'આ કમરો એ મારી પ્રિયતમા છે.'

સંબલને દહેશત લાગી કે, ઝામોરીનનો નૌકાધિપ કોઇ પાગલ માણસ તો નથી ને?

'આ કમરામાં મેં મારી વેર સામગ્રી ભરી છે. દેશદેશાવર ફરતાં ફરતાં જ્યાં પણ શારીરિક પીડનનાં નવા પ્રકારનાં સાધન મેં જોયાં, એ કાં તો ખરીદી લીધાં ને કાં તો નમૂનામાં ઢાળી લીધાં.

સંબલને લાગ્યું કે, આ માણસ પાગલ હોય તો પણ એની પાગલતા ભયંકર રીતે ઠંડી છે.

'જો,' સારંગપાણીએ એક ચક્ર ભીંતેથી લટકતું હાથમાં ઝાલ્યુ: 'આ ચક્ર છે તે ખાસ ચીનના શહેનશાહની પોતાની શોધ છે. એનાથી માણસની આંગળીના નખ જીવતા ઉતરે છે. આવાં ચક્ર આખી દુનિયામાં માત્ર બે છે. એક ચીનના બાદશાહી મંઝીલમાં ને બીજું સારંગપાણીના જહાજના પોતાની માશુકસમા કમરામાં. જરા જો!'

સંબલે યાંત્રિક રીતે હાથ લાંબો કર્યો. એને લાગ્યું કે, સારંગપાણી એને ચક્ર જોવાને માટે હથેલીમાં આપે છે. બીજી ક્ષણે એના અંગુઠાને જાણે એક સામટા હજાર વીંછી ડંખતા હોય, એમ ચક્ર સંબલના અંગુઠાને બાઝી પડયું. સંબલે તીણી ચીસ નાંખી. એના અંગુઠામાંથી લોહીની ધાર વહી.

સંબલની ચીસ સાંભળીને સારંગપાણીએ પીઠ ફેરવી. 'ઓહ! હું દિલગીર છું, પણ આવાં ઓજારોને તમારે કાળજીથી સ્પર્શ કરવો જોઇએ. આ તો ઠીક છે, પણ જરા વધારે વાર થઇ હોત તો નખ જ ઉતરી જાત. તમે ઘણા બેદરકાર છો.'

'પણ...પણ...આ...' સંબલે ઇશારત કરી ચક્ર કાઢવાની માગણી કરવા હાથ લાંબો કર્યો.

સારંગપાણીએ ચક્ર કાઢવાની થોડી વાર મહેનત કરી. પછી માથું ધુણાવીને એ બોલ્યો: 'ચીનના બાદશાહની એક ભૂલ થઇ લાગે છે. આ ચક્ર વાળવાની એણે કાંઇ તજવીજ નથી કરી. તમે ચિન્તા ન કરશો. હું ફરીને એમને મળીશ ત્યારે એ ભૂલ તરફ એનું ધ્યાન દોરીશ. અત્યારે તો તમારો નખ ઉતરી જાય ત્યાં સુધી આપણે રાહ જોવાની જ રહી.'

'ઓ...ઓ...ઓ...' સંબલના મુખમાંથી ચિત્કાર નીકળી ગયો.

'તમને બહુ વેદના થાય છે? અર્ધી ઘડી પણ વેદના સહન નથી કરી શકતા? તમે તે ચાંચિયા છો કે કોણ?'

સંબલના અંગેઅંગમાં પરસેવા સાથે કંપારી છૂટતી હતી. એને લાગ્યું કે, આવી વેદના અર્ધી ઘડી સુધી રહે તો મૃત્યુ જ થશે.

એના ચહેરા ઉપર એવા પ્રકારનો મનોભાવ વાંચીને એને આશ્વાસન દેતો હોય એવા અવાજે સારંગપાણીએ કહ્યું: 'ના, ના. એમ કાંઇ જીવતા નખ ઉતર્યે માણુસ મરી નથી જતું. ઇરાનના શાહ પાસે એક યંત્ર એવું છે કે, એક આખા દિવસમાં માણુસનાં હાડકાં ભાંગીને લોટ થઇ જાય, તો પણ માણુસ જીવતો તો રહે જ. અલબત્ત એને પછી માણુસ કહેવો કે નહિ, એ પણ ચર્ચાનો વિષય છે. તમે શું કહો ?'

'એ...એ...એ.' સંબલનું ધ્યાન પોતાના અંગુઠામાંથી ટપકતા લોહી ને પોતાને થતી કાળી વેદના સિવાય બીજી ચર્ચામાં પરોવાય એમ ન હતું. એને થયું કે સારંગપાણી એ જીવતો રાક્ષસ છે.

'તમને અકસ્માત્ થયો એટલે શું કરું ?' નહિતર તમને કેટલીક રસિક વસ્તુઓ બતાવત. અને કેટકેટલી વેદનાઓ સહેવા છતાં માણુસ જીવતો રહી શકે છે, એનો પણ તમને ખ્યાલ આવત.'

'મને...મને...ખ્યાલ આવી ગયો છે.'

'નથી આવ્યો હજી. મારી માશુકનું હજી તો આ પહેલું જ ચુંબન છે. હું કંઇ ડંખીલો કે અદેખો આશક નથી. મારી માશુક બીજાઓને ચુંબન કરે, એ તો મને આનંદ આપે છે.'

'આ...આનંદ આપે છે ?' સંબલના અંગેઅંગમાં જાણે બરફ વહેવા માંડયો.

'મેં કેટલા પુરૂષાર્થે આ સાધનો મેળવ્યાં છે, એનો તમને ખ્યાલ હોય, તો એ સાધનો બરાબર કામ આપે છે, એનાથી મને કેટલો સંતોષ થાય એનો તમને ખ્યાલ આવે. દાખલા તરીકે આ યંત્ર' એક ચીપિયાઓવાળું કોડી આકારના યંત્ર તરફ અંગૂલિનિર્દેશ કરીને કહ્યું: 'આ યંત્ર શોધીને મેળવતાં મને હજાર સોનૈયા ને પાંચ વર્ષનું ખર્ચ થયું. એમાં માણુસનાં અંગોને અવળાં કરવાની તજવીજ છે. આ તમારો એક પગ જો તમે એમાં મૂકો તો એકાદ ઘડીની માવજત પછી પગ આખો અવળો ફરી જાય. અખતરો કરશું ?'

જવાબમાં સંબલ ચાર કદમ પાછળ હટી ગયો: સારંગપાણીએ કહ્યું: 'કાંઇ નહિ હમણાં. તમારો નખ ઉતરી રહે પછી વાત. મારી પાસે યંત્રો પણ ઘણાં છે ને દિવસનાયે દુકાળ કયાં છે?'

નર્યો નીતર્યો ભય સંબલના અંગઅંગમાં ફેલાઇ ગયો.

'જુઓ, આ છે જીવતા ચામડી ઉતારવાનું યંત્ર. ગુજરાતના રાજાએ માળવાના રાજાની એનાથી જીવતી ચામડી ઉતારી હતી, એમ લોકવાયકા છે. પણ...પણ... તમને શું થઇ ગયું ? તમે આમ ધ્રુજો છો કેમ ? તમારો ચહેરો આટલો ઉજળો, દૂધ જેવો કેમ થઇ ગયો ?'

'કાંઇ નહિ...નહિ...પણ તમે ભયંકર સાધનો એકઠાં કર્યાં છે.'

'મારી પત્ની પણ ભયંકર મોતે મરી ને ! પછીથી તો આજ દિન તક મેં આ સાધનો એકઠાં કરવામાં જ સમય ગાળ્યો છે. તમે ભૂલી ગયા લાગો છો, પણ મેં તમને એક વાર કહ્યું કે, ચાંચિયા સમુદાયને એક એકને વણીને મારવાની મારી પ્રતિજ્ઞા છે.'

'આ...આ...ચક્રનું નિવારણ કયારે થશે ?' સંબલે પોતાના હાથે ચોટેલા યંત્ર સામે આંગળી ચીંધી.

'હવે તો બહુ વાર નહિ લાગે. તમારા જેવા માણસને એક જીવતો નખ ઉતરે, એમાં આટલી વેદના કેમ થાય છે? તમે પોતે જ કંઇકના ઉતાર્યા હશે !'

તદ્દન સાહજીક વાત કરતો હોય, એવો જ સારંગપાણીનો અવાજ હતો. પણ એ સાહજીકતાની પાછળ જે બરફ જેવી ઠંડાશ, સંબલની વ્યથા પ્રત્યેની બેપરવાઇ અને સારંગપાણીની આંખમાં ચમકતી નિષ્ઠુરતા સંબલને અંગેઅંગમાં કંપારી લાવવાને પૂરતાં હતાં: 'જુઓ, હું તમને હજી એક વધારે......'

સારંગપાણીના એ વાકયને સંબલે અધૂરું જ કાપ્યું: 'મારે હવે નથી જોવાં તમારાં શેતાની જંત્રતંત્ર. મને અહીંથી જવા દો.'

એક બાળકનું વહાલસોયું રમકડું જોવાની સંબલ જાણે ના પાડતો હોય, એવું અચરજ સારંગપાણીના ચહેરા ઉપર છાયું: 'પણ હજી આપણે બધું જોયું જ નથી ને ?'

'હું તો અરધાથીયે ધરાઇ ગયો છું.'

'વાહ ! આ તો તમને માણુસને જીવતો રાખીને પીડવાનાં યંત્રો મેં બતાવ્યાં. માણુસને પીડીને મારવાનાં યંત્ર તો મેં તમને હજી બતાવ્યાં નથી. મારી પાસે એક નમૂનો તો અજબ છે. સાંભળ્યા પ્રમાણે એ નમૂનાની શોધ તૈમૂરલેનની હતી. તૈમૂર બાદશાહને તમે જાણો છો. એને રાજાઓને, દીવાનો ને સરદારો જેવા મોટા માણુસોને મારવાનો શોખ હતો. ને મોટા માણુસોને મારવાં હોય ત્યારે યંત્રો પણ મોટાં જ હોવાં જોઇએ. જે યંત્રની હું વાત કરું છું, એ અજબ યંત્ર છે. એક બેઠક ઉપર માણુસને તમે બેસાડો એટલે માણુસના ભારથી જ ઉપરથી તરવારના ઘા પડવા માંડે. માણસ બિચારો કૂદીકૂદીને ઉંચો થઇને પોતાનું વજન વધારે ને વધારે ઓછું કરવા જાય. જેમ જેમ એ વજન ઓછું કરવા જાય, એમ એમ તરવારનો ઘા ટૂંકો થતો જાય. અલબત્ત વહેલો મોડો પણ માણુસ થાકીને પોતાનું પૂરું વજન બેઠક ઉપર મૂકે જ. પણ માણુસ થાકે નહિ ત્યાં સુધી એના તરફડાટ ખાસ જોવા જેવા હોય છે. ને માણુસને કોઇ મારે નહિ. પોતાના જ ભારથી મરે, એમાં એક જાતનો ન્યાય પણ છે. અમારા ઝામોરીનને તો આ યંત્ર વેદાંતના સારરૂપ લાગ્યું હતું. જુઓ તો ખરા ભલા માણુસ ! જોવામાં શું જાય છે ? હું તમને એનો પ્રયોગ કરી બતાવું.'

ખૂણામાં એક ખુરશી જેવું યંત્ર હતું. એની પીઠ પાછળ અર્ધ ચંદ્રાકારનો કાંટા જેવો દાંડો હતો. દાંડાને છેડે એક તરવાર જડી હતી. ઉચ્ચાલનના તદ્દન સાદા નિયમને કોઇ વિચક્ષણ રાજપુરૂષે ભયાનક ઉપયોગમાં લીધો હતો. સારંગપાણીએ એ ખુરશી ઉપર એક લૂગડાનું બનાવેલું પૂતળું નાંખ્યું. પૂતળું નાંખ્યું કે, ઝૂલતી બેઠક નીચે બેઠી. વિષધર નાગ અચાનક આવીને ફણા પછાડીને ડંખે, એમ

બેઠક નીચે બેસતાં વેંત ઉપરની તરવાર નીચે ઉતરી ને પૂતળાંના ખભામાં એની અણી પરોવાઇ ગઇ. અણી પરોવાયા પછી પૂતળાંનું વજન તરવારની મૂઠ ઉપર જ જોર કરે, એવી ઉચ્ચાલનની રચના હતી. એટલે તરવાર ધીમે ધીમે પરંતુ અચૂક ચોકસાઇથી પૂતળામાં અંદર ને અંદર વધારે પરોવાતી ગઇ.

સંબલ તો આ શયતાની જાળ જોઇને ધ્રૂજી ઉઠયો. એના અંગે અંગમાં પરસેવો બાઝી ગયો. થોડી વાર તો એ પોતાના અંગુઠાની જાગતી વેદના પણ ભૂલી ગયો.

'મારે...મારે...નથી જોવું. મને તમે આ બધું શા માટે બતાવો છો?' સંબલે રડતા ચીસ પાડતા અવાજે ફરિયાદ કરી.

'એનું કારણ તને સમજાવું.' સારંગપાણીનો અવાજ એકદમ બદલાઇ ગયો. લોઢે લોઢું ઘસાય એવી સખતાઇ એ અવાજમાં આવી. એના ચહેરા ઉપરની દેખાવની ભોળપ પણ ઉતરી ગઇ ને એને સ્થાને નિષ્ઠુરતા આવી. 'એનું કારણ એ છે કે, બધા–બધા જ–જેટલા મારા હાથમાં પકડાય, એ બધા ચાંચિયાઓને માટે આ બેઠક મેં નિર્માણ કરી છે. કેવળ એક જ ચાંચિયો આમાંથી ઉગરી શકશે–અને તે એ જે મને બીજા ચાંચિયાઓનો સાચો પત્તો આપશે. તારે એ ચાંચિયા થવું છે?'

'હું...હું...મારી જાતિનો દ્રોહ કરૂં?'

'તારી મરજી! હવે આપણે તારા બીજા નખોથી શરૂ કરશું. મને લાગે છે કે, બાકીના નવે નવ એક સાથે જ ઉતારી લઇએ. ત્યાર પછી આપણે એક પછી એક યંત્રનો ઉપયોગ કરતા જશું. તમારા શરીરના ઘણા ખરા ભાગ તો બીજા યંત્રોમાં રોકાતાં રોકાતાં આવ્યાં હશે એટલે ખુરશીનો વારો આવશે.....કેમ તને શું થયું?'

સંબલની આંખ પૂતળાં ઉપરથી ખસી ન હતી. તરવાર ધીમે ધીમે ઉતરતી જતી હતી. લગભગ અર્ધી તો ઉંડી ઉતરી હશે.

સંબલે ચીસ પાડી: 'મને અહીંથી લઇ જાઓ ! આ બધામાંથી મને લઇ જાઓ. તમે કહેશો એમ હું કરીશ. પણ... !'

સંબલના વાકયનો અંત કાપતો એક ખણખણતો અવાજ થયો. અંગુઠા ઉપર બાઝેલું યંત્ર નીચે પડયું હતું.–ને તે સંબલનો જીવતો નખ લઇને પડયું હતું.

'તારે તમામ ચાંચિયાઓનો પત્તો આપવો પડશે !' સારંગપાણીએ કહ્યું.

'હા...હા...હા...' સંબલે જવાબ દીધો.

સારંગપાણીએ પોતાના બે હાથની તાળી પાડી: 'હું તો માનતો હતો તું બહાદૂર છે !' સારંગપાણી મનમાં બડબડયો.

સારંગપાણીની તાળીના અવાજમાં બે ખારવા આવ્યા હતા. સારંગપાણીએ સંબલની તરફ પીઠ ફેરવી હુકમ આપ્યો: 'જાઓ આ જાતિદ્રોહીને મારા કમરામાં લઇને બેસો !'

એ અવાજમાં રહેલો નર્યો તિરસ્કાર સંબલને વિષપાનની પહેલી કડવાશ સમો લાગ્યો.

પણ હવે એનાથી પાછા હઠાય એમ ન હતું. હઠીને જવું કયાં ? પેલા ચક્ર તરફ ? પેલી બેઠક તરફ ? સારંગપાણીને હાથે જીવન બહેતર છે, કે મૃત્યુ બહેતર છે, એ સંબલ નક્કી ન કરી શકયો.

---

# પ્રકરણ ૧૧ મું

## દ્રોહ પૂરો થયો



સંબલને સારંગપાણીના કમરાથી જ્યારે પાછો બહાર કાઢવામાં આવ્યો ત્યારે એના અંગૂઠા ઉપર પાટો બાંધવામાં આવ્યો હતો. એની પાછળ બે કદાવર ખારવા ચાલતા હતા.

સંબલને સુકાન પાસે લાવવામાં આવ્યો.

થોડી વારમાં એક લુહાર આવ્યો. એણે વહાણની બાજુમાં કડું ઝડયું.

સંબલના હાથ પાછળ બાંધવામાં આવ્યા. લોઢાની સાંકળે કડામાં જડવામાં આવ્યા.

બે ખારવા ચોકીદારોએ સંબલને એમ બાંધ્યો.

'મને...મને...તમે બાંધો છો શા માટે? હું તો હવે તમારા માંહેનો જ એક છું.'

'અમને હુકમ છે. અમને એ પણ હુકમ છે કે, જરા પણ શંકા પડે એવું તારા વર્તનમાં જણાય તો તને સીધો ઉપાડીને તૈમૂરની બેઠક ઉપર બેસારી દેવો.'

સંબલના મનમાં ચીડ આવી: 'પણ તમે સારંગપાણીને તો પૂછો.'

'એ આ તરફ આવે એટલે તું જ પૂછી જોજે!' એક ખારવાએ કહ્યું: 'તારે આ રીતે અહીં બેસીને સુકાનીને રસ્તો બતાવવાનો છે.'

થોડી વાર પછી સારંગપાણી ત્યાં આવ્યો.

સંબલે એને કહ્યું: 'પણ મને આમ બાંધવાની જરૂર શી?'

'તું નાસી ન જાય માટે.'

'પણ હું નથી નાસી જવાનો. મેં તમને વચન આપ્યું છે ને!'

'તારા વચનની કીંમત કેટલી? તારી ઇમાનદારીથી તો વધારે નહિ ને? જ્યાં સુધી બીજા ચાંચિયાઓ તારા હાથે પકડાય નહિ ત્યાં સુધી તું પણ એક ચાંચિયો જ છો.'

સારંગપાણી ચાલ્યો ગયો. સંબલને હવે પોતાની આ અણધારી અવહેલના નિભાવે જ છૂટકો રહ્યો.

હૈયામાં રોષ ને બુદ્ધિમાં બીક ધરતાં ધરતાં સંબલે સુકાનીને માર્ગ બતાવવા માંડ્યો.

× × × ×

બે દિવસ આમ ગયા પછી સવારે કૂવાથંભ ઉપરથી 'સમાલ'ની બૂમ ઉઠી. ક્ષિતિજમાં એમને એક વહાણ દેખાયું.

'સારંગપાણીને બોલાવો.' સંબલે એ વહાણ સામે થોડી વાર જોઈ રહ્યા પછી કહ્યું.

સારંગપાણી આવ્યો: 'કેમ, મને કેમ બોલાવ્યો?'

'મારા હાથ હવે છોડી નાંખો. મારૂં કામ પૂરૂં થયું છે.'

'એટલે?'

'આ સામે જે વહાણ દેખાય છે એ જ 'કાલા જહાજ' છે. એના ઉપર લાલો કેદમાં પડેલો ગુલામ છે. એના ઉપર ચાંચિયાનો મુખી કાનજી માલમ છે!'

'કાલા જહાજ!' સારંગપાણીએ આવનાર વહાણુને ધારી ધારીને જોયા પછી કહ્યું: 'એ તો ભારે ઝડપવાળું છે!'

'એટલે જ તો મેં તમને વહાણ બતાવીને જ મારૂં કામ પૂરૂં કર્યું ને? 'કાલા જહાજ'ને તમે પકડી શકવાના નથી.'

'કાલા જહાજ!'

'ચાંચિયાઓ એમાં હશે કે નહિ?'

'હોવા જ જોઇએ. પણ હોવા ને પકડાવા બે એક નથી.'

સારંગપાણી એ કટાક્ષથી ગુસ્સે થયો: 'સંબલ! તું એ જૂઠી ગણતરી ન સેવીશ. નિશ્ચયે માનજે કે એ જહાજ આજ સાંજ પહેલાં મારા હાથમાં પકડાશે.'

સારંગપાણીએ આવનાર વહાણને જરા ધીરે કાળજીપૂર્વક નિરખવા માંડયું.

અને પછી એણે તમામ ખારવાઓને એકઠા કરીને હુકમો આપ્યા.

× × × ×

સારંગપાણીનું જહાજ દૂર દેખાતા જહાજથી નાસતું હોય એવી ગતિ પકડવા લાગ્યું. ક્ષિતિજ ઉપર દેખાયલું વહાણ જરા નજીક આવ્યું.

અને એના કૂવાથંભ ઉપર એક વાવટો ચડવા લાગ્યો. સામા પવનમાં વાવટો હવામાં ફરફર્યો. વાવટાના કાળા પટમાંથી ધોળી ખોપરી જાણે સારાયે જગત સામે દાંતિયાં કરી ઉઠી.

'કાલા જહાજે' સારંગપાણીના જહાજ ઉપર એક તોપ વછોડી. આ તોપનું નિશાન વાગશે કે નહિ, એની ચાંચિયાઓને પરવા ન હતી. એ તોપનો અર્થ તો હતો શિકારના આરંભનો. એ તોપ તો સૂચવતી હતી કે, અમે તમારો પીછો પકડયો છે ને એ છોડવાના નથી.

'કાલ જહાજ' નજીક સર્યું. તીરકસ ગતિમાં બેય વહાણની બાજુઓ એક બીજાને સાફ દેખાવા માંડી. 'કાલા જહાજે' જોયું કે, શિકાર ઉપર મૂઠ્ઠીભર ખારવાઓ છે અને એઓ વહાણને નસાડવાને સઢ ઉપર સઢ ચડાવી રહ્યા છે.

અને 'કાલા જહાજ' ઉપરના એક ચાંચિયાએ શિકારને કળ્યો: 'આ તો સારંગપાણી!' ચાંચિયાઓના જહાજ ઉપરથી જયઘોષ ઉઠયો અને હવામાં તરતો સારંગપાણીને સંભળાયો.

પરંતુ દરિયાઇ લડાઇમાં સારંગપાણીનો મુકાબલો કરી શકે એવો કોઇ નર 'કાલા જહાજ' ઉપર સંબલને ન દેખાયો. સંબલે જાતદ્રોહ તો કર્યો હતો. પરંતુ જે ભયંકર ચોકસાઇથી મુકાબલો કરવાની

**સર્વ** તાકાત છતાં, કાલા **જહાજ** પોતાના વિનાશ તરફ **ધસ્યું** આવતું **હતું, એથી** તો **સંબલને** ક્ષણભર દિલમાં દાહ થયો.

"'લાલો જો નાખૂદા હોત તો' એ સારંગપાણીની રમત પારખી ગયા હોત." સંબલ ધારતો હતો કે, 'કાનજી માલમ અત્યારે કમાન છે. કાનજી શું આટલો બેવકૂફ હતો? સારંગપાણી નાસવાનો દેખાવ કરતો હતો? પણ નાસતાં નાસતાં તીરકસ ગતિએ પવનનો મારો લેતો હતો. સારંગપાણી પવનનો બરાબર મારો પકડે અને પછી જો વહાણને ફેરવે તો? સારંગપાણીના વહાણને પૂંઠનો પવન મળે. 'કાલા જહાજ'ને સામો પવન થાય. ત્યારે 'કાલા જહાજ'ની તોપોનું જોમ પવન હણી લ્યે. સારંગપાણીની તોપોને પવન નિશાન આપે.'

'અરે! અરે! ઓ મૂર્ખાઓ! તમે શું કરી રહ્યા છો? અરે સારંગપાણી મોરો ફેરવે છે. કયાં ગયા તમારા ગુલામો? હલેસાં મરાવો. વહાણે વહાણને હમણાં જ ભેટાવો અને ન ભેટાય તો દૂર રહો. સઢો સંકેલી લ્યો! તોપોના મારથી દૂર રહો. લાંબો આંતરો લ્યો.'

પણ ના, દેવતાઓ પણ જ્યાં પગ મૂકતાં ડરે ત્યાં મૂર્ખાઓ દોડી જાય છે. અને સંબલને લાગ્યું કે,, કોઈ પણ મૂર્ખો આટલી ભયાનક ચોક્કસાઈથી આવા સાદા પણ-સચોટ મોતના ડાચામાં પેઠો ન હતો.

સારંગપાણીને એક ઘડીની મહેતલ જોઈતી હતી. જો ચાંચિયાઓ કટોકટીની એક ઘડી—સાઠ પળ માત્ર એનો દાવ ન સમજી શકે...... ઈન્શાલ્લા! એનો દાવ પૂરો થયો. એને માગી મહેતલ મળી ગઈ.

અને ચાંચિયાઓ પરિસ્થિતિનું પરિવર્તન સમજી શકે, એ પહેલાં સારંગપાણીની તોપો ધણધણી ઊઠી.

× × × ×

સારંગપાણી ઝપાટાબંધ સંબલ પાસે ગયો. 'શું તેં મારી સાથે બેઈમાની કરી છે?' એની આંખમાંથી અગ્નિ ઝર્યો.

'મેં? ના. નથી કરી. કેમ?'

"'કાલા જહાજ' ઉપર લાલો નથી. કાનજી પણ નથી." સારંગપાણીએ કહ્યું: 'કેવળ મેંઢાઓ જ એ જહાજ ઉપર છે. યાદ રાખજે જો જરા પણ દગલબાજી હશે, તો તું એની કીંમત પૂરેપૂરી ચુકવશે.'

'હું બીજું કાંઇ નથી જાણતો, પણ એક વાત જાણું છું. મેં તમારી સાથે દગો નથી કર્યો.'

'જો તેં દગો નહિ કર્યો હોય તો તને હું ઇનામ આપીશ. નહિતર દંડ આપીશ. જે આપીશ તે તને જીવનભર યાદ રહેશે!'

સારંગપાણી લાલાને જાણતો હતો. તે પાકા દરિયાસારંગની ઉઘાડી આંખો એ પારખી શકતો. ઇરાનના શાહની દાઢીમાં આગના તણખા મૂકનાર કાનજી સાથે એને કદિ સીધો પ્રસંગ પડયો ન હતો. પણ લશ્કરી જહાજોની સામે અને આગળ ઇરાનથી તે ચીન સુધીની આ ચાંચિયાવટ ખેડી ડંકો બજાવનાર ચાંચિયો સહેલાઇથી ગફલત કરે એ સંભાવ્ય ન હતું. આ કારણે જહાજ પકડાયા પહેલાં જ સારંગપાણીએ કલ્પી લીધું કે, લાલો કે કાનજી એ જહાજ ઉપર નથી.

× × × ×

હવે ચાંચિયાઓને પોતાની ગફલત સમજાઇ. 'જે ગતિ એમને કેવળ નાસવાની દેખાઇ હતી અને રોચક લાગી હતી, એ તો ખરી રીતે 'કાલા જહાજ'ના સઢમાંથી પવન કાઢી લેવા માટેનો જ દાવ હતો,' એમ એમને સમજાયું.

સારંગપાણીની તોપો સીધી કાલા જહાજ ઉપર જ ગોળાઓ ફેંકતી હતી ને કચ્ચરઘાણ કરતી હતી. સામા પવનને કારણે 'કાલા જહાજ'ની તોપો અર્ધે પણ જતી ન હતી. આ તો મોતનું છટકું હતું. એક જ માર્ગ ચાંચિયાઓને દેખાયો. 'કાલા જહાજ'નો મારો ફેરવીને પવનને સઢમાં સમો પકડવો.

પરંતુ જે ગફલત ચાંચિયાઓએ કરી, એ ગફલત સારંગપાણી કરે એવો ન હતો. મારો ફેરવવાને માટે 'કાલા જહાજે' તીરકસ ગતિ આરંભી. આરંભતાં પોતાની જમણી બાજુ આખી સારંગપાણી સમી ધરી અને...

અને આ અવસરની જ રાહ જોઇ બેઠેલા સારંગપાણીની તમામ તોપો એક સામટી વછૂટી, 'કાલા જહાજ'ની જમણી બાજુ, આખી એમણે ઉઘાડી કરી નાંખી. બાર જગ્યાએ તો ગાબડાં પડયાં અને જે 'કાલા જહાજ' પોતાની એ જમાનામાં અસાધારણ ઝડપને કારણે પંદરમી સદીના તરી ઇતિહાસમાં અગ્રસ્થાન ભોગવતું જહાજ પાણીમાં બેસવા માંડયું.

સારંગપાણીની તોપો હવે તૂતક ઉપર પડીને ઉપર ભાંગફોડ કરવા લાગી. ચાંચિયાઓ માટે એકઠા થવાની એક પણ સલામત જગા એણે રહેવા ન દીધી.

બે ઘડીની અંદર 'કાલા જહાજ' સમુદ્રની સપાટી ઉપરથી ગૂમ થયું ને દરિયાનો પટ ડૂબતા ચાંચિયાઓથી ઉભરાઇ ગયો.

બીજી બે ઘડી પસાર થઇ હશે ત્યારે ઘણાખરા ચાંચિયાઓ દરિયાના પટ ઉપરથી જીવતા ઉચકાયા હતા ને કેદ બન્યા હતા.

કાનજીને, લાલાને, વીજળીને વગેરેને જે હોડીમાં બેસાડવામાં આવ્યાં હતાં, એ હોડીના વર્તમાન સાંભળીને સારંગપાણી પોતાના જહાજને લઇને આગળ વધ્યો. એક દિવસે એ હોડી પણ પકડાઇ, પણ એમાં કાનજી એક ન હતો.

મધદરિયામાં ઝામોરીનનો એક બેટ હતો. એ બેટ ઉપર ભારે પાકી ચોકી હતી. એ ચોકીમાં ચાંચિયાઓને કેદ મૂકીને સંબલને ફરીને આગળ કરીને સારંગપાણી ચાંચિયાઓના બેટો ચૂંથવા, લૂંટવા નીકળી પડયો.

કંઈ વર્ષોથી ચાંચિયાઓ દરિયો લૂંટતા હતા. સંબલને એ લૂંટ પણ બતાવી દેવાનું સારંગપાણીએ ફરમાન કર્યું.

ઘણી દોલત સારંગપાણીને હાથ આવી. ઘણા ચાંચિયાઓ કેદ થયા હતા. અને પછી કોઇ પણ નવો ચાંચિયો કેદ થવાને બાકી ન દેખાયો ને લૂંટમાં પણ કોઇ વિશેષ લૂંટવાનું શેષ ના રહ્યું. સારંગપાણીએ સંબલને બંધન મુક્ત કરવાનું ફરમાન કર્યું અને પોતે બંદીવાન ચાંચિયાઓ અને લૂંટની દોલત સાથે કલીકટને પંથે પ્રયાણ આરંભ્યું.

સંબલ હવે સ્વાધીન માણુસ હતો. વસમી કેદ અને સતત ભય પછી આ સ્વાધીનતાનો સ્વૈરવિહાર જ એટલો મીઠો હતો કે, સારંગ-પાણીના કોઇ કરતાં કોઇ ખારવા એની સાથે જરા સરખોયે સંસર્ગ નથી રાખતા, એનો એને ખ્યાલ સરખો પણ ન આવ્યો–ને આવ્યો હોય તો એ વાત મહત્ત્વની ન લાગી. સંબલના મનમાં એવો આભાસ પેદા થયો હતો કે, એણે સારંગપાણીની અને ઝામોરીનની મહાસેવા બજાવી છે.

રાતના બાર વાગ્યા હતા. વહાણના સર્વ ખારવા સૂતા હતા. જાગતા હતા માત્ર ત્રણ જણ: એક સુકાની, બીજો મોરાનો ચોકીદાર ખારવો અને ત્રીજો સમાલની ચોકીનો ખારવો. પરંતુ એ ત્રણે પોતાના કામમાં મશગૂલ હતા. અને વહાણ ઉપર ઘેરાતી મધરાત હતી.

સંબલ ઉઠયો. બિલ્લીપગે ભંડકમાં ઉતર્યો. આગળ વધ્યો. હજી એક ભંડક નીચે ઉતર્યો. ત્યાં પઠાણ લાગટનો પહોળો ભંડાર હતો. સામાન્ય સંયોગમાં ત્યાં દારૂગોળો રહે, વહાણની ખોરાકી રહે, મીઠા પાણીની કુંડીઓ રહે. આ બધું એક જગ્યાએ ખસેડવામાં આવ્યું હતું. સામી બાજુ ચોખ્ખી કરવામાં આવી હતી અને ત્યાં કેદીઓને– એકંદર એકયાસી ચાંચિયાઓને વહાણની બાજુમાં કડાંભીડ બાંધવામાં આવ્યા હતા. સમીસાંજે વહાણ ઉપડયું હતું. તે સમયે હવે સ્વૈરવિહારી બનેલા સંબલે વીજળીને કયાં બાંધવામાં આવી હતી એ જોઇ લીધું હતું. એટલી કાળજીથી જોયું હતું કે, મધરાતના અતળ ને અણુતમ અંધારામાં પણ વીજળીની સામે જઇને ઉભા રહેવામાં એને અંતરાય ન આવ્યો.

'વીજળી!' સંબલે ધીમે સાદે અવાજ કર્યો.

'કોણ છે એ?' વીજળીનો અવાજ અંધકારમાંથી અશરીર આવ્યો. પણ એ સાંભળીને સંબલનું હૈયું કૂદી ઉઠયું.

'હું સંબલ.'

સામે ગહરૂં મૌન છાયું.

'હું તારે માટે ખાવાનું લાવ્યો છું. લે.'

અંધકાર ઉજ્જડ રહ્યો. કોઈ હાથ સંબલને શોધતો ન આવ્યો.

'ભૂલ્યો, તારા હાથ બાંધ્યા છે તે. સવારે પહેલું કામ સારંગપાણીને કહેવાનું કરું કે, તને એકદમ છોડી મૂકે.' સંબલના ચહેરા ઉપર ફિક્કું હાસ્ય છાયું.

અંધકાર અનુત્તર રહ્યો.

'વીજળી! મારી સાથે બોલ તો ખરી.'

હજી પણ મૌન ન તૂટયું.

'વીજળી! હું તને ચાહું છું. તારે ખાતર મેં મારો જીવ બચાવ્યો. તારો જીવ પણ હું બચાવીશ. કાલે તને મુકત કરાવીશ. કલીકટમાં પહોંચતાં વેંત તું અને હું બન્ને સાથે ચાલ્યાં જશું. મોજથી રહેશું. વીજળી! મારી વીજળી!'

અંધકારને વાચા આવી. 'સંબલ! તું મને ચાહે છે?'

'મારો જાન પણ તારે માટે કુરબાન છે.'

'એ સારી વાત છે. હું તારો જાન માગું છું.'

'મારો જાન?'

'હા. તારો જાન. જો સાંભળ. અત્યારે બધા સૂતા છે. તું એક મશાલ પ્રગટાવ. સામે છેડે દારૂગોળો છે. એમાં ચાંપી દે.'

સંબલ ધ્રુજી ઉઠયો: 'દારૂગોળામાં મશાલ ચાંપી દઉં?'

'હા,' વીજળીના અવાજમાં જરાયે થડકારો ન હતો.

'પણ...પણ...વહાણ આખું ઉડી જાય.'

'હું એ જ માગુ છું.'

'પણ તું મરી જાય. હું મરી જાઉં. બધા મરી જાય.'

'હું મરી જઈશ તો મુકત તો થઈશ. તું મરી જશે તો મને પરલોકમાં પામશે. બીજાઓની ચિન્તા તું શા માટે કરે છે?'

સંબલ નિરૂત્તર રહ્યો. એક વાર માણસને જીવવાની લોલૂપતા લાગે છે પછી એ મૃત્યુથી દૂર ને દૂર નાસે છે. એને ખબર નથી કે, મૃત્યુ એ તો માણસનો પડછાયો છે. પડછાયાથી એ કદિ દૂર નથી હોતું. એને પકડવા તમે દોડો તો એ આગળ ને આગળ નાસશે. એનાથી તમે નાસશો તો એ પાછળ પાછળ દોડતું આવશે.

'તું તો ગાંડી છો. ને ગાંડા વિચાર કરે છે.' સંબલે વાત ટાળવા મહેનત કરી: 'લે આ ખાઇ લે ને કાલે તો હું તને આમાંથી છૂટી કરાવી દઇશ.'

અંધકાર નિરૂત્તર રહ્યો.

'કેમ બોલતી નથી?'

'મારી ને તારી જોડી કદિ નહિ બની શકે. તું તારે માર્ગે જા. મને મારા માર્ગે જવા દે.'

'એટલે શું હું તને છોડી દઉં?'

'તું મને કદિ પકડી શકયો નથી, પકડી શકવાનો નથી. હવે જા. અંધારામાં પણ તારા પડછાયાથી હું અભડાઉં છું.'

સંબલના અવાજમાં રોષ આવ્યો: 'તું ગાંડી છો.'

'અને તું દ્રોહી છો, હત્યારો છો, બેઇમાનદાર છો.'

સંબલે વીજળીને બોલતી બંધ કરવાને અંધારામાં એનું મુખ શોધવા હાથ લાંબો કર્યો: 'વીજળી! એક વાર તું આ બંદીખાનામાંથી છૂટીશ એટલે...ઓ...ઓ...ઓ...ઓ...'

સંબલનો હાથ વીજળીના મોઢાને શોધી શકયો હતો. એ વીજળીના મોઢાને બંધ કરવાને હાથ દાબતો હતો. ત્યાં વીજળીએ એના આંગળાના ટેરવાને પોતાના બે દાંતો વચ્ચે જોરથી પકડીને તોડી લીધું. સંબલના મુખમાંથી કાળી ચીસ નીકળી ગઇ.

એક સામટા એંસી અવાજ સળવળી ઉઠયા. જેવી તેવી ઉંઘમાં પડેલા ચાંચિયાઓ જાગી ઉઠયા: 'શું છે? શું છે?'

'કાંઇ નવું નથી.' વીજળીએ કહ્યું: 'એ તો સંબલ મારી સાથે મહોબ્બત કરવા આવ્યો હતો.'

'સંબલ! સંબલ!' લાલાનો અવાજ ગાજ્યો. આખો ભંડાર જાણે એ એક અવાજે ભરાઇ ગયો. 'દ્રોહી! હત્યારા!'

સંબલ હોઠ પીસીને ઉભો થયો: 'વીજળી! યાદ રાખજે આ ઘડીને માટે તારે પસ્તાવું પડશે!'

જવાબમાં અંધકાર જાણે તિરસ્કારનું અટ્ટહાસ્ય કરી ઉઠયો.

× × × ×

સંબલે જ્યારે બહાર આવીને જોયું ત્યારે એને ખબર પડી કે, વીજળીએ તો એની આંગળીનો નખ આખો ઉતારી લીધો છે. વીજળીના તિરસ્કારનું અટ્ટહાસ્ય એના કાનમાં ગાજતું હતું—હજી પણ.

'એ માથાફરેલી છોકરીમાં આટલું ગુમાન છે તો હું જોઉં છું કે, એ ગુમાન ટકી કેમ રહે છે? ગાંડી છોકરી! મરવાની વાત કરે છે? એણે હજી સારંગપાણીની ખાસ બેઠક નથી જોઇ. મૃત્યુના ખ્યાલ માત્રથી માણસ હજાર ગાઉ દૂર ભાગે, એવી એ કરામત વીજળીએ જોઇ કયાંથી હોય?'

સંબલ થોડી વાર ચૂપ રહ્યો, પછી બોલ્યો:

'વીજળીને હું નથી જોઇતો, પણ વીજળી મને જોઇએ છે એનું શું? હું હજી પણ વીજળીને છોડાવીશ અને પછી......કલીકટમાં એ ચાંચિયાની છોકરી છે અને હું છું.'

સંબલને આખી રાત ઉંઘ ન આવી. એ સવારની રાહ જોવા લાગ્યો. એના દિલમાં જે કરાલ ભૂખ જાગી હતી તે એના ચિત્તની શાંતિને હરી લેતી હતી.

આખરે......આખરે આકાશમાં મોતી ભૂરા રંગનો ઉજાશ છવાવા લાગ્યો. સંબલને જોવાને આંખો હોત તો એ જગતભરમાં અદ્વિતીય એવો હિન્દી મહાસાગરનો સૂર્યોદય જોઇ શકત. સદંતર નિરભ્ર આકાશ,

સદંતર નિર્મળ હવા અને સદંતર શાંત સમુદ્ર...હિન્દી મહાસાગરના સૂર્યોદયની સામગ્રી આટલી જ છે. પરંતુ વાતાવરણમાં જે પ્રશાંત ગાંભીર્ય છવાય છે, હવામાં અનહત ઉલ્લાસનું જે ગાઢ મૌન થાય છે, એ સમયે જે મંદમંદ મલયાનીલ વહે છે, એ છાયા પ્રકાશની અજબ મિલાવટના સર્વોત્તમ નમુનારૂપ બની રહે છે. પણ બિચારો સંબલ એના મગજમાં જે તાયફો* ચડયો હતો, એ એને આ સૌન્દર્યનો ઉપાસક બનવા દે એમ ન હતું. એ રાહ જોતો હતો પ્રભાતની—એના સૌંદર્ય માટે નહિ, એની મનોરમતા માટે નહિ, એની પ્રશાંતિ માટે નહિ. એ રાહ જોતો હતો સવારની—કેમકે સારંગપાણી સવાર પડયા પહેલાં એની ઉંઘમાંથી ઉઠે એમ ન હતો.

× × × ×

સારંગપાણી ઉઠયો. અને સંબલ એની પાસે ગયો.

'કેમ ?'

'જી. હું આપની પાસે મારૂં ઇનામ માગવા આવ્યો છું.'

'ઇનામ ?'

'જી, હા.'

'તમને એ સહુની સાથે મેં નથી રાખ્યા. એ ઇનામ પૂરતું નથી ?.

'હું નહોત તો એમાંનું કોઇ અહીં નહોત. આપ આપના શબ્દો યાદ કરો.'

'હં.' સારંગપાણીએ કહ્યું: 'કલીકટ પહોંચ્યા પછી તમને ઇનામ આપવાની સ્થિતિમાં હું મુકાઇશ.'

'આપ ધારો તો મને અત્યારે ઇનામ આપી શકો છો.'

'એમ ?'

---

* તાયફો—ઘડીમાં આ દિશામાંથી ને ઘડીમાં તે દિશામાંથી પવનનું ગોળ ફર્યું તોફાન થાય એને હિન્દી મહાસાગરના ખલાસીઓ 'તાયફો' કહેતા અંગ્રેજી શબ્દ 'ટાઇફૂન' જે તાયફામાંથી પ્રેરિત થયો છે.

'જી, હા.'

'તમે શું માગો છો? સુવર્ણ. મારાથી તમને અપાય એમ નથી.'

'હું સુવર્ણ નથી માગતો.'

'તો?'

'હું વીજળીની માગણી કરું છું.'

'વીજળી? વીજળી કોણ?'

'ચાંચિયાઓ સાથે પકડાઇને આવેલી ચાંચિયાની છોકરી છે.'

સારંગપાણીએ એક ખારવાને બોલાવ્યો: 'ચોકીદારોને કહે વીજળીને અહીં લાવે.'

વીજળીને સારંગપાણી પાસે લાવવામાં આવી. સારંગપાણીએ ઇશારત કરી. એ ખારવા ખસી ગયા. સારંગપાણીએ સંબલને કહ્યું: 'આ વીજળી!'

અને સારંગપાણી પીઠ ફેરવીને ઉભો.

× × × ×

વીજળી સંબલની પાસે આવી. એના ચહેરા ઉપર જે રોષ ભભૂકતો હતો તેથી પોતે જાણે હમણાં દાઝી જશે એવી સંબલને ભીતિ લાગી. વીજળી સંબલની સામે આવીને ઉભી રહી.

'તેં...તેં મને અહીં બોલાવી?'

'તું સમજતી નથી?' સંબલે વીજળીને કહ્યું: 'તું હવે મારી છો.'

'તારી? જાતિ દ્રોહોની? કોણ, હું વીજળી?'

'હા, તું. અભિમાની છોકરી તું. બીજું કોઇ નહિ. તું મારી છો. તું મારી બક્ષિસ છો, મિલકત છો. તું મને ચાહતાં પણ શીખીશ.'

'હું તારી સાથે રહું તો પહેલામાં પહેલી એકાંતની અને લાગની ક્ષણે હું તારો જાન જ લઉં. હું તને ચાહું? જાતિદ્રોહી! જે તને ચાહતાં શીખશે એની તો રાખમાંયે અણુયે અણુ કીડા પડશે.'

'તું મને કદિ નહિ ચાહે, એમ?'

'કદિ નહિ.'

'ઇન્શાલ્લા!' ગુસ્સાથી સફેદ બનેલા સંબલે હોઠ પીસીને કહ્યું: 'ત્યારે તું મારાથી થરથરતાં તો જરૂર શીખશે.'

વીજળી સંબલથી મુખ ફેરવી ગઇ. એની નજર દૂર પણ નહિ ને નજીક પણ નહિ, એવી રીતે ઉભેલા સારંગપાણી ઉપર પડી. સંબલ વીજળીનો ઇરાદો સમજી શકે તે પહેલાં તે સારંગપાણી પાસે ઉભી.

'હજૂર!' વીજળીએ વાત શરૂ કરી: 'હું ધારતી હતી કે, આપ તો ઝામોરીનના એક માનવંતા અમલદાર છો, પણ મારી માન્યતા જૂઠી નીવડી દેખાય છે.'

સારંગપાણીએ મુખ ફેરવીને વીજળી સામે જોયું.

વીજળીએ આગળ ચલાવ્યું: 'હું જોઉં છું કે, આપ કેવળ ગુલામ–દલાલ છો.'

'કોની, મારી વાત કરે છે છોકરી?'

'જી, હા. હું કહેતી હતી કે આપ કોઇ–માનવંત અમલદાર નથી પણ કેવળ ગુલામ–દલાલ છો.'

'એમ કે? તારે એમ કહેવાનું કોઇ કારણ?'

'હું આપની કેદી હતી ને આપે મારો સોદો સાટું કર્યું.'

'મેં કોઇ સોદો નથી કર્યો; સાટું નથી કર્યું.'

'સંબલ શું કહે છે?'

'મને કહે કે, સંબલ શું કહે છે?'

'એ કહે છે કે, મને આપે બાક્ષસમાં આપી દીધી છે. હું આપની કેદી છું ને કેદી તરીકે રહેવા માગું છું. મારે કોઇને બક્ષિસ થવું નથી. જાતિદ્રોહીનો ઓછાયો સરખો પણ મારે નહિ જોઇએ.'

'સારૂં. તું જઇ શકે છે. તારા ઉપર કદી બળજોરી થશે નહિ ને કોઇને કરવા દેવામાં આવશે નહિ. તારે જો તારો જાન બચાવવો

હોય તો જ, તારી ઇચ્છા હોય તો જ, તું સંબલની સાથે જઇ શકે છે. મને પોતાને રજ પણ આગ્રહ નથી. સંબલની સાથે રહીને તારે એનું ઘર માંડવું ન હોય અને તારા પિતાની પાસે રહીને બીજા ચાંચિયાઓની જે બદહાલી થાય તે તારે પણ બરદાસ કરવી હોય તો પણ તારો માર્ગ કોઇ રોકશે નહિ.'

'મારી માગણી છે. મને આપ મારા પિતા પાસે મોકલી દો.'

'તું જઇ શકે છે.' સારંગપાણીએ કહ્યું: 'અને મારો મત પૂછતી હોય તો એ ખરાબીમાંથી ઓછી ખરાબી પસંદ કરે છે.'

વીજળી પાછી ફરી. સંબલ સારંગપાણી પાસે દોડયો.

'હજૂર ! મારી...'

'ચૂપ કર. હું વીજળીને છુટી કરી શકું, એની દલાલી ન કરી શકું. એ તારું મોઢું પણ જોવા નથી માગતી. એટલે વાત પૂરી થઇ.

સંબલ વીજળીને જતી જોઇ રહ્યો. એના ગુસ્સાને–ને ગુસ્સા કરતાં પણ આત્મભાનને માઝા ના રહી. 'વીજળી' ફણીધર નાગની ડાકલી બજતી હોય એવા અવાજે એણે ચીસ પાડી: 'યાદ રાખજે, એક દિવસે તું પસ્તાઇશ કે તેં મારી વાત કબૂલ ન રાખી.'

વીજળીએ પાછી નજર નાંખી. અભિમાનથી પોતાની કાયા ટટાર કરતી એ બોલી: 'સંબલ, તું જબરી ભૂલ કરે છે. હું મરવાને તૈયાર છું, તું નથી, એટલો મારી ને તારી વચ્ચે ફેર છે.'

અને આભમાં ઝબકી વીજળી જેમ ઝપાટાબંધ શમી ગઇ, એમ વીજળી ત્યાંથી ઝપાટાબંધ ભંડકમાં ચાલી ગઇ.

# પ્રકરણ ૧૨ મું

## કેસર



કલીકટની બંદરગાહમાં વેપારી જહાજ દાખલ થયું. કાનજી માલમે પોતાની ટૂંકી મુદતની સફરબારની હકુમત દરમિયાન જે વહાણને છોડી દીધું હતું અને જેના ઉપર કેસરને એણે રવાના કરી હતી, એ વહાણ તે આ વહાણ હતું.

બંદરગાહમાં પ્રવેશતાં એણે ધોરણ મુજબની સલામી આપી નહિ. સામાન્ય શિરસ્તો એ હતો કે, કોઇ વહાણ પરદેશની સફર ખેડીને આવે એ બંદરગાહમાં પ્રવેશ કરતાં સલામી આપે, પણ આ વહાણે સલામી આપી નહિ !

વહાણ નજીક આવ્યું એટલે કાંઠે ઉભેલા લોકોનું કુતૂહલ શમ્યું. વહાણ ઉપર ધારણ કરતાં બમણા માપથી સફેદ ધજા ફરકતી હતી ! વહાણ ઉપર કોઇ મૃત્યુ થયું હોય તો જ સફેદ ધજા ફરકાવાય. વહાણનું ભૂત સંચરતું હોય, એમ એ વહાણ નજીક આવ્યું ને કાંઠે એનાં દોરડાં નંખાયાં અને બંધાયાં.

સામાન્ય સંયોગમાં કોઇ પણ વહાણ પરદેશમાંથી આવીને બૂઠી તોપે* નાંગરે ત્યારે એના ઉપર સૌથી પહેલા રાજના માંડવીના અમલદાર ચડે ને વહાણનો વીમો, વહાણનું ભરત વગેરે તપાસી લ્યે. પણ જ્યારે વહાણ ઉપર સફેદ ધજા ચડે ત્યારે માંડવીના વહીવટદારની સાથોસાથ વહાણનો માલિક પણ જઇ શકે.

વહાણનો માલિક વહાણ ઉપર ચડ્યો. ત્યારે એને સફેદ ધજાનો અર્થ સમજાયો.

---

* ધક્કા ઉપર વહાણને નાંગરવા માટે નકામી થયેલી તોપો વપરાય. નકામી થયેલી તોપોને જમીનમાં ઉંધી ખોસવામાં આવે ને એના ઉપર વહાણનું નાંગરવાનું દોરડું બંધાય.

'વહાણુ ચાંચિયાઓએ પકડયું હતું. ભરત ચાંચિયાઓ ઉપાડી ગયા હતા. ખારવાને પાટિયે ચલાવવાનું નક્કી થયું હતું. વહાણુને ડુબાવી દેવાનું નક્કી થયું હતું, પણ પછી કાંઇક થયું. ચાંચિયાઓની અંદર અંદર કાંઇક બનાવ ઝપાટાબંધ બની ગયો. ત્રણ ખલાસીને પાટિયે ચલાવ્યા પછી પાટિયું ઉપાડી નાંખવામાં આવ્યું, ને ચાંચિયાઓએ એક વહાણુમાંથી કેદ પકડેલી બાઇને કલીકટ પહોંચાડવાની શરતે વહાણુને છોડી મૂકવામાં આવ્યું હતું.'

આ હતી નાખૂદાને કહેવાની કથા. એ ઘણી વિચિત્ર કથા હતી. ચાંચિયાઓનો મેળાપ થયા પછી સલામત પાછું ફરનાર આ વહાણુ પહેલું જ હતું.

ને વા વાત લઇ જાય એમ કલીકટની શેરીએ શેરીમાં નાખૂદાની કથા ચર્ચાઇ રહી.

કેસર જ્યારે વહાણુમાંથી ઉતરી, ત્યારે એ ખરેખર ખૂબ ઉલ્લાસમાં હતી. એક આખો ભવ માથેથી વહી ગયો હોય એવો અનુભવ એને થયો હતો. એ ભયંકર માણસોના પંજામાં પડી હતી. એ માણસોએ એને એક ભયંકરતમ માનવીને હવાલે સોંપી હતી. એ માનવીની સાથે એને એક રાત ગાળવી પડી હતી. એવા માનવીઓ સાથે એને અનેક રાતો ગાળવી પડી હતી, છતાં ઈશ્વરની અખૂટ દયામાં એ અણીશુદ્ધ પાર ઉતરી આવી હતી!

ઈશ્વરની અખૂટ દયા—આ દયા કાંઇ સ્વયંભૂ નથી આવતી કે, નથી સ્વયં શરીરધારી બનતી. એ કોઇ વ્યક્તિની આંખમાંથી, જબાનમાંથી આવિર્ભાવ પામે છે. ઈશ્વરી વિભૂતિને સાર્થ બનવા માટે ઐહિક સાધન જોઇએ છે, માટે જ માનવી પત્થરમાં દેવ જુએ છે ને માનવીમાં પયગંબર જુએ છે. માટેજ માનવી પોતાને ઈશ્વરી વિભૂતિએ પસંદ કર્યાનો દાવો કરીને મઠાધીશ કે ધર્માચાર્ય થઇ બેસે છે......

એ તો જે હો તે, પણુ વીજળી આ ઈશ્વરી સામર્થ્યનું કેસર માટે વાહન બની હતી! વીજળી વીજળી જેવી જ હતી! પણુ કેસરને માટે

એ વાદળની આગ કરતાં વાદળના અમીસમી બની હતી. માથાં ભારે છતાં, સેંકડો પુરૂષોની વચમાં પુરૂષથીએ વધારે ઉગ્ર બનીને ફરનારી છતાં, એના દિલમાં કેસરને માટે એક અગોચર ખૂણો મળ્યો હતો! અને ભોળી કેસર! આટલા બદલ એણે વીજળીને પોતાના હૃદયમાં મધ્યસ્થ સ્થાપી હતી!

જવા દે ચાંચિયાને અને એમની ચાંચિયાગીરીના કાનૂનોને જવા દે. કાનજી માલમને અને ગોરીલા ને વીજળીને પણ......પણ બિચારી કેસર! વીજળીને પણ જો એ જવા દે તો પછી માઝમ રાત માત્ર રહેલી હતી. ને પ્રકાશના 'અણુરપિ અણિયાન' અંશને વેલની જેમ બાઝી પડતી કેસર પોતાની આપત્તિના અંધકાર વચ્ચે મહાપિતા ઈશ્વરે ફેંકેલા એક માત્ર પ્રકાશ- કરણને કેમ ફેંકી દઇ શકે?

× × × ×

પણ હવે તો પ્રકાશ, અંધકાર તમામ ખતમ થયાં હતાં. એ હવે હતી કલીકટમાં. અહીં એની માતા હતી ને ભાઇ હતો. અહીં એનો પતિ હતો ને સાસરવાસ પણ હતો. હવે એને શું ભય હતો?

કેસરની સાથે સામાન કશો હતો નહિ. હતું માત્ર એક નાનું પોટલું. હાથમાં ઉપાડીને એ ચાલવા માંડી. કલીકટના તમામ માર્ગોની એ ખરી માહિતગાર હતી. શહેર સમસ્તના લોકો એની તરફ જોઈ રહ્યા છે એનો એને કશો ખ્યાલ પણ ન હતો.

કેસરે પોતાના ભાઇના ઘરની સાંકળ ખડખડાવી, ડેલીનું બારણું ઉઘડયું. બારણામાં એનો ભાઇ આવીને ઉભો.

પણ આ શું? ભાઇની આંખમાંથી અમી કેમ ઉઠી ગયું?

'ભાઇ......'

એક પણ શબ્દ બોલ્યા સિવાય કેસરને જોઇને ભાઇએ કમાડ વાસી દીધું.

આશ્ચર્યથી મૂઢ બનીને કેસર બંધ બારણાને તાકતી ઉભી રહી. ભાઇએ આમ કેમ કર્યું?

બંધ બારણાં પાછળ ભાભીનો ચીરપરિચિત અવાજ સંભળાયો. 'કોણ હતું એ?'

'એ તો કેસર હતી.' ભાઇનો જવાબ પણ કેસરે સાંભળ્યો.

'તે નાક કપાવીને ભાઇને ઘેર શું જોઇને આવી? ચાંચિયાને ઘેર જ પડયા રહેવું હતું ને?'

કાનમાં આંગળી નાંખીને કેસર ત્યાંથી ચાલી નીકળી!

× × × ×

ભાઇને તો ગમે તેમ તોય ભાભીનો દાબ. બહારથી ગમે એવી ભોળીભલી દેખાતી હોય તોય ભાભી, નણંદનો પગ કાઢવાના લાગ શોધતી જ ફરે, પણ એના પતિને કયાં કોઇનો દાબ હતો? ને પતિ તો વહાલસોયો હતો ને! એ કેટલાં બધાં લાડ લડાવતો! પતિની ડેલીનું બારણું એણે ખડખડાવ્યું. બારણું ઉઘડયું ને સામાં સાસુ દેખાયાં. પરસાળમાં હીંચકા ઉપર એનો પતિ પણ બેઠો હતો!

સાસુએ કેસરને જોઇને અર્ધી ડેલી બંધ કરી ને બીજી અર્ધી પોતે રોકી. 'અહીં નહિ.' સાસુએ કહ્યું: 'આજ કે કોઇ દિવસ આ ઘરને ઉંબરે પગ મૂકીશ નહિ.'

'પણ સાસુજી, મારો કાંઇ વાંક, ગુનો?'

'ગુનો નહિ ને વાંક નહિ. તું તારે રસ્તે. અમે અમારા રસ્તે.'

'પણ મારે આ ઘર સિવાય બીજો રસ્તો શું?'

'આ ઘર તારે માટે સદા બંધ રહેશે. તું ચાંચિયાની વચમાં રહી. શું અભડાયું છે ને શું નથી અભડાયું, એની કાંઇ ખબર નથી. ને એ જાણવાની જરૂર પણ નથી.'

'બા! મને જરાય દોષ લાગ્યો હોય તો મને ભગવાનની આણ છે!'

'તને દોષ લાગ્યો કે ન લાગ્યો, થોડું કોઇ જોવા આવ્યું છે? પણ મારા ઘરને માથે સાત પેઢીનું આળ તો રહી જાય ને રહી જ જાય. તું તારે માર્ગે ચાલી જા.'

સાસુના ખભા ઉપરથી નજર કરતાં કેસરે પોતાના પતિને પરસાળમાં બેઠેલો જોયો હતો. શું એનો પતિ એનો આ પરિત્યાગ પસંદ કરશે? એ પતિને સાસુની સન્નિધિમાં કેમ સાદ દેવાય? અને એક વાર પણ સાદ કર્યા સિવાય જવાય કેમ? સાસુનો દિમાગ તો કહેતો હતો કે, સાસુ એના નિર્ધારમાં નિશ્ચલ રહેવાની. પણ એના પતિને શું એક બોલ પણ કહેવાનો ન હતો?

'મારો ધણી મને કહેશે તો હું ચાલી જઇશ.' કેસરે પોતાની હીંમત બે હાથે એકઠી કરીને કહ્યું.

જવાબમાં સાસુએ અવાજ કર્યો: 'મારૂતિ!'

મારૂતિ કેસરના પતિનું નામ હતું, મારુતિ આવ્યો.

સાસુએ કહ્યું: 'મારૂતિ! આ તારી વહુ! ગામમાં ચૌરે ને ચૌટે વાત થાય છે એટલે તને મારે ઉઠીને હવે કહેવું પડે એમ નથી કે એ કયાંથી આવે છે? મારા ઘરમાં એ વહુ ન જોઇએ, તું શું કહે છે?'

'તમે શું માગો છો?'

'તારા ધર્મ અને કુલની મર્યાદાનું પાલન!' સાસુએ કહ્યું: 'આપણો દેહ ઉંચ વર્ણના હિંદુનો—બ્રાહ્મણનો. આપણા આચાર વિચાર શુદ્ધ સનાતની. આપણું કુલ નાત જાતમાં ઉંચું. આ ધર્મ સામે આંગળી ચિંધામણી તારે કરવી છે? ચાંચિયાઓ કોણ જાણે શી જાત? એમની સાથે ખાધું હોય, પીધું હોય, દેહ વટલાવી હોય એ બધો અછૂતવાડો ને ભ્રષ્ટવાડો ઘરમાં લાવીને તારે કુલની મર્યાદા લોપવી છે? ઉપરાંત બીજી પણ વાત છે. કેસર ચાંચિયાઓની વચમાં રહી. એક જુવાન બાઇ આવા નીતિહીન માણસોની વચમાં રહી. હું કાંઇ આક્ષેપ કરતી નથી. પણ દુનિયા આક્ષેપ કર્યા સિવાય રહેશે ખરી? કેસર કહે છે એમ, એ અગ્નિશુદ્ધ આવી હશે, પણ મારૂતિ! હું તને પૂછું છું કે, તું પોતે જ એ વાત માને છે?'

સાસુના એક એક વાકયમાં કેસરે પોતાની પાતળી આશા ઉપર કુહાડાના ઘા થતા સાંભળ્યા. મારૂતિ એક પણ શબ્દ બોલ્યા સિવાય પાછો ફરી ગયો અને સાસુએ ડેલીનું બારણું કેસર સામે વાસી દીધું. એ બારણાં આ જીવનમાં કદિયે એને માટે ઉઘડવાનાં ન હતાં.

અને કેસર ત્યાંથી ચાલી નીકળી.

× × × ×

ગામમાં કેસરના કાકા હતા. એને ત્યાં કેસર ગઈ. કાકાના ઘર પાસે આવતાં કેસરે કાકાને પહેલા માળના ઝરૂખામાં ઉભા રહીને પોતાની બાળક પુત્રીને ગેલાવતા જોયા. કેસરે બારણું ખડખડાવ્યું. કાકીએ બારણું ઉઘાડયું. કેસરને જોઇ. કાકીએ કેસરને કહ્યું કે, 'તારા કાકા તો બહારગામ ગયા છે ને હમણાં પાછા આવવાના નથી' અને કાકીએ બારણું બંધ કર્યું.

હવે કેસર કયાં જાય? સગાંઓ જ્યારે ઓથ ન આપે ત્યારે એક જુવાન હિન્દુ બાઇ શું કરે? જુવાન નારીએ સંસારના સંતાપથી હારીને વાવકૂવાનો આશરો કાંઇ આજકાલ નથી લીધો. એ વાત તો એને છેક દશમા સૈકાથી જાણીતી હતી. જુવાનોએ દરિયાને રસ્તે નવી દુનિયાની શોધ કરી એ પહેલાં જુવતીએ કૂવાને રસ્તે નવી દુનિયા શોધી લીધી હતી. કેસરને પણ એ જ વાત પોતાને માટે સૂઝી!

બિચારી બાળા! નૈતિક વિજય અને નૈતિક રૂઢિ વચ્ચેની અથડામણની શમસ્યા સમજી શકે એમ ન હતી. અસાધારણ મુશ્કેલીઓ વચ્ચે એક વ્યક્તિ જ્યારે અણધાર્યો અને અસાધારણ નૈતિકવિજય મેળવે ત્યારે એ વિજયને પ્રશસ્ય લેખીને અભિનંદવો જોઇએ, પણ નીતિની દ્રષ્ટિમાં જ વિજિગીષા રહી ન હોય તો? નીતિના સૂત્રધારોમાં જ વિવિત્સા રહી ન હોય તો? વ્યક્તિગત નૈતિક વિજયો એ સમષ્ટિની નજરે અનીતિમય જ દેખાવાના. નીતિનો વિજય એ નીતિનો દ્રોહ ગણાવાનો. નીતિનો દ્રોહ એ નીતિનો વિજય મનાવાનો.

બિચારી કેસર! પોતાની અવહેલનાનો એ સમાજશાસ્ત્રની નજરે અભ્યાસ કરી શકે એમ ન હતું. પોતાના પરિત્યાગની પાછળ સમસ્ત સમાજે પોતાના વિકાસની આડે આંકી દીધેલી મર્યાદા એ સમજી શકે એમ ન હતું. એને તો એનો પરિત્યાગ શૂલસમો લાગ્યો. શા માટે એ પાછી આવી? શા માટે એ દરિયામાં ડૂબી ન ગઈ?

કેસરે કૂવાની રાંગ ઉપરથી શરીર લોપ્યું—અને કોઈકે પકડી લીધું. કેસરે પાછળ જોયું કે, પકડનાર નાખૂદો હતો. જે વહાણમાં એ પાછી આવી એ વહાણનો એ ચલાવનારો હતો.

'કેમ? કેમ? કેમ?' નાખૂદાએ આશ્ચર્યથી પૂછ્યું: 'કેમ? હજી તો તું મારા વહાણમાં આવી ને આજે આમ કેમ?'

'ત...ત...તમે અહીં ક્યાંથી?'

'અહીં! અરે અહીં આ તરફ મારી દીકરી રહે છે અને ઘેરથી હું દરિયે જતો હતો. પણ મારા બાપ, બાર ઘડીમાં એવી શી વિપત પડી?'

'મારે ક્યાંય રહેવા ઠેકાણું નથી!'

'તારે મા બાપ, ભાઈ, ધણી કોઈ નથી? બધાં મરી ગયાં છે'?

'ના, હું એ બધાંને મન મરી ગઈ છું.'

'સમજ્યો! સમજ્યો!' નાખૂદાએ કહ્યું: 'તું ચાંચિયા ભેગી રહી એટલે તને અહીં કોઈ નહીં રાખતું હોય.'

'ના.'

'મારે ઘેર ચાલીશ? હું વૃદ્ધ થયો છું. મારી દીકરી કરીને રાખીશ.'

'હું કોને ખાતર જીવતી રહું? કઈ આશાએ જીવતી રહું? મને મરવા જ દો.'

'તો જગત માત્રને મન તું મરેલી જ રહે, છતાં તારા ઉપર આત્મહત્યાનું પાપ ના ચડે એનો માર્ગ તું અખત્યાર કર.'

કેસર નિરૂત્તર રહી.

'હું ખારવો છું. ત્રીસ વર્ષના મારા વહાણવટના અનુભવનો સાર કહું, તો એક જ વાક્યમાં કહેવાય. 'મૃત્યુની સામે ઝૂઝીશ તો જીવતાં કાંઇક પામીશ.'

કેસર હજી ન બોલી:

'જગતમાં જેને કોઈ આશરો નથી આપતું એને દેવ આશરો દે છે. જગતને જેનું જીવન પણ તિરસ્કારને પાત્ર લાગે છે એનું દાસત્વ દેવ સહર્ષ સ્વીકારે છે. કેસર ! વિચાર કર. મારે ઘેર તારે ન આવવું હોય, બીજે ક્યાંય ઉભવા ઠેકાણું ન હોય, તો તું જા, દેવદાસી બની જા.'

'દેવદાસી ! હું ?'

'હા. અને જીંદગીમાં એક દિવસ એવો આવશે, કે જે દિવસે તને આજે જીવતા રહેવા બદલ અંતરનું પરમસુખ સૂઝશે !'

---

# પ્રકરણ ૧૩ મું

## કાનજી કે કુનાહોજી?



સર કલીકટમાં ઉતરી અને સગાસ્નેહી અને સમાજનો પરિત્યાગ પામી. લાલો, વીજળી, ગોરીસો અને અન્ય ચાંચિયાઓ જાતિદ્રોહી બાતમીદાર સંબલના દોર્યા સારંગપાણીના કેદી બન્યા હતા, સ્વાધીનતા અને માલ-મિલકતથી ભ્રષ્ટ બન્યા હતા. ઝામોરીનના જહાજના ભંડકમાં બંદીવાન તરીકે બંધાયા હતા અને સારંગપાણીએ પણ કલીકટ તરફ પોતાના જહાજનો મહોરો ફેરવ્યો હતો, ત્યારે કાનજી માલમ કયાં હતો?

હૃદયમાં જાગ્રત થયેલા પરમ પ્રેમના પહેલા સાદને સાંભળીને એ નિર્ભીક જુવાન દરિયાલાલના ખોળામાં કૂદી પડયો હતો. કાનજી માલમ કૂદ્યો. દરિયાનાં પાણી એના ઉપર ફરી વળ્યાં. હોડી સડસડાટ આગળ ચાલી ગઇ. વીજળીની છેલ્લી બૂમ દરિયાની હવામાં વેરાઇ ગઇ. ત્યારે કાનજી માલમ લગભગ પાંચેક જોજન જેટલે દૂર તરતાં તરતાં તણાતાં તણાતાં નીકળી ગયો હતો.

હવે એ થાકયો. હવે એના પગ લથડવા લાગ્યા, ને આશ્ચર્ય! દરિયાલાલની એના સંતાન પ્રત્યેની મમતાનું એક મહદ્ વિસ્મય કાનજીને સાંપડયું. કાનજીના પગ નીચે કઠણ ભોંયને અડકયા. ને આ પાસ જયારે દરિયાલાલનાં સો સો દોઢસો દોઢસો હાથ ઉંડાં પાણી હલકી રહ્યાં હતાં ત્યારે કાનજી માલમ મધદરિયે કેડ સમાણા પાણીમાં ઉભો હતો!

અરધીએક ઘડી કાનજી મધદરિયે ઉભો રહ્યો. ત્યાં એક ભાંગેલા વહાણનો કૂવાથંભ તણાતો તણાતો એની પાસેથી નીકળ્યો. કાનજીએ એ પકડી લીધો. એના ઉપર સવારી કરી. કૂવાથંભ આ અસવારના આસાન બોજને લઇને પોતાની મુસાફરીએ પાછો ઉપડયો!

અને જ્યાં કાનજી ઉભો હતો, તે સ્થાને દરિયાનાં પાણી ખળભળી ઉઠયાં. પાણીની ધાર ફૂવારા જેમ હવામાં ઉંચે ઉડી અને પછી તરત જ એક પ્રચંડ મગરમચ્છ દરિયાની સપાટી ઉપર શ્વાસ લેવા ચડી આવ્યો ! થાકેલા કાનજીના પગને જે નક્કર ધરતી લાગી હતી તે ખરી રીતે તો મગરની પીઠ જ હતી !

ચમકી ઉઠેલા કાનજીએ વિશાળ ને અખૂટ એવા દરિયાલાલ સામે જોયું. વહાણના કૂવાથંભ સામે જોયું. પ્રચંડ મગરમચ્છ જોયો અને જીંદગીમાં એના હોઠ ઉપર એક વાર પણ ભગવાનનું નામ ન હોતું ચડયું એના હોઠ સહેજે એ મહાપિતાની મહાદયા માટે સંપૂટ થઇ ગયા.

કૂવાથંભ તણાતો તણાતો બીજે દિવસે માડાગાસ્કરના ટાપુને કાંઠે જઇને ઘસડાયો. ત્યારે પાણીના મારથી, સૂર્યની ઉગ્ર ગરમીથી કાનજી માલમ બેભાન હતો.

કાનજી માલમ જ્યારે ભાનમાં આવ્યો ત્યારે એણે પોતાને વિચિત્ર દેખાવના, વિચિત્ર પોષાકના માણસોથી ઘેરાયલો દીઠો.

એક તંબુ જેવામાં એને એક ખાટલા જેવામાં સુવારવામાં આવ્યો હતો. એની બેય બાજુએ જબરા આગના ભઠ્ઠાઓ પ્રજળી રહ્યા હતા. એક માણસ એના અંગને દબાવી રહ્યો હતો. કાનજીને આ દેખાવ સમજાયો નહિ, પણ અયુક્ત ન લાગ્યો.

કાનજીને લાગ્યું કે એ કોઇ બીજી જ દુનિયામાં આવી પડયો છે. જે માણસ એના અંગને દબાવી રહ્યો હતો તે માણસ વિચિત્ર હતો, અપરિચિત ઓલાદનો હતો. હિન્દી મહાસાગરને બંદરે બંદરે ઘૂમનાર કાનજીને ઘણી જાતજાતનાં માણસો જોવા મળ્યાં હતાં. એણે મીસર દેશના ભૂરા વાળવાળા મીસરી લોકો જોયા હતા. એણે કાળા વાંકડિયા વાળવાળા વેનીસના વેપારી જોયા હતા. એણે પાતળું મોઢું ને અણીદાર દાઢીવાળા તુર્ક જોયા હતા. એણે મૂર જોયા હતા ને આરબ જોયા હતા. ચીન અને જાપાન, સિયામ અને જાવા, ઇરાન અને અલેપ્પોનાં

માણુસો જોયાં હતાં. પરંતુ જે માણુસ એની સામે બેઠો હતો એવો માણુસ એણે કદિ જોયો ન હતો.

એ લાંબો હતો, એના વાળ લંબાઇને ખભા ઉપર વિખરાતા હતા. એની આંખો કાળી પણ ચળકતી હતી. એનો રંગ શ્યામ પણ ચળકતો ને ભીનો હતો.

કાનજી તંદ્રાની મિઠાશ માણી રહ્યો. એ ખૂબ થાકી ગયો હતો અને એને ઉંઘ આવી ગઈ.

ભારે જબરા કોલાહલે કાનજીની ઉંઘ પૂરા અડતાલીસ કલાક પછી વિખેરી. ઓઢેલી ઉંઘનો જાણે તાંતણે તાંતણો છિન્નભિન્ન થઇ ગયો હોય, એમ કાનજી ચમકીને પથારીમાંથી બેઠો થઇ ગયો.

અને અનંતકાળની ઉંઘને પણ ઉડાડે એવો જબરો શોર બહાર ગાજતો હતો. કાનજી લથડાતે પગે બહાર નીકળ્યો ને એણે એક ઘણું વિચિત્ર દ્રશ્ય જોયું.

બહાર સોએક જેટલું માણુસ એક ઘણા ઉંચા માણુસને વિંટળાઇ વળ્યું હતું. વચલો માણુસ એટલો તો ઉંચો હતો કે એને વિંટળાઇ વળેલા માણુસો કરતાં એનું માથું ઉંચું બહાર તરી આવતું હતું. એ માણુસના ચહેરા ઉપર કાનજીએ કદિ નહિ અનુભવેલા ભાવો તરવરતા હતા. એ ચહેરા ઉપર કાળઝાળ રોષ હતો ને આંખોમાંથી જાણે જ્વાળામુખી જળતો હતો. એ ચહેરા ઉપર ચિન્તા હતી ને એણે એના શેઠના ખૂણા ખેંચ્યા હતા. એ ચહેરા ઉપર ભારે નિરાશા હતી. ભારે વ્યથા હતી. એક સાથે આટલા બધા ભાવો કાનજીએ કદિ કોઇ પણ વદન ઉપર અંકિત થયેલા દીઠા ન હતા.

એને વિંટળાનાર માણુસો ભારે જબરો કોલાહલ કરતા હતા. બૂમો પાડતા હતા. એમના વદન ઉપર અશ્રદ્ધા, આશંકા અને ભાવીનો ભય દેખાતાં હતાં. પેલો ઉંચો માણુસ વચમાં કાંઇક બોલે એ પહેલાં તો તેઓ વધારે અશ્રદ્ધાથી પોતાનું માથું ધુણાવીને એની વાતને



તોફાનની ભૂશીર ] પૃષ્ઠ ૧૨૩ ]

પૂરી સાંભળ્યા સિવાય જ નકારી દેતા. આસપાસના માણુસો ખૂબ જ ઉશ્કેરાયેલા દેખાતા હતા. વચલો માણુસ આ આખાયે પ્રસંગને પોતાની કલ્પનામાં સર્વથા અસંભાવ્ય માનતો જ આવ્યો હોય, એવો મતિવિભ્રમ બનેલો દેખાતો હતો. ચાંદીમાંથી સોનું કરવાનો દાવો કરનાર કીમિયાગર પોતાની ઠગાઈમાં પકડાઈ ગયો હોય અને ધુતાયેલાં લોકો ધુતારાને પકડીને એનો જવાબ માગતાં હોય, છતાં જવાબ સાંભળવા પહેલાં જ ઇન્સાફ કરી નાંખવાને કૃતનિશ્ચય થયાં હોય એવું આ ટોળું દેખાતું હતું. ચાબૂકના ફટકા બોલે એમ કેટલાક શબ્દો આમતેમ ફેંકાતા હતા. એ શબ્દો એટલો રોષ ઉપજાવતા હતા, એટલી તો તિખાશથી બોલાતા હતા કે, એ શબ્દો જાણે કોઈ ભારે અનર્થના મૂળના હોય કે ભારે મોટી ગાળના હોય, એવું કાનજીને લાગ્યું. વારંવાર આમતેમ ફેંકાતા શબ્દોમાંથી એક શબ્દ તો ભારે જબરો કોલાહલ જમાવનારો હાજર રહેલા તમામને ઝનૂની બનાવનારો કાનજીને દેખાયો. એ શબ્દ હતો 'વારકોડાગામા.' કાનજીને લાગ્યું કે, આ શબ્દ આ લોકોની ભાષામાં ભારે ભયાનક ગાળનો જ શબ્દ હોવો જોઈએ.

અત્યાર સુધી અભિનય માત્રથી જ પોતાનો રોષ જાહેર કરતું ટોળું હવે હાથચાલાકી ઉપર આવતાં જરાયે વાર નહિ લગાડે એવાં ચિન્હો પણ કળાવા માંડયાં.

પેલા ઉંચા માણુસે આસપાસ જોયું. એ નજરદ્વારા ટોળામાંથી એકાદ પણુ મિત્ર મેળવવાની એને આશા હોય તો એ આશા અસ્થાને નીવડી. એકાએક એ ઉંચા માણુસની નજર કાનજી ઉપર પડી. ભવિતવ્યતામાં આંધળો કૂદકો મારતો હોય એવા અસ્પર્શ ભાવે એ માણુસે પોતાના બે લાંબા હાથ કરીને ટોળાને જરા પાછળ ધકેલ્યું. પછી એ કાનજી ઉપર જ અનિમેષ આંખ માંડીને કમરમાંથી સહેજ વાંકો વળીને ધીમે પગલે કાનજી પાસે આવ્યો.

એણે કાનજીનો હાથ પકડયો, ઉંચો કર્યો અને બૂલંદ અવાજે એ એક વાકય બોલ્યો.

એ એક વાક્ય જાણે કોઇ તિલેસમનો મંત્ર હોય, એમ ટોળું ક્ષણભર ચિત્રવત્ થંભી ઉભું. અને પછી એક સામટો જયઘોષ પુકારી ઉઠ્યા. તોફાન જાણે એકાએક વિખરાઇ ગયું.

એ ઉંચો માણસ હતો તે વારકોડાગામા. દરિયા સારંગ ફીરંગી નાખૂદો અને એ જે છેલ્લું વાક્ય બોલ્યો હતો તે હતું:

'આ રહ્યો તમારી શંકાઓ અને તમારી ધમકીઓનો જવાબ !'

આશ્ચર્યથી મૂઢ થયેલા કાનજી માલમ સાથે વારકોડાગામાએ તે કાળની દરિયાલાલની દરિયાખેડ કરનારા ને વેપારમાં, વ્યવહારમાં ગમ્ય એવી સાગરિક ભાષામાં વાત કરવા માંડી.

'તમે હિન્દ દેશના ખલાસી છો કે નહિ ?'

'હા.'

'તમારૂં નામ ?'

'કાનજી !'

'કુનાહોઝ ?'

'ના. કા...ન...જી.'

'હા, હા. હું પણ એમ જ કહું છું કુ...ના...હો...જી !'

કાનજીએ પોતાના નામની વિશુદ્ધિનો આગ્રહ પડતો મૂકયો.

'તમે પાછા હિન્દમાં જવાના હશો ?'

કાનજીએ મસ્તક ધુણાવી 'હા' કહી.

'અમારે હિન્દ જવું છે. અમને તમે રસ્તો બતાવશો ?'

'રસ્તો ?'

'તમે કયાંથી આવો છો ?'

'અમે આમ આઘેથી ફીરંગી રાજાના મુલકમાંથી આવીએ છીએ. ત્રણ વહાણ ને આટલા બધા માણસો એ અમારી સંગાથમાં છે.'

'તમે ફીરંગી છો ?'

'હા, અમે ફીરંગી લોક છીએ.'

'મેં તમારા એક ડાયસ સાહેબ વિષે સાંભળ્યું હતું.' કાનજીએ સાંભળેલી દરિયાની એક વાત કહી.

'એ મારા કપ્તાન હતા.' વાસ્કોડાગામાએ પોતાની છાતી ઉપર હાથ મૂકીને કહ્યું: 'ત્રણ વર્ષ પહેલાં અહીં આવ્યા હતા. આજ બેટમાં ત્રણ માસ રહ્યા હતા. ત્યારે હું એમના હાથ નીચે હતો. એટલે જ મને મારા મુલકથી તે અહીં સુધીનો જળમાર્ગ યાદ છે. એટલે જ હું આ દરિયાની આટલી ભાંગીતૂટી ભાષા પણ શીખ્યો છું.'

'તમને મળવાથી મને આનંદ થયો.' કાનજીએ કહ્યું.

'અને તમને જોવાથી મને મુક્તિ મળી, સિનોર કુનાહોજી!'

'મુક્તિ?' કાનજી–ફીરંગી તવારીખના 'કુનાહોજી'ને અચરજ લાગ્યું. પોતે અત્યારે પાંખો કપાયેલા શકરા જેવો હતો, પણ જો પોતાની પાંખો સાબૂત હોત, પોતે અત્યારે પણ 'કાલા જહાજ'ના મોરાના તૂતક ઉપરથી હુકમ વછોડતો હોત, તો આ ફીરંગી ખલાસી પોતાના મેળાપથી પોતાને મુક્તિ મળી માનત. કાનજીના ચહેરા ઉપર સ્મિત રમી ગયું–એ ખ્યાલે.

વાસ્કોડાગામાએ એ સ્મિતનો પોતાને રૂચતો અર્થ કર્યો. એણે આગળ ચલાવ્યું: 'હા. ડાયસ સાહેબને અંત લગી ખ્વાહેશ હતી હિન્દને કિનારે પહોંચવાની, એ એ પૂરી ન કરી શકયા. અંતકાળે એમણે મારી પાસેથી વચન માગ્યું: ને મેં એ આપ્યું. એ મુજબ. હિન્દને કિનારે મારાં વહાણ નાંગરવાને માટે ત્રણ જહાજ ને એકસો ને ચાલીસ ખારવા લઈને હું નીકળ્યો. માર્ગમાં તોફાનની ભૂશીર વટાવતાં મારા વીસેક ખલાસીઓ તણાઈ ગયા. અમારાં વહાણોને પણ જફા થઈ, એટલે અહીં મરામત કરવા રોકાયા. અહીં અમને પડાવ કર્યે બે માસ થયા. તે દરમિયાન માંદગીમાં મારા બીજા વીસેક ખલાસી મૂવા. હવે આ લોકો મને કહે છે કે, હિન્દ જેવો દેશ જ કયાંય નથી. એ કેવળ કલ્પના છે.

એ સોનેરી મૃગજળની પાછળ દોડતાં આટલી તો ખુવારી થઈ. જે ખુવારી થઇ એ માથે ચડાવીને તેઓ અહીંથી પાછા વતન જવાની હઠ કરી બેઠા છે. હું એમને સમજાવું છું કે, હિન્દ હવે કાંઇ બહુ દૂર નહીં હોવું જોઇએ, ને એક વાર આદરેલું કામ અધૂરું મૂકીને આપણે પાછા જવું લાજમ નથી. એઓ મારું માનતા નથી. એમનામાં શંકા છે, અશ્રદ્ધા છે. તેઓ મને બળજોરીથી ઉઠાવીને પણ વહાણમાં નાંખવા તૈયાર થયા હતા. હું કહું છું કે, એમની સર્વ શંકા ને સર્વ અશ્રદ્ધાનો જીવતો જાગતો જવાબ તમે પોતે છો."

× × × ×

'હું એમની શંકાનો જવાબ શી રીતે?'

'સિનોર!' વાસ્કોડાગામા અવસર પડયે પોતાને ઘણો જ વિનયી, ને વિનમ્ર બતાવી શકે. બીજા માણસો જેમ શરીર ઉપર કપડું પહેરે તેમ આ ફીરંગી સંસ્કારિતાનો ઝભ્ભો પહેરી શકતો. "સિનોર! તમે પણ ખલાસી છો. હું પણ ખલાસી છું. દરિયાલાલની દિલાવર બિરાદરી તમે નહિ બતાવો? તમે મને અહીંથી હિન્દ સુધીનો માર્ગ શું નહિ બતાવો?'

બીજા બધા ખલાસીઓ કાનજીનો જવાબ સાંભળવાને આતુર હતા. વાસ્કોડાગામા આતુર, સજ્જનતા ને ભિક્ષાર્થી બિરાદર તરીકે કાનજી સામે જોઇ રહ્યો હતો. જીવનની સર્વ મુરાદોની સિદ્ધિ કાનજીના જવાબ ઉપર નિર્ભર હોય એમ એ કાનજી સામે જોઇ રહ્યો હતો.

'અમારાથી અમારા આ સંયોગમાં શકય એટલી તમારી કદર પણ કરશું.' ગામાએ ઉમેર્યું.

× × × ×

કાનજી વિચારમાં પડી ગયો. એની મરી ગયેલી મુરાદો, મૂર્છા પામેલી અભિલાષાઓ અને સુષુપ્ત બનેલી રઝળપાટ જાગવા માંડતાં હતાં. હોડીમાંથી એણે જ્યારે નીચે કૂદકો માર્યો ત્યારે એ પોતાનું જીવન તમામ

સાથે લઈને કૂદી પડ્યો હતો. એ જીવન પાછું જાગતું થયું હતું ! ઓસરી ગયેલો દરિયાલાલનો ધ્રુજન સાદ એના મગજમાં ગાજતો હતો.

અને હોડીમાંથી કૂદતી વેળાએ એણે વીજળીની આંખો જોઈ હતી ! એ આંખો અત્યારે સચેત બનીને એના મગજમાં, એના રોમરોમમાં જાગતી હતી !

અહો ! પોતાની પાસે એક જહાજ હોય તો ? ફરીને એ દરિયાલાલને પારણે હિંચોળાઈ શકે; ફરીને દિશાઓને એ કાનજીના નામથી ભરી ભરી દે.–ફરીને એ ચમકતા સિતારા સમી એ બે આંખોને શોધી કાઢે. દરિયાનો સાદ એના લોહીમાં ઘૂમવા લાગ્યો. વીજળીની પ્યાસ એની આંખમાં વિલસવા લાગી. એક જહાજ—બસ એક જ જહાજ ! એ સાદ અને એ પ્યાસને બરાબર ન્યાય આપી શકે. કાનજીને જહાજ સિવાય બીજી કઈ ચીજ અત્યારે સંતોષી શકે ?

કાનજીએ કહ્યું: 'મારું પોતાનું જહાજ બરબાદ થયું છે. ને દરિયા ઉપરનો મારો ધંધો હું મારું પોતાનું જહાજ હોય તો જ નિભાવી શકું. મારી વળતી દરખાસ્ત એ છે.' કાનજીએ પોતાની માગણી રજૂ કરી: મારી માગણી એ છે કે: 'હું તમને હિન્દનાં મોટામાં મોટાં બંદર કલીકટ દોરી જઉં. બદલામાં તમારે મને તમારા ત્રણમાંથી એક જહાજની બક્ષિશ કરવી.'

વાસ્કોડાગામા થોડી વાર વિચારમાં પડ્યો: અને પછી બોલ્યો:

'ભલે તમે અમને કલીકટ બંદરે ઉતારી દો અને તમને ભગવાન જીસસની સાક્ષીએ કોલ આપીએ છીએ કે, અમે તમને અમારાં ત્રણમાંથી એક જહાજ બક્ષિસ આપશું !'



# પ્રકરણ ૧૪ મું

## કલીકટ



ન્દુસ્તાનની તવારીખી ભૂમિ ઉપર કંઈ કંઈ નગરીઓ વસી ગઈ છે ને કાલાંતરે નાશ પામવા છતાંયે પોતાની ફોરમ મૂકતી ગઈ છે. એ પ્રાચીન નગરી પુરૂષપુર–જેણે શાહ સિકંદરની આગે કદમ રોકી! એથીયે પ્રાચીનતર એવી તક્ષશિલા અને નાલન્દા વારાણસી અને ભારદ્વાજ! આર્ય સંસ્કારિતાનાં અખંડ અગ્નિહોત્રનાં એ વિદ્યાધામો! એથીયે પ્રાચીનતર એવી હસ્તિનાપુર અને ઇંદ્રપ્રસ્થની નગરીઓ, અયોધ્યા અને મથુરા, મગધ અને દ્વારકા! સંસ્કૃતિ અને સમાજપ્રબંધના ભિન્ન ભિન્ન પ્રકારોની પ્રતિમા સમી એ નગરીઓ! જેમાંથી દુર્યોધનનો સત્તાનાદ ને યુધિષ્ઠિરનો સત્યવાદ, જેમાંથી રામના કુટુંબસંબંધની ફોરમ અને કૃષ્ણનો આતતાયીના નાશનો સંદેશ, જેમાંથી જરાસંધનો રાજાવાદ ને યાદવોનો પ્રજાવાદ, ભભૂકતા જ્વાલામુખીના શૃંગ સમાં, સારાયે હિન્દ ઉપર આગ અને લોહીના અક્ષરે જુદી જુદી દૃષ્ટિના જુદા જુદા પ્રવાહોનાં દર્શન કરાવી ગયાં છે.

જરા નીચે ઉતરીયે તો તવારીખના ચોકમાં વિલસતી રમણી સમી કુસુમપુર અને ઉજ્જેન, વલ્લભીપુર અને વિજયનગર, અજમેર અને દિલ્હી, ગયા અને પ્રયાગનાં નગરો દેખાય છે. એ સર્વનું તવારીખમાં સ્થાન છે. એ સર્વનો તવારીખમાં હિસ્સો છે. કોઈ તવારીખનવેશે નજર નથી નાંખી, પરંતુ હિન્દનો ઇતિહાસ એક રીતે નગરીઓનો જ ઇતિહાસ છે. હિન્દની બાદશાહત રાજવંશોની નથી. પાયતખ્તોની રહી છે.

કંઈ કંઈ નગરીઓ વસી ગઈ, પયગામ સુણાવી ગઈ, માટીમાં મળી ગઈ અને તવારીખ ઉપર નામ મૂકતી ગઈ? એક પછી એક નગરીનો ઉદય, એક પછી એક નગરીઓ અસ્ત અને એના ઉદયાસ્તની વચમાં હિન્દની તવારીખને મળેલો ઝોક......જગત ભરની તવારીખમાં હિન્દની તવારીખની આ અનોખી ભાત છે.

× × × ×

સંસ્કારધામ તક્ષશિલા, ધર્મધામ વારાણસી, ભક્તિધામ અયોધ્યા, ગીતાધામ દ્વારકા, અને અનુશીલનધામ વલ્લભી જેવી જાજ્વલ્યમાન નગરીઓ જે દેશમાં થઇ ગઇ છે એ દેશમાં કલીકટની નગરી પણ એક અજબ અને અદ્વિતીય સુવાસ મૂકી ગઇ છે.

કલીકટ–કાલ–કૂટ એ એના મૂળ નામને સાર્થક કરતી નગરી હતી. મહાકાલના સ્થિતપ્રજ્ઞ–કૂટ–શિખર સમી એ નગરી આગળ કાળ પણ જાણે થંભી ને સ્થિર થઇ ગયો હતો. સામયિક સ્વચક્રો ને પરચક્રોના આઘાત પ્રત્યાઘાત ત્યાં લાગતા ન હોતા. ગડગડાટ કરતી જમીનદોસ્ત થતી સલ્તનતો ને રાજસત્તાઓના કડાકા ત્યાં સંભળાતા નહોતા.

મહાકાલ પોતાની અખૂટ સહનશીલતાની માઝા મૂકીને હાથમાં શમશેર લઇને ધરાનો ભાર હળવો કરવા સંચર્યો હોય એવો તૈમૂર એશિયાખંડના એક એક પાયતખ્તને દરવાજે જઇને ઉભો રહ્યો હતો અને રાજસત્તાઓનો શિરચ્છેદ કરી ગયો હતો. હિન્દની તઘલક સલ્તનત એનાથી ભય પામીને ભાગી હતી, ઇરાનની જાજરમાન પાદશાહત એ મોંગોલ ભરવાડના કદમમાં આળોટી ચૂકી હતી, સાતસો સાતસો વર્ષનો ખલીફાઓનો વારસો ભોગવતી, ધર્મયુદ્ધમાં સારાયે યુરોપના સંગઠનનો પડકાર આસાનીથી એકલે હાથે ઝીલતી તુર્ક સલ્તનત એંગોરાના રણસંગ્રામમાં ભયાનક સત્યાનાશ પામી હતી, ચીનની ઇશ્વરી સલ્તનતનો વારસદાર સ્ત્રીનાં કપડાં પહેરી રાત લઇને દરિયો ઉતરી હજાર જોજન દૂર બેટમાં ભરાયો હતો...ભયાનક ઝંઝાવાતના અવતાર સમો તૈમૂર જ્યારે પોતાના તંબુમાં ભોજન કરવા બેસતો ત્યારે તઘલક પોતાની પીઠ ધરીને ઉભો રહેતો ને એ પીઠના મેજ ઉપર એનું ભોજન મૂકાતું, ત્યારે ઇરાનના કેદી શાહને જમીન ઉપર સૂઇ જવું પડતું ને એની છાતી ઉપર તૈમૂરનો લંગડો પગ ગોઠવાતો, ત્યારે ચીનની રાજરાણીને ખડા રહેવું પડતું ને એના માથાના વાળથી તૈમૂર પોતાનું હાથ મોઢુ લૂંછતો.

અને જ્યારે એશિયાખંડમાં દરિયાલાલના કંઠાળ મુલકોમાં આવા ભયાનક રાજકીય ધરતીકંપ થતા હતા ત્યારે હિન્દમાં પણ કંઇ

કંઈ નાની મોટી આંધિઓ ચડતી હતી. પથ્થર ફેંકાય એટલે દૂર વિજયનગરની રાજવટ ઉપર યાવની આક્રમણુ થઈ ચૂક્યાં હતાં. દિલ્હીમાં સલ્તનત પછી સલ્તનત, વહેતી નદી ઉપર દોરેલાં ચિત્રની જેમ, ઝપાટાબંધ ઓગળતી જતી હતી, ગુજરાત ભાંગતું હતું, બંગાલા ભાંગતું હતું, ક્યાંય કાંઈ સ્થિર નહોતું. સર્વત્ર ભાંગવાનો, તૂટવાનો જાણે મહારોગ લાગ્યો હતો. તવારીખના પેટાળમાં કોઈથી રોકયો ન રોકાય એવો મહા ધરતીકંપ જાગ્યો હતો અને એના આંચકાઓ રાજકીય ઉલ્કાપાત કરતા હતા.

પરંતુ મહાકાલના શિખર સમી કલીકટની નગરી એ બધાથી અલિપ્ત અને અસ્પૃશ્ય હતી. કો જોગંદર જાણે શેષ જગતની આધિ-વ્યાધિ પ્રત્યે બેપરવા બનાવીને મહાસમાધિમાં બેઠો હોય, એવી એ નગરી દરિયાલાલને કાંઠે બેઠી બેઠી અખંડ ચિત્તે દરિયાલાલની સાધના કરતી હતી.

રાજ્ય તરીકે વિસ્તારમાં તો નાનું પણ દરિયાલાલની ભારે જબરી ફૂંક એને હતી. એને કોઈએ સતાવી નહિ. એણે કોઈનેય સતાવ્યા નહિ.* અનાદિ કાળથી સમુદ્રગમનમાં મહાપાપ જોનારા ધર્મનિષ્ઠ બ્રાહ્મણોમાં પણ ધર્મનિષ્ઠ ગણાતા બ્રાહ્મણ–રાજાનાં એના ઉપર શાસન હતાં. લૂંટને એણે ધર્મ્ય માની નથી. સત્તાને એણે કદિ ધ્યેય કરી સ્થાપી નથી. રાજસી અધિકારના ગુમાનમાં એણે કદિ ધર્મની ધજામાં શમશેરને વિંટાળી નથી. ઇષ્ટદેવની અનન્ય ઉપાસના કરતા કોઈ યોગીવર સમી એ નગરી હિંદના ઇતિહાસમાં અદ્વિતીય હતી ને અદ્વિતીય રહી છે. હિંદનો સાગરસાદ જાણે સ્થૂળ દેહે અવતાર પામ્યો હતો.

એવી એ નગરી હતી. એમાં કલાને આદર હતો, વિદ્યાનાં સન્માન હતાં, ધર્મનું શાસન હતું અને શાંત ઉદ્યોગને અવકાશ હતો.

× × × ×

* यस्मान्न द्विजते लोको लोकान्न द्विजते च यः ।

આવી નગરીની બંદરગાહમાં એક દિવસે એક વહાણુ આવીને નાંગર્યું. એ વહાણુમાંથી રાક્ષસ માને તો માનવી લાગે ને માનવી માને તો રાક્ષસ લાગે, એવો સારંગપાણી નીચે ઉતર્યો.

એની પાછળ એંસી જેટલા કેદીઓ બંદિવાન બનીને ઉતર્યા. આ કેદીઓની હાજરી એક કૌતુક સમી હતી. પરંતુ એમાંય જ્યારે એક જુવાન છોકરી કેદી તરીકે દેખાઇ ત્યારે તો કૌતુકને માઝા ન રહી.

અને જોનારાઓને એ પણુ ખબર પડી કે, આ કેદીઓ કોઇ સાધારણુ રાજચોર નથી, પરંતુ જેઓ સમુદરાયની ઉપરવટ થઇને પણુ પોતાને સમુદ્રના માલિક માનતા હતા ને મનાવતા હતા, એ ચાંચિયાઓ છે. સારંગપાણીએ સાવરણીથી વાળી ઝૂડીને દરિયાને પટ સાફ કર્યો હોય, એમ હિન્દી મહાસાગરમાં હવે એક પણુ ચાંચિયો શેષ રહ્યો ન હતો!

કલીકટની સમસ્ત પ્રજા દરિયાલાલની નિર્ભેળ સલામતીમાંથી અન્ન, વસ્ત્ર ને આબરૂ પામતી હતી. એ પ્રજાએ સારંગપાણીના આ વિજયમાં કલીકટના જીવનને વિજય જોયો. હર્ષઘેલી પ્રજા વચ્ચેથી જ્યારે ચાંચિયાઇ દોલતની સારંગપાણીએ કરેલી જપતી ગાડાંઓ ભરાઇને પસાર થઇ, ત્યારે જાણે હમણાં આભના ટાંકા તૂટી પડશે, એવો જયઘોષ ઉઠયો. જ્યારે દોરીઓથી બંધાયેલા ચાંચિયાઓ પસાર થયા ત્યારે પ્રજાજનોએ એમની જાતજાતની મશ્કરીઓ કરી હતી. એમ સમુદ્રની માલિકીના દાવાની ભારે વિડંબના કરી.

અને એક પક્ષે જ્યારે ચાંચિયાઓને દરબારી તુરંગમાં પૂરવામાં આવ્યા ત્યારે બીજે પક્ષે પ્રજાએ દરિયાલાલના દાનવના પરિમાર્જનને ઉત્સવ આદર્યો.

જ્યારે સારંગપાણી કલીકટના ઝામોરીનની મુલાકાત લેવા ગયો ત્યારે પ્રજાએ એને મોતીએ વધાવ્યો.

× × × ×

આ મહાન ઉત્સવમાં સર્વ કોઇનું કાંઇ ને કાંઇક તો સ્થાન હતું. ચાંચિયાઓનું સ્થાન તુરંગમાં હતું. સારંગપાણીનું સ્થાન કલીકટના ભાગ્યવિધાયક તરીકે હતું. સારંગપાણીના સાથીઓનું સ્થાન પ્રજાના જીવન મરણના જોદ્ધાઓ તરીકેનું હતું. પ્રજાનું સ્થાન વિજેતાઓના પરોણાનું હતું. સહુ કોઇનું સ્થાન ક્યાંક ને ક્યાંક તો હતું.

ન હોતું સ્થાન એક માત્ર સંબલનું. સારંગપાણીએ એને પોતાને સાંજે મળવાનું કહ્યું હતું અને એટલું કહ્યા પછી રજા આપી હતી. સારંગપાણીને મન એ, અવસર વીત્યે, સદંતર તિરસ્કરણીય એવો બાતમીદાર હતો. સારંગપાણીના સાથીઓને મન એ જાતિદ્રોહી જાસૂસ હતો. ચાંચિયાઓને મન એ શાપિત દગલબાજ હતો, પ્રજાને મન એ ચાંચિયો જ હતો—કાયર બનેલો ચાંચિયો હતો. જેને મરણિયો માનીને જેનાથી આપણે ભારે ભય પામતા હોઇએ, એ માનવી પહેલા જ પ્રત્યક્ષ પરિચયે આપણને કાયર લાગે અને આપણી મહેરબાનીનો યાચક દેખાય, ત્યારે પ્રત્યાઘાતનો જે બેવડો તિરસ્કાર આપણા દિલમાં જાગે, એવો તિરસ્કાર પ્રજાજનોમાં સંબલ માટે હતો. ગરીબ બિચારો સંબલ! જીવનમાં પહેલીજવાર એણે પોતાની જાતને નરી નિરૂપયોગી નિહાળી. અને આવો અનુભવ કોઇ કાળે કોઇને સુખદ નથી હોતો!

એના અંતરમાં એક જ પ્યાસ હતી, એના રોમરોમમાં એક જ ભૂખ હતી. વીજળી પોતાની બનવી જોઇએ. એણે સારંગપાણીને અરજ કરી જોઈ હતી, પરંતુ સારંગપાણી પોતે ધાર્યો હતો એટલો પોતાની સેવાનો ગુણગ્રાહક ન નીકળ્યો.

એણે સારંગપાણીને ઝામોરીન તરફ જતો જોયો. પ્રજાને એની પાછળ ઘેલી બની જોઇ. પોતે પોતે જ સારંગપાણીને આ અમુલખ તક આપી હતી અને સારંગપાણીને એની કદર નહોતી! એણે પ્રજાને માટે આ વિજયોત્સવ સંભાવ્ય બનાવ્યો હતો અને પ્રજાને એની પરવા નહોતી!

સારંગપાણી ઝામોરીનની મુલાકાત લઇને પાછો પણ આવ્યો. સાંજે એ સારંગપાણીને મળ્યો પણ ખરો.

× × × ×

સારંગપાણીની કોઠીના ભોંયતળિયામાં જ ઝામોરીનનું દરિયાખાતું હતું. સંબલ ત્યાં ગયો.

'હું તારી જ રાહ જોતો હતો.' સારંગપાણીએ કહ્યું.

'જી, તાબેદાર હાજર છે.' ચાંચિયો દાસની ભાષા ઝપાટાબંધ શીખી ગયો હતો.

'મેં ઝામોરીનને વાત કરી છે. ચાંચિયાના મુખી લાલાને પકડવાનું ઇનામ તને આપવું જોઇએ. એણે એ ઇનામ તને આપવાનું મંજૂર કર્યું છે. નાણાવટી પાસે જા, એને કહે કે, સારંગપાણી તમને યાદ કરે છે.'

સંબલ ગયો. બીજા કમરામાં લોખંડની વાડ પાછળ દરિયા-ખાતાનો નાણાવટી કોથળીઓ ગોઠવી બેઠો હતો ને એક મોટા ચોપડામાં લખતો હતો. સંબલે સંદેશો આપ્યો. નાણાવટી ઉઠીને સારંગપાણી પાસે ગયો.

'દરિયાખાતાના જાસૂસી ખર્ચ ખાતે લખીને તમે દશ હજાર માસા સુવર્ણ લાવો.'

થોડી વારમાં નાણાવટી સોનૈયાની થેલી ભરીને આવ્યો.

'આ લે.' સારંગપાણીએ થેલી મેજ ઉપર મૂકીને સંબલને કહ્યું: 'આ તારું ઇનામ.' સારંગપાણીએ થેલીને જાતે હાથ લગાડવાને બદલે લાકડાની ગોળ આંકડીથી થેલી સંબલ તરફ ધકેલી.

'ગણી લે.'

સંબલે વતન વેચ્યું હતું, પ્રણય વેચ્યો હતો, જાતિ વેચી હતી. એની પાસે પોતાનું શારીરિક કે માનસિક શેષ રહ્યું હતું તે માત્ર આ ધન જ હતું. સંબલે થેલી ઉઘાડી. અંદર ચળકતા સોનૈયા જોયા.

'જા.' સારંગપાણીએ હુકમ કર્યો.

સંબલ જવા દરવાજા આગળ ગયો. સારંગપાણીએ કહ્યું: 'આગલા બારણામાંથી નહિ. એ તો સજ્જનો માટે જ છે. નાણાવટી, આ કુલ-દ્રોહીને પાછલે બારણેથી લાત મારી કાઢી મૂકો.'

× × × ×

નાણાવટી સંબલને પાછલે બારણે લઇ ગયો. સંબલે લાત ટાળવાની મહેનત કરી એ નકામી ગઇ. નાણાવટીએ લાત મારી, સંબલે ઠોકર ખાધી. સોનૈયાની થેલી પડી ગઇ. થોડા સોનૈયા વેરાયા. સંબલે લોલૂપ હાથોથી સોનૈયા વીણી લીધા, અને પછી પોતાને લાત વાગી હતી એ સ્થાનથી દશ કદમ દૂર એ સોનૈયા ગણવા બેઠો !

સોનૈયા ઓછા ન હતા. બરાબર હતા. સંબલ ત્યાંથી ઉઠયો. હવે શું કરવું ? મદ્યખાના ઉપર એની નજર પડી. એ પીઠામાં ગયો. એણે શરાબનો જામ માગ્યો. કોઇએ એને બેસવાને બેઠક ન આપી. ઉભો ઉભો જ એ જામ ગટગટાવીને બહાર નીકળ્યો.

સંબલ અત્યારે કોઇ ચીજ ઉપર રોષ કરવાની સ્થિતિમાં ન હતો. એની બગલમાં સોનૈયાની થેલી હતી ! થેલીની હૂંફ એને શરીરમાં ને મનમાં કોઇ કળતર ચડવા દેતી નથી. તમારે જે જોઇએ એ વસ્તુ તમે ખરીદી શકો છો. પૈસાની તો અછત ન હતી. 'જહન્નમમાં જાય લાલો અને ચાંચિયા. જહન્નમમાં જાય વીજળી ને કેસર. જહન્નમમાં જાય સારંગપાણી ને ઝામોરીન. બધું બધું જ વેચાતું મળે છે. દારૂ ખોરાક, કપડાં...પછી શી ચિન્તા છે થોડા દોઢ ડાહ્યાના અભિપ્રાયોની ? જીવડા ! લહેર કરી લે ! એ તો થોડો કાળ જશે એટલે ધન કેમ આવ્યું એ લોકો ભૂલી જશે, પણ ધન તો રહેશે. લોકોની યાદશકિત વિચલ છે, ધન નિશ્ચલ છે. જેની પાસે ધન છે એને તો બધું વેચાતું મળી શકે.'

પ્રેમ પણ ?

પ્રેમ ! કલીકટમાં હજાર વેશ્યાઓ હતી !

મોટા શહેરમાં ધન કમાવાનો જ પ્રશ્ન છે, ખર્ચવાનો નહિ. આવકનો એકાદ માર્ગ ખૂલે છે ત્યાં જાવકનાં હજાર બાકોરાં ધનને ગાળવા માંડે છે !

---

# પ્રકરણ ૧૫ મું

## ગોરીલાનું મૃત્યુ



લીકટ શહેરની બહાર એક જબરી તુરંગ હતી. એની કિલ્લા જેવી કાળી દીવાલો અંધકારમાંથી જાણે ધડી હતી. એ જેલની અંદર ચાંચિયાઓને નજરકેદ રાખવામાં આવ્યા હતા. ચાંચિયાઓને શી સજા થવાની હતી એ બધા જાણુતા હતા અને જેલની સામેના ચોગાનમાં ફાંસીઓ ખોડાઇ રહી હતી. ફાંસીઓના બાંધકામના સુતારી અવાજો જેલની ઉંચી દીવાલોને પણ કુદાવીને અંદર સંભળાતા હતા.

'આ અવાજ સાંભળો છો ને?' ગોરીલાએ બીજા ચાંચિયાઓને કહ્યું: 'એ અવાજ આપણા મોતના પડઘમનો છે. ચડવું છે ફાંસીએ, પણ દરિયાલાલના દીકરાઓને ફાંસીએ ચડવાનું છે એ ન ભૂલશો. એવી રીતે ચડવું કે, જાણે લગ્નમાં તોરણે પોંખાવા જતા હોઇએ; મરવું પણ મૃત્યુની બીક વગર. આપણામાંથી જેની છાતી આ ફાંસીને ફુલમાળ વધાવી ના શકે એ પોતાના નામર્દાઇનું બહાર પ્રદર્શન ન કરે. અહીં જીભ કચરીને મરી જાય.'

ગોરીલો ઉભો થયો. એના ચહેરા ઉપર ખૂનની લાલપ આવી. એ વીજળીની સામે આવીને ઉભો: 'હું તને ઉદ્દેશીને કહું છું. અમને અહીં લાવનાર તું છે. અમારી આ દશાનું બીજ તું છો. મરદોને તેં પીગળાવી દીધા છે. લોખંડના માનવીઓને માટીના પૂતળાં બનાવ્યાં છે; અને આજે આખી ચાંચિયા જમાત ફાંસીની છાયા નીચે ઉભી છે એ તારા એકને પાપે.'

વીજળીએ આસપાસ નજર નાંખી ગોરીલાના અભિપ્રાય સાથે બીજા ચાંચિયાઓ પણ મળતા થતા દેખાયા. વીજળી ચૂપ રહી. બોલવાથી હવે શું થવાનું હતું?

'જો આપણે આ જેલમાંથી છૂટીએ, તો છૂટીને સૌથી પહેલું કામ હું તને ફાંસીએ ચડાવવાનું કરૂં. તું અમારા ઉપર મહાશાપ સમી બની છે.'

'અત્યારે તમે શા માટે મને આ સંભળાવો છો?' વીજળીએ પૂછ્યું.

'એટલા માટે કે જીંદગીમાં ફરી કોઇ વાર તને આટલું કહી શકવાનો અવસર અમને મળવાનો નથી. તું આ તમામ અનર્થનું મૂળ છો અને અમે તને ધિક્કારીએ છીએ, કુલહત્યારી લેખીએ છીએ.'

લાલો નીચી મૂંડીએ સાંભળી રહ્યો. વીજળી પણ સાંભળી રહી; ગોરીલાને જવાબ દેવાનું એમને કાંઇ સૂઝયું નહિ.

ગોરીલાનો ઉપાલંભ કયાં સુધી ચાલત એ તો કહેવાય એવું ન હતું, પણ એક વિક્ષેપ આવ્યો.

એક પાલખી આવી, બે દાસી આવી, ચાર દરોગા આવ્યા.

એક દાસીએ કહ્યું: 'વીજળી! તારાં વસ્ત્ર ઉતારી નાંખ. આ પોષાક પહેરી લે!' દાસીએ વીજળીના હાથમાં એક નાનું પોટલું મૂકયું.

'પોષાક પહેરૂં? શા માટે?'

'ઝામોરીનની પાસે તને લઇ જવાનો હુકમ છે.'

'ઝામોરીન પાસે મને? કેમ?'

દાસી હસી! એના વદન ઉપર અતિ જ્ઞાનનો પડદો જાણે ઢળ્યો! 'તારાં ધનભાગ્ય કે ઝામોરીન તને યાદ કરે છે! નહિતર તો કાલે ચાંચિયાઓ સાથે તું પણ ફાંસીએ ચડી જઇશ.'

બીજી દાસીએ સૂર પૂરાવ્યો: 'સમુદ્રરાયનું શાસન જેમ મૃત્યુના પડછાયા ઉભા કરે છે, તેમ મહોબ્બતનો ઉજાસ પણ સર્જે છે. રાજ-કૃપાની ગરમીમાં કોઇ વાર આ ગરીબ બાંદીને યાદ કરજો!'

પહેલી દાસીએ બીજી વાતો ટાળી. મૂળ વાતની ઉતાવળ કરવા માંડી: 'ઝટ કપડાં પહેરી લે!'

એક પણ શબ્દ બોલ્યા સિવાય વીજળી કપડાં લઈને ત્યાંથી દૂર ચાલી ગઈ.

× × × ×

આ વાર્તાલાપ, આ પોષાક, આ પાલખી અને આ ઇજન બીજા ચાંચિયાઓથી ખાનગી રાખવાનું કારણ ન હતું. ચાંચિયાઓમાં વીજળીને ઝામોરીનનો પોષાક ને પાલખી આવેલાં સાંભળીને ગોરીલો વીજળી પાસે ગયો. હાથમાં પોષાક લઈને વીજળી કાઇની નિશ્ચેષ્ટ પ્રતિમા સમી ઉભી હતી.

'વીજળી!' ગોરીલાએ લીસે અવાજે સાદ દીધો.

ઝબકીને જાગી હોય એમ વીજળીએ પૂછ્યું: 'તમે મને બોલાવી? હા. કેમ?'

'તારા એકવારના સાથી તરીકે હું તારી પાસે માંગણી કરવા આવ્યો છું. ચાંચિયાઓના મુખી તરીકે તને હુકમ કરવા આવ્યો છું.'

'શી માગણી છે? શો હુકમ છે?'

'માગણી કે હુકમ જે કહે, જે માને તે એક જ છે. ઝામોરીન જ્યારે તારા ઉપર ખૂશ થાય ત્યારે અમારામાંથી કોઇને માટે જરા સરખીયે રહમ તું માંગતી નહિ.'

'રહમ? શેની રહમ?'

'અમે ચાંચિયાઓ છીએ, સમજી? માથું હાથમાં લઈને ફરનારા છીએ. ખાંપણ અમારા ખડિયામાં છે અને ફાંસીએ ચડતાં અમને રંજ પણ નથી. જમાતની એક સ્ત્રીની જનાકારીની ઓઢણી નીચે અમે મૃત્યુમાંથી બચવા માગતા નથી ને તું અમને બચાવવાની માગણી પણ ન કરીશ.'

વીજળી હસી, એનો અવાજ ગરજ્યો. તે નિર્ણયાત્મક હતો! 'અંતકાળના ઉંબર ઉપર તમે મારૂં આવું અપમાન ના કર્યું હોત તો ન ચાલત?'

'અપમાન?'

'અપમાનસ્તો ! તમે ઘડીભર માનો છો કે, હું ઝામોરીનની પાલખીમાં જઉં ?'

'તું જવાની નથી ?'

'ના.'

'પણ તું ભૂલ કરે છે. તું જા.'

'એમ ?'

'સાચું કહું છું. તું જા ને સુખી થા. ઝામોરીનના રાજમહેલમાં શી કમીના છે ? ભારે મજા છે.'

'વીજળી તો સહુથી પહેલી ફાંસીએ ચડશે !'

'પણ તું સમજતી નથી.'

'મારે સમજવું નથી. કૃપા કરીને મને સમજાવવાની કોઈ કોશિષ ના કરજો.'

'પણ વીજળી......'

ગોરીલો બોલવા જતો હતો એને વીજળીએ હાથની ઇશારતથી રોક્યો: 'ઘડી પહેલાં આટલી નફરત કરનાર માણસ મને સમજાવે છે શા માટે ?'

ગોરીલો એક પણ અક્ષર બોલ્યા સિવાય પાછો ફરી ગયો.

× × × ×

ચાંચિયાઓને ગોરીલાએ કહ્યું: 'આપણે માથે એક કપરી કસોટી આવી ઉભી છે.'

બધા સમજતા હતા કે, ગોરીલો શેની વાત કરે છે. બધાએ કાન સરવા બનાવ્યા. લાલો પોતાની વ્યગ્રતા ને અસહાયતાના આત્મભાનથી ખેડાયેલો ચહેરો ગોરીલા તરફ ફેરવીને એના શબ્દોને આંખ ને કાન વતી પીતો રહ્યો.

'મેં વીજળીને સમજાવી જોઈ. મેં એને કહ્યું કે, તું તારી મેળે સ્વેચ્છાથી ઝામોરીનને ત્યાં જા, પણ એ જવાને તૈયાર નથી.'

એક જુવાન ચાંચિયો કૂદકો મારીને ઉભો થયો: 'તમે એને સમજાવવાની કોશિષ કરી જોઇ? ઝામોરીનને ત્યાં જવાની તમે એને સમજાવટ કરી. અરે વાહરે ગોરીલા! તમારી મકસદ એ જનાકારીમાંથી માફી મેળવવાની હતી! શું મરદાનગીનાં મોતને કલંકિત જીવનથી છેતરવાની મકસદ હતી તમારી?'

'વીજળીને જઇને પૂછો.' ગોરીલાએ કહ્યુ: 'મેં એને સ્પષ્ટ મનાઇ કરી હતી કે, અમારામાંથી કોઇનીયે જીંદગી બચાવવાની તારે જરાયે હિલચાલ કરવાની નથી.'

'તો પછી વીજળીને સમજાવવાની બિલકુલ જરૂરત જ નથી.' જુવાન ચાંચિયાએ અદબ ભીડીને કહ્યું:

'તારા હોઠપર હજી માનું દૂધ ફોરે છે. જાણે છે આપણી શી કસોટી ખડી થઈ છે તે?'

'તમે જ કહો ને.'

'વીજળીને લેવાને પાલખી આવી છે. એ કાંઇ ખાલી હાથે ને ખાલી વેણે પાછી નહિ જાય. આપણે વીજળીને બચાવવાની મહેનત કરવી જોઇશે. બહાર દરિયામાં ભલે આપણે એક બીજાના દુશ્મન હોઇએ. અહીં આપણે તમામ એક છીએ. વીજળીને બળાત્કારે લઇ જાય તો આપણે એને વહાર કરવી જ જોઇએ. બહાર વીજળી તકરારનું બીજ હતી. અહીં આપણા સ્વમાનનું સત્ત્વ છે. ચાંચિયાઓની બહેન દીકરીને ચાંચિયાઓની વચમાંથી જોર જુલમથી ઉપાડી જવાય, એ આપણું કલંક છે, સાત પેઢીની નામોશી છે.'

ગોરીલો થોડી વાર ચૂપ રહ્યો, પછી ફરી બોલ્યો:

'દોસ્તો! આપણે સહુને કાલે કે પરમ દિવસે મરવાનું હતું. પરંતુ આપણે અત્યારે જ મરવાનું આવી પહોંચ્યું છે. વીજળીને બચાવવી એ ચાંચિયાવટની આપણી સાફ સાફ ફરજ છે. ચાલો, આપણે બધા જ એક સામટા જેલ તોડીએ.'

'કેવી રીતે ?' એક ચાંચિયાએ સવાલ કર્યો.

'આપણે બધા જ એક સામટા મળીને જેલના મુખ્ય દરવાજા ઉપર ધસી જઇએ. આપણે એક માત્ર વીજળીને બહાર કાઢવી છે. વીજળીની સાથે વીજળીના બાપને બહાર કાઢવો છે. બાકીના કોઇ બચવાની આશા ન રાખે. દરિયાલાલની શાખે કોઇ બચવાની તરકીબ પણ ન રાખે. આપણે જેલ ઉપર ધસશું એટલે સન્ત્રીઓ આપણા ઉપર હથિયાર ચલાવશે. ભલે ચલાવે. આપણી પાસે હથિયાર નથી. ભલે ના હોય. દરેક માણસ સામો ઘા કર્યા સિવાય પોતાને વાગેલા હથિયારને પકડી રાખે. સંત્રીને રોકી રાખે. જેઓ બહાર નીકળી શકે એઓ બહાર નીકળે ને વીજળીને રક્ષે.'

'ભલે !' એક ચાંચિયાએ ગોરીલાના પ્રસ્તાવને મંજૂર રાખ્યો. ચાંચિયાઓને મન આખી પરિસ્થિતિનો ગોરીલાએ સૂચવેલો ઉકેલ ચાંચિયાગીરીના આચાર પ્રમાણે મુનાસબ હતો.

અને મરવું તો હતું જ ! લોકો તમાસો જોવા એકઠા થાય એમ મરવા કરતાં લોકો ચાંચિયાઓની શેરદિલી જોઈ દાંતમાં આંગળાં નાંખે એમ કાં ન મરવું ?

× × × ×

સન્ત્રીઓ દરવાજે ઉભા હતા. જરા સરખાયે અજુગતા બનાવને એઓ સો જોજન દૂર માનતા હતા અને એકાએક એમના ઉપર દરિયાલાલની જય પુકારતું ચાંચિયાઓનું ટોળું ઉતરી પડયું.

આ હૂમલો નહોતો, આત્મહત્યા હતી ! દંગો ન હતો, હારીકારી હતી ! ચાંચિયાઓ પાસે હથિયાર ન હતાં ને હથિયારની એમને જરૂરત નહોતી સૂઝી. સંત્રીમાં કોઇ કરતાં કોઇ ઉપર હાથ સરખો ઉઠાવવાની એમને સાફ મનાઇ હતી !

સંત્રીઓએ આ નરસમૂહ પોતાના ઉપર વંટોળના વેગથી ધસ્યો આવતો જોયો. એમની પાસે હથિયાર પડિયાર નહોતાં એ પણ જોયું.

સંત્રીઓ દરવાજા બંધ કરે એ પહેલાં ચાંચિયાઓનું ટોળું એમના ઉપર ધસી આવ્યું.

સંત્રીઓએ હથિયારો ચલાવ્યાં; પણ જેને જેને હથિયારો વાગ્યાં એ હથિયારો ઝાલીને બેસી ગયા. એક ઘાએ એક હથિયાર નકામું નીવડે.

ગોરીલો, લાલો ને બીજા બેચાર ચાંચિયાઓએ સંત્રીઓની વચમાંથી માર્ગ કરીને દરવાજા બહાર વીજળીને કાઢી. પછી લાલો બહાર નીકળ્યો. પછી બીજા બેચાર નીકળ્યા. પછી બીજા એક બે નીકળ્યા.

લાલાએ ગોરીલાને કહ્યું: 'તમે પણ નીકળો.'

ગોરીલાએ માથું ધુણાવ્યું: 'નહિ, હું મારા સાથીઓની વચમાં મરીશ.'

એ દરવાજા આડો ઉભો રહ્યો.

ને જ્યારે શેષ ચાંચિયાઓ કપાઇ ગયા ત્યારે ગોરીલાના અંગ ઉપર પચાસેક જેટલા જખમો હતા.

વીજળી, લાલો ને બીજા પાંચ છ ચાંચિયા બહાર નીકળ્યા. પોણોસો જેટલા શેષ તમામ ચાંચિયાઓ જેલના દરવાજા પાસે જ અનંત ઉંઘમાં પોઢયા.

× × × ×

વીજળી, લાલો અને બીજા ચાંચિયાઓ નાઠા અને એમની પાછળ રાજ્યની વહાર પડી. વિચારની વેળા ન હતી. થાક ખાવાનો સમય ન હતો. દુશ્મનાવટ દાખવનારાઓએ બતાવેલી છેલ્લી સર ફરોશ મિત્રવટ ને જાતિવટને એક અર્ધ્ય પણ આપવાનો સમય ન હતો. નાસો! નાસો! હવે તો બસ નાસો!

આગળ અને આગળ એઓ દોડે છે, પાછળ ને પાછળ રાજ્યની વહાર દોડે છે. નાસનારાઓ પગપાળા દોડે છે, પીછો લેનારાઓ કદાવર ઘોડા ઉપર છે, પણ નાસનારા જીવસટોસટના ખેલ ખેલે છે.

શહેરમાં આશરાની સંભાવના ન હતી. બીજાં ગામોમાં થાક ખાવાને પણ જંપવામાં સલામતી ન હતી. એમને તો નાસવાનું જ હતું! નાસીને રહેવું ક્યાં? કોણ જાણે! પરંતુ એમની સલામતી હતી નાસવામાં. એમનું જીવન હતું એમના પગમાં.

આગળ અને આગળ વીજળી અને લાલો દોડે છે. આગળ અને આગળ એના ચાર પાંચ સાથીઓ દોડે છે. કોઇ થોભતું નથી. કોઇ પાછું વાળીને જોતું નથી. કોઇ થાક ખાવા રોકાતું નથી. અને એમની પાછળ વહારના ઘોડાના ડાબલા ગાજે છે.

દિશાનું એમને ભાન ના હતું, સમયનું ભાન ના હતું.

અને એમણે આકાશમાં ફરકતી સફેદ ધજા જોઇ. એમણે એક દેવમંદિરનું શિખર આકાશ ચૂમવા ચડતું જોયું. એમણે મંદિરના દરવાજા જોયા.

અને તેઓ એ દેવના મંદિરમાં પેઠાં.

× × × ×

પાછળ પડેલી વહાર એ મંદિરના દરવાજા પાસે થંભી ગઇ. અંદર જવું? આ તો ગુરૂવાયૂરનું મંદિર! એની હદમાં તો મંદિરનો વિશિષ્ટાધિકાર પ્રવર્તતો હતો. દેવમંદિરની ધજા દેખાય એટલા પ્રદેશમાં કોઇ કરતાં કોઇ રાજસત્તા ન કોઇને પકડી શકે, ન કોઇને હાથ લગાવી શકે. મંદિરની હદમાં આવેલો માણુસ દેવના ખોળામાં બેઠેલો મનાય. ને એને ચમરબંધી મહારાજા પણ દેવના ચરણમાંથી ઝૂટવી ના શકે, આ હતો ગુરૂવાયૂરના મંદિરનો પરાપૂર્વનો વિશિષ્ટ અધિકાર. રાજની વહાર બહાર થંભી ગઇ. વડા પૂજારીને શોધવાને વહારના સિપાઇઓ આમતેમ ભમવા લાગ્યા.

× × × ×

વીજળી અને લાલો એ વિશાળ દેવમંદિરમાં આગળ દોડયાં. દેવમંદિરના નિજ મંદિર સામેના ચોકમાં એક દેવદાસી નૃત્ય કરતી

હતી. નિજ મંદિરની અંદર પૂજારી આરતી ઉતારી રહ્યો હતો. ગંભીર સ્તોત્રના ઘેરા નાદની વચમાં દેવદાસીના દેવસમીપના સંધ્યાનૃત્યના નૂપુર-ઝંકાર મળતા હતા ને મીઠી તીવ્રતા પૂરતા હતા.

'વીજળી!' પુરાણો ભૂતકાળ જાણે સાદ પાડતો હોય એવો અવાજ આવ્યો.

થાક, તરસ ને વેદનાથી મતિભ્રમ સમી બનેલી વીજળી આસપાસ જોઈ રહી. પોતાને અહીં કોણ ઓળખે? કોણ બોલાવે?

'વીજળી!'

વીજળીએ ચમકીને અવાજની દિશામાં જોયું અને એણે નૃત્ય ભૂલીને થંભી રહેલી દેવદાસીને જોઈ, 'અરે આ કોણ?'

'કેસર!'

વીજળી આપત્તિ વેળાએ એકાદ પણ પરિચિત ચહેરાને જોઈને આતુરતાથી દોડીને કેસરને વળગી પડી.

'વીજળી! અહીં તું ક્યાંથી?'

'એ બહુ લાંબી વાત છે બહેન! અત્યારે હું મોટી વિપદમાં છું. મારી પાછળ રાજની વહાર પડી છે. હું પકડાઉં તો મારા બૂરા હાલહવાલ થવાના છે. હું પકડાઉં તો મારા શરીરની, મારા જીવની સલામતી નથી. હું ભાગી છૂટી છું. મારા પોણોસો જેટલા સાથીઓએ મને બચાવવા જાન આપ્યા છે; બચ્યાં માત્ર હું, મારા બાપ ને બીજા ચાર પાંચ જણા. અમે ભાગ્યાં ને પાછળ ઝામોરીનની વહાર પડી છે.'

'યાદ છે બહેન! એક વાર મેં કહ્યું હતું કે, હું તમારી સેવા કરવા માગું છું. તમે મને તુચ્છકારી કાઢી હતી. મારા જેવી માટીની પૂતળી તમને શું મદદગાર થઈ શકવાની હતી? પણ સદ્‌ભાગ્યે મારી તત્પરતાની તમને કસોટી બતાવવાની મને તક મળી. બહેન! તમે અહીં રહો. અહીં કોઈ રાજ કે મહારાજ તમારો વાળ વાંકો નહિ કરી શકે.'

કેસરે વીજળી અને એના સાથીઓને કહ્યું: 'જાઓ, પૂજારી આરતી ઉતારી રહ્યા છે. એમના પગમાં પડો અને મંદિરના નામનું અભય માગો.'

× × × ×

આરતી કરીને પૂજારી બહાર આવ્યા. તે કાળે હજી બ્રાહ્મણત્વની પ્રભા ઓસરી ગઈ નહોતી. એ કાળે બ્રાહ્મણત્ત્વ લક્ષ્મી અને રાજાનું બંદિવાંધ બન્યું નહોતું.

'ગુરૂદેવ !' કેસરે બે હાથ જોડીને કહ્યું.

ગુરૂદેવ દેવદાસી સામે ઉભા રહ્યા. 'કેમ પુત્રી ! મને બોલાવ્યો તેં ?'

'હા, જી !' દેવદાસીએ પ્રણિપાત કર્યાં. 'મેં મારી તમામ કથની આપને કહી હતી ને ?'

'હા. પુત્રી ! અને તને મેં કહ્યું હતું કે, તને કેવળ ભાગ્યે જ દગો દીધો.'

'ચાંચિયાઓની વચમાં જ્યારે હું ફેંકાઈ ત્યારે એક બહેને મારા ધર્મની રક્ષા કરી હતી. એ રક્ષા કાજે એના ઉપર વિપદ્ પણ આવી હતી.'

'હા, તેં કંઈક એવું કહ્યું મને યાદ આવે છે. અત્યારે કેમ એ યાદ કરવું પડયું ?'

'એ બહેન આજે પરેશાન થઈ અહીં આવી છે.'

'અહીં ? શા કાજે ?'

'આશરો મેળવવા.'

'મંદિરના દરવાજા કદિ બંધ નથી. નાતજાત પુણ્ય પાપના ભેદભાવ સિવાય મંદિરમાર્ગ એને આશ્રય આપે છે.'

'પણ દરવાજા બહાર તો રાજની ફોજની એક ટૂકડી ઉભી છે.'

'તો એ દરવાજા બહાર જ ઉભી રહેશે. મંદિરમાં કેવળ દેવની સત્તા સિવાય કોઈ દુન્યવી સત્તા ચાલતી નથી અને તું તો દેવદાસીઓની અધિષ્ઠાત્રી છો ને ?'

'પણ એમની સાથે ચારેક પુરૂષો છે.'

'એ અહીં કયાંથી આવ્યા છે, એ પૂછવાની મારે જરૂર નથી. એઓ મંદિરમાં રહેશે તો એમને પોતાને લાયક કામ મળી રહેશે.'

---

# પ્રકરણ ૧૬ મું

## દ્રોહીનો શિરપાવ



સાંરંગપાણી પાસેથી સંબલ જ્યારે બહાર નીકળ્યો ત્યારે એના દિલમાં દશ હજાર સુવર્ણમાસાની ગરમી હતી. એ પૈસા એના ગજવામાં કુદતા હતા. એના લોહીમાં નાચતા હતા. એના દિલમાં અનેક મનોરથ જગવતા હતા. દશ હજાર માસા! કહો એ શું કરી ના શકે?

ચાલ જીતવા વીજળી પાસે! અરે, જેના ગજવામાં આટલું બધું સુવર્ણ હોય ને હોવા પછી પારકાના ગજવામાં પરિયાણુ કરવા કૂદી રહ્યું હોય એ માણસને જેલના દરવાજા બંધ હોય ખરા? સુવર્ણ ખર્ચતાં પણ વીજળીને ભગવી શકાય એમ હોય, તો ચાલ જીવડા! એ પ્રયોગ કરી લઇએ. એના તરફ લોકોનો મૂંગો તિરસ્કાર હતો, એ વાત કબુતરની પીઠ ઉપરથી જેમ પાણી સરકે એમ એના મગજમાંથી સરકી ગઈ હતી.

સંબલ પૂછતો પૂછતો જેલ તરફ ચાલ્યો.

એ જ્યારે જેલ પાસે જઇને પહોંચ્યો ત્યારે એણે ભારે જબરો કોલાહલ ગાજતો સાંભળ્યો.

જેલના ખૂણા પાસે એ ઉભો રહ્યો. અંદરનો કોલાહલ હવે કો ભારે બંડના કોલાહલ સમો લાગતો હતો. સંબલને મનમાં ફાળ પડી કે, જેલની અંદર કાંઇ જબરૂં ધાંધલ જામી રહ્યું હતું. ધનની થેલીને જોરથી બગલમાં દબાવીને સંબલ ઉભો રહ્યો.

× × × ×

સંબલે એક જોરાવર આંચકાથી જેલના દરવાજા ખૂલતા જોયા. ખૂલેલા દરવાજામાંથી સૌથી પહેલાં તો કોલાહલના ચિત્રવિચિત્ર બેસુરા ધ્વનિઓનો એક હવાઇ ગોળો બહાર નીકળ્યો. ક્ષણભર સંબલના કાન બહેરા બની ગયા.

અને એ હવાઈ ગોળાથી જ ફેંકાયાં હોય એમ પાંચ છ માણસો દરવાજા બહાર દોડી આવ્યાં! સંબલ કાંઇ છુપાયો ન હતો. પરંતુ

સંબલને એમણે જોયો જ ના હોય, એમ એ માણુસો સંબલ પાસેથી જ દોડતા પસાર થઈ ગયા.

અરે આ શું ? લાલો...વીજળી...મુકંદો...જોધો...મેરવો... વીકો...વશલો...ચાંચિયાઓ...એના સાથીઓ...અને વીજળી ?...જેના દ્રોહનું ધન અત્યારે પણુ પોતાની બગલમાં એ દબાવી બેઠો હતો, એ એના દ્રોહના ભોગ બનેલાઓ ! એ ભાગતા હતા ! કયાં ? કોલાહલ શાનો ?

સંબલ જેલના ઉઘાડા દરવાજા પાસે પહોંચ્યો અને એણે જોયું ! પોણોસો ચાંચિયાઓની લાસો દરવાજા સામેના ચોકમાં ગંજગંજમાં પડી હતી. દરેકના મરેલા હાથમાં કોઇ ને કોઇ હથિયાર ઉપર મડાગાંઠ પડી હતી ! દરવાજાના બારણાની સામે આ દીવાલથી પેલી દીવાલ સુધીમાં પચીસ લાસો પડી હતી, લોહીનાં ખાબોચિયાં ભરાયાં હતાં !

ક્ષણ એક—એક ક્ષણુ સંબલ આ દૃશ્ય જોઇ રહ્યો ! બીજી ક્ષણે એ મૂઠ્ઠીઓ વાળીને નાઠો !

એ સમજ્યો કે એક વીજળીને ભગવવાને માટે પોણોસો ચાંચિયા-ઓએ પોતાના જાન ન્યોછાવર કર્યા હતા !

સંબલ પોતે તો નાઠો પરંતુ એ સુવર્ણમાસાની થેલીનો સાથ તો છોડી શકયો નહિ. તેમ એનો આત્મા જેલના દરવાજાથી એક કદમ પણુ દૂર ના ખસ્યો !

આ પોણોસો માણુસોએ મરી જાણ્યું ! એક પોતે ન મરી જાણ્યું !

'જાતિદ્રોહી' ચોપાસથી જાણે ભણુકારા ઉઠયા.

જે જીવ બચાવવા ખાતર એણે પોતાના સાગરીતોનું બલિદાન આપ્યું, એ જીવે આ શું જોયું ? જે પૈસાએ એના હૃદયમાં મમત્વ જગવ્યું હતું, એ પૈસાએ શું જોયું ?

આકાશમાંથી પોતાના ઉપર જાણે મૃત માનવીઓનાં નિષ્પ્રાણુ કલેવરોનો જાણે વરસાદ વરસ્યો !

અને એ હથેલીમાં માથું દબાવીને સંબલ ત્યાં ને ત્યાંજ બેસી ગયો !

× × × ×

ક્યાંય સુધી એ નિર્જન પ્રદેશમાં બે હાથમાં માથું દબાવીને એ બેઠો રહ્યો. ન સમજાય, ન પકડાય એવા ઘોડાઓ એના દિલમાં ઉઠતા હતા! ચાંચિયાઓ પણ ઇજ્જત માટે જાન આપી શકે છે! એમને પણ મોત ડરાવતું નથી! ડર્યો માત્ર એક એ! પોતાના હાથના અંગૂઠા સામે એ જોઇ રહ્યો! નખ ઉતરી ગયો હતો. રૂઝ હજી તો વળતી હતી. સુવર્ણની ધીંગી થેલી સામે એ જોઈ રહ્યો!

પણ એના કાનમાં કોઇ ગજબનાક બનાવના કોલાહલના ઘોર પડઘા ઉઠતા હતા!

રાત પડી—આખરે રાત પડી. આખું મેદાન સિસોટીઓના અવાજથી ગાજી ઉઠયું: સંબલે ચમકીને આસપાસ જોયું! એણે જેલની માથે ગીધોનાં ટોળાં ચક્કર લગાવતાં જોયાં.

ટાઢિયો તાવ આવ્યો હોય, અંગેઅંગમાંથી ધ્રૂજતો સંબલ ત્યાંથી ઉઠયો.

શહેરમાં એના પહોંચ્યા પહેલાં ક્યારનીયે ચાંચિયાઓના બલિદાનની કથા જાણીતી થઇ ચૂકી હતી. ઘણા કેવળ ચીડથી ને ઘણા કેવળ ઉપહાસથી પોતાનો અણગમો જાહેર કરી શકે છે. જ્યારે ઘણા માણસો આંગળી ચીંધે છે ને ઘણા માણસો ઉપહાસ કરે છે ત્યારે જેઓ મૌન ધારે છે એમનું મૌન પણ અર્થવાહી બને છે.

લોકોના તિરસ્કાર વચ્ચે સંબલ આગળ ચાલ્યો. સંબલનો ચહેરો ઉજ્જડ બની ગયો હતો. જેલના દરવાજા ઉપર એણે જે દ્રશ્ય જોયું હતું, એ દ્રશ્યે એની વિચારશકિત મૂઢ બનાવી હતી. એનું મગજ સદંતર બહેરૂં થઇ ગયું હતું. જે મૃત્યુ એણે જોયું હતું, એ મૃત્યુનો સરજનહાર તો પોતે જ હતો. આ એક ખ્યાલ એના મગજમાં જડએ સલાક વસી ગયો હતો. બીજા કોઇ ખ્યાલને તે અંદર પેસવા દેતો ન હતો.

જે દેખાવ પોતે જોયો હતો, એનો મર્મ સમજવા જેટલો વિચાર પણ એ કરી શકતો ન હતો. સારંગપાણીની સીધી અને આડકતરી ધમકીઓથી ડરી જઇને એણે બાતમી આપી ત્યારે જ એને બરાબર

ખ્યાલ હતો કે, એ પોતાના સાથીઓને મોતની સજા કરી રહ્યો છે. એ બધા જ નાશ પામવાના છે એ તો સંબલ સમજતો હતો! એ સમજણ ઉપર એણે તો કેટલીક દલીલો પણ શોધી રાખી હતી. દેશના વેપાર વાણિજ્યની તો સલામતી થઇ હતી. એક સંઘ તરીકે દાબી દેવાથી કલીકટની બંદરગાહ સદંતર નિર્ભય બની હતી. ચાંચિયાઓનો નાશ થતાં સૂની બનેલી જળવાટો ફરીને સફરી જહાજોના સઢોથી દર્શનીય બનશે! સંબને પોતાની જાતની વંચના પૂરી કરી હતી. પોતે જે કામ કર્યું હતું એને માટે ઝામોરીને આપેલો બદલો કાંઇ વધારે પડતો ન હતો! સંબલની નવી નીમેલી આ સેવાવૃત્તિ પોતાના જૂના દોસ્તો ઉપર જલ્લાદની છૂરી સમી પડી છે, એ સંબલ જાણતો હતો!

પરંતુ એણે ગઇ કાલ સુધીના પોતાના સાથીઓમાંના જેલના દરવાજામાં થયેલો હત્યાકાંડ નહોતો કલ્પાયો, સંબલથી ન જીરવાયો, ન પચાવાયો—ન જોવાયો—ન સમજાયો. એના મનમાં કેવળ એક જ વિચાર હતો કે, એવું એણે ધાર્યું નહોતું!

× × × ×

કલીકટમાં એ યુગમાં વાસવદત્તા સર્વસ્વીકૃત સંસ્થા હતી. વેશ્યા સંસ્થાના યુગે યુગે થતાં નામ–પરિવર્તન ઉપરથી કોઇક સમાજશાસ્ત્રી ધારે તો સામયિક સમાજની કલ્પના ખડી કરી શકે છે.

વિષ-કન્યા, પોષિતા બની, પછી વાસવદત્તા બની. કેમકે એ સમયે સુંદરી સાથે શરાબ પણ ભળવા માંડયો હતો! સાગરની લક્ષ્મી સદા ને સર્વદા ને સર્વસ્થળે સુરા ને સુંદરીને પોષનારી જ રહી છે. કલીકટમાં એ કાળે એક હજાર ઉપરાંત વેશ્યાઓ રહેતી હતી ને બાદશાહી વૈભવમાં દિવસો ગાળતી હતી.

આવી એક વેશ્યાને ત્યાં સંબલ ગયો, વેશ્યાએ એનો સત્કાર કર્યો:

'આઇએ! બેઠીએ!' વેશ્યાએ હાથ ઝાલીને સંબલને ગાદી ઉપર બેસાર્યો. પછી પોતે સામે બેઠી. મળેલું ગ્રાહક કાંઇક અસામાન્ય હતું ને એ અસામાન્યતામાં પૂરતી સામાન્યાયે સારી જેવી કમાણીની ગણતરી રાખી.

વેશ્યાએ જળ મંગાવ્યું, પાન બનાવ્યું.

'હજૂર ખાઇએ ને! પીજું બાંદીકો હુકમ ફરમાઇએ.'

'સંબલે પોતાની થેલી ઉઘાડી. એમાંથી મૂઠીમાં આવ્યા એટલા સિક્કા એણે વેશ્યા પાસે ફેંકયા.'

'આ તમારા પાન સોપારીના.'

વેશ્યા તો ખૂબ ખૂબ પ્રસન્ન થઇ. એનું નાજુક શ્યામસુંદર વદન કંઇ કંઇ વાતોના સંકેતમાં ઇસારા કરતું, કો નવોઢાની જેમ જમીન સાથે જડાયું, ને સંબલે એની નાનીશી દાઢી ઉપર પોતાની રૂક્ષ આંગળીઓ ફેરવી. સંવનનો સંબલે આરંભ કર્યો.

વેશ્યાએ મુખ જમીન ઉપર રાખી સંબલ સામે કટાક્ષ કર્યો. 'કદિ આપ જેવા કદરદાન મળે તો પછી ધંધો કરવાની જરૂર જ શા માટે રહે.'

સંબલનું અંગેઅંગ પાણી બનીને જાણે વેશ્યાના ચરણ પખાળી રહ્યું!

સંબલે પૂછ્યું: 'તારૂં નામ શું ?'

'મને બધા રામપ્યારી કહીને બોલાવે છે.' વેશ્યાએ સંબલના ળામાં હાથ નાંખ્યો: 'આપનું નામ ?'

'સંબલ ?'

'સંબલ! તમારૂં નામ સંબલ ?'

'હા.'

સંબલ વધારે લાડ કરવા જતો હતો એને તરછોડીને વેશ્યા એકદમ ઉભી થઇ ગઇ. નર્યો તિરસ્કાર એના વદન ઉપર ચિતરાયો. દરવાજા સામે આંગળી ચીંધીને એણે હુકમ કર્યો: 'જાવ! મારા મકાનમાંથી નીકળી જાવ.'

'નીકળી જાઉં ?' વેશ્યાનું શીઘ્ર પરિવર્તન સંબલને મૂંઝવનારૂં બન્યું. 'મારી પાસે પૂરતા પૈસા છે.'

સંબલે વેશ્યાને પાન સોપારીના આપેલા પૈસા પણ સંબલ ઉપર પાછા ફેંકયા: 'તમારા પૈસા મને ખપે નહિ. હું એને હાથ લગાડું તો મારૂં સત્યાનાશ નીકળે. તમે અહીંથી ચાલ્યા જાઓ.'

'પણ કાંઇ કારણ ?'

'કારણ એ,' વેશ્યા સંબલની સામે જોઇને બોલીઃ એ આંખોમાં અત્યારે કોઇ મદ નહોતો, મસ્તી ન હતી, પરંતુ ઉગ્ર અવહેલના હતી. એ આંખોમાં ચમક નહોતી. લાલપ હતી. 'કારણ એ કે, જાતિદ્રોહીથી હું મારૂં શરીર અભડાવવા નથી માગતી.'

'જાતિદ્રોહી ?'

'હા, જાતિદ્રોહી ! જે કેવળ ધનને ખાતર પોતાના સાથીઓને, પોતાના જાતિ ભાઇઓને જેલમાં મોકલી શકે છે, એ પૈસામાં તો હલાહલ રકતપીતનો રોગ ભર્યો હોય છે. હવે કૃપા કરીને ચાલ્યા જાઓ ! નહિતર તમને ધક્કા મરાવીને કાઢવા પડશે.'

સંબલ એક પણ શબ્દ બોલ્યા સિવાય બહાર નીકળી ગયો. વેશ્યાએ એને જાતિદ્રોહી કહ્યો હતો. વેશ્યાનું મહેણું એને ખંજર જેવું ખૂંચ્યું હતું ! પોતે જાતિદ્રોહી તો ખરોજને ! કેમ નહિ ? પોણોસો જેટલી લાસો એણે જોઈ હતી ! બગલમાં ધન દબાવીને એ ફરતો હતો ! ને હવે અધમમાં અધમ મનાતી વેશ્યા પણ એથી, પોતાથી વધારે અધમ માનીને એનો તિરસ્કાર કરે છે.

સંબલના હૃદયમાં પોતાના સાથીઓનાં મૂર્દા તો હતાં, પરંતુ નિર્ભર્ત્સના વેશ્યાએ આપી. સંબલ નીચી મૂંડીએ બહાર નીકળ્યો.

બહાર નીકળતાં એની પીઠમાં કાંઇ ભારી વસ્તુ વાગી. ક્ષણભર તો એને થયું કે, વેશ્યાએ એને પીઠમાં લાત મારી છે, પરંતુ તરત જ કાંઇક ખણખણાટ પણ થયો. સંબલે નીચે જોયું. એ પૈસાની પોતાની થેલી હતી ! સંબલ એ થેલી ભૂલી જતો હતો. વેશ્યાએ એની પાછળ એ ફેંકી હતી !

× × × ×

સંબલ બહાર નીકળ્યો ત્યારે મધરાત ઝામી હતી. ક્યાંક કશું જાગ્રત નહોતું દેખાતું. રાતનો અંધકાર પણ ઊંઘી ગયો હતો !

નીચું માથું રાખી ધરતી સાથે આંખ જડીને સંબલ ચાલ્યો જતો હતો ! અત્યારે એની બગલમાં થેલી હતી નહિ ! થેલી ક્યાં ભૂલી

ગયો હતો એનો સંબલને ખ્યાલ ન હતો. થેલી જેવું કાંઈ પોતાની પાસે હોવું જોઈએ, એનો પણ સંબલને ખ્યાલ ન હતો.

એના કાનમાં તો અત્યારે મૂંગી મધરાત ગાજતી હતી: 'જાતિ-દ્રોહી!' એણે પોતાની જાતિનો દ્રોહ કર્યો હતો! એ દ્રોહને કારણે આજ એને કયાંય ઉભવા ઠેકાણું ન હતું! જે થકી એણે ઉંચે ચડવાની અભિલાષ રાખી હતી, એ થકી એ ભારે ગહરા કૂપમાં પડયો હતો! એ એટલે નીચે પડયો હતો કે, હવે પૈસા એને કશા અર્થના નહોતા રહ્યા. જીવન કશા ઉપયોગનું રહ્યું ન હતું.

ઓહ! એ જો દરવાજામાં પડેલાઓની સાથ પડયો હોત તો! તો આજે ગોરીલાનું નામ જેમ કલીકટમાં ગુંજી ઉઠયું હતું તેમ પોતાનું નામ એક ફોરમ ફેલાવી જાત! લોકો એમ કહેત: 'સંબલ હતો તો ચાંચિયો પણ મરદ તો ખરો.' લોકો આજે ગોરીલા માટે એમ જ નહોતા બોલતા?

એકાએક એના કાનમાં એક નામ પડયું ને એ ચમકયો. અંધકારમાંથી કયાંકથી અવાજ આવ્યો. અવાજ સાથે એક નામ આવ્યું. 'વીજળી.' વીજળી! હા. એ તો જેલમાંથી નાઠી છે. શું એ ફરીને પકડાઈ ગઈ છે? નથી પકડાઈ? આવી મધરાતે વીજળીનું નામ કોણે લીધું?

સંબલે કાન માંડયા. માનવીઓના આવવાનો એને પગ સંચાર સંભળાયો! એ એકદમ એક દીવાલના ખુણામાં લપાયો. થોડી વાર પચાસેક જેટલા સિપાઈઓ એની પાસેથી પસાર થયા.

'વીજળી નાસી ગઈ એથી ઝામોરીનના ક્રોધની તો હદ જ નથી રહીને?'

'ત્યારે જ તો ભાઈ આપણને મધરાતે ઉઠીને આમ તગડયા છે ને?'

પસાર થતા સિપાઈઓમાંથી કોઈ બે સિપાઈઓમાં થતી આ વાત સંબલને કાને અથડાઈ.

અને સંબલ પણ આ સિપાઈઓની પાછળ પાછળ ચાલી નીકળ્યો!

---

## પ્રકરણ ૧૭ મું

### બ્રહ્મહત્યા



સવારના પહોરમાં ગુરૂવાયૂરનું દેવમંદિર હસતું હસતું ઉઠયું. વૃદ્ધ પૂજારી દેવની આરતિ ઉતારી રહ્યા હતા. દેવદાસી નૃત્ય કરી રહી હતી.

ત્યાં નાયક અંદર આવ્યો. પૂજારીએ આરતિ ઉતારી લીધા પછી કેસરે એ આરતિ સાહી. અન્ય મંદિરજનોએ એ આરતિનાં વંદન લીધાં.

નાયકે પૂજારીને કહ્યું: 'મહારાજ ! મારે આપની સાથે ખાનગીમાં વાત કરવી છે.'

વૃદ્ધ પૂજારી આગળ થયા. નાયક પાછળ ચાલ્યો. જરા દૂર એકાન્તમાં બંને ઉભા રહ્યા.

'કહો.' વૃદ્ધ પૂજારીએ આદેશ આપ્યો.

'મહારાજ ! આપના મંદિરમાં રાજના ચોર ભરાયા છે, તે અમને સોંપો.'

વૃદ્ધ પૂજારી જરા હસ્યો: 'તમે નવા આવ્યા લાગો છો ?'

'કેમ ?'

'આ દેવમંદિરની મર્યાદા તમને ખબર નથી લાગતી.'

'મર્યાદા ? શેની ?'

'અનાદિ કાળથી અમારૂં આ દેવધામ વિશિષ્ટ મરતબો ભોગવી રહ્યું છે.'

'એટલે ?'

'આ દેવધામમાં આવનાર કોઇ કરતાં કોઇ ચોર નથી, કોઇ શાહુકાર નથી. કેવળ પ્રભુનું બાળક છે.'

'હજી આપની વાત મને નથી સમજાતી.'

'આ મંદિરની એક આમન્યા બધાએ કબૂલ રાખી છે. તે એ છે કે આ મંદિરની હદમાં રાજસત્તા, મહાજન સત્તા કે અન્ય કોઇ સત્તા નથી ચાલતી.'

હવે નાયકને પૂજારીની વાત સમજાઇ: 'એટલે આપ રાજના ચોરો અમને નહિ સોંપો એમ જ કે?'

'મેં તમને કહ્યું કે, અહીં આવનાર માણસ કોઇનો ચોર હોઇ શકે જ નહિ.'

નાયકે ભવાં ચડાવ્યાં: 'એટલે કે જે માણસોને અમારે પકડવાં છે એને તમે સોંપશો નહિ, એમ જ ને?'

'મારાથી સોંપાય જ નહીં. મારા દેવ રૂઠે.'

'દેવ તો રૂઠતા રૂઠશે, પણ ઝામોરીન રૂઠશે એનો વિચાર કર્યો છે?'

પૂજારી ચૂપ રહ્યો. નાયકે આગળ ચલાવ્યું:

'મને તો હુકમ છે કે, પાતાળમાંથી પણ પકડીને વીજળી અને એના નાસેડૂ સાગરિતોને કેદ કરો.'

'તમે જઇને કહો કે, પાતાળથીયે વધારે અભેદ્ય સ્થાનમાં તેઓ જઈ ચઢયાં છે.'

નાયકે વૃદ્ધ પૂજારીની છાતી ઉપર આંગળી મૂકીને ભારપૂર્વક કહ્યું: 'મહારાજ–રાજા અને એના ઇશ્કની વચમાં તો ખુદ ઈશ્વર પણ નથી આવતો. વચ્ચે આવવાની કોઈ બેવકૂફી ના કરે.'

'તો હું એવો બેવકૂફ બનવા માગું છું.'

નાયક ચાલ્યો. જતાં જતાં એણે કહ્યું: 'અમારે બળજોરી વાપરવી પડશે. એની જવાબદારી તમારે શીરે. તમારે તમારા સાથીઓ સાથે મંત્રણા કરવી હોય તો હું એક ઘડીની મહેતલ તમને આપું છું. કાં તો અમારા ચોર અમને હવાલે કરો ને કાં તો મંદિરની આમન્યા હોય કે ન હોય, અમે તો બળજોરી પણ વાપરશું.'

પૂજારીએ સ્વસ્થતાથી કહ્યું: 'તમને યોગ્ય લાગે તેમ તમે કરજો. અમને સૂઝશે એ અમે કરશુ.'

'એટલે તમે રાજના ચોર સોંપવા માગતા નથી એ જ કે?'

'રાજના ચોરોને સોંપવાનો કોઇ સવાલ નથી. કેમકે અહીં કોઇ રાજનો ચોર નથી.' પૂજારીએ જવાબ આપ્યો.

નાયકે લડાયક ભભકાથી કહ્યું: 'મને તો મધરાતે ઉંઘમાંથી જગાડીને હુકમ આપવામાં આવ્યો છે કે, ગમે ત્યાંથી પણ તમે વીજળીને પકડીને ઝામોરીન પાસે હાજર કરો. હું રાજનો નોકર છું, તે રાજની આજ્ઞા પાળીશ.'

'હું દેવનો સેવક છું ને દેવની મર્યાદા લોપાવા નહિ દઉં'. પૂજારીએ તબિયત વાળી: 'તમે મારી વાત બરાબર સમજી લ્યો. તમે કાંઇ પણ કરો અને રાજસત્તા ને દેવની પ્રતિષ્ઠા વચ્ચે સંઘર્ષણ ઉભું થાય એના પહેલાં મારી વાત સમજી લેજો. અનાદિ કાળથી અમારૂં આ દેવમંદિર સર્વ લોક પાસેથી એક માનમરતબો ભોગવતું આવ્યું છે. અનાદિ કાળથી લોકસમુદાયે આ મંદિરની આમન્યા માની છે. આ મંદિરની હદની અંદર ચોર, પાપી, લૂંટારા, બહારવટિયા, વિધવા, વેશ્યા, સધવા—જેને જેને રાજસત્તા, સમાજસત્તા કે મહાજન સત્તા કોઇ ને કોઇ સ્થાપિત ધારા ધોરણ કે રૂઢિના ભંગ બદલ દંડવા ચાહતી હોય એને અભય મળે છે. અનાદિ કાળથી રાજ્ય સમજે છે કે, અમારો દંડ મંદિરની હદ ઉપર ખતમ થાય છે. સમાજ સમજે છે કે, અમારો પ્રકોપ આ દેવમંદિરની ફરકતી ધજાની લહરી નીચે થંભી જાય છે. મહાજન સમજે છે કે, અમારો બહિષ્કાર મંદિરના સીમાડા કદિ વટાવી શકતો નહિ. તમે જાઓ. જઇને પૂછો કોઇનેય કે, અમારા આ દેવના ધામની આટલી ઇજ્જત છે કે નહિ? આ ધામ પ્રભુનું છે. એ ધામમાં પ્રભુનાં હરકોઇ બાળકને આદર છે, આશ્રય છે. એ ધામની અંદર કોઇ માણસ કોઇ માણસને પકડી શકશે નહિ, ઘસડી શકશે નહિ.'

'અને હવે મારી વાત સાંભળો.' નાયકે કહ્યું: 'નકામો જૂઠો ઝઘડો કે હઠીલો તંત ન થાય એટલા માટે જ હું સાગર લક્ષ્મીના માલિકનો નાયક તમારા જેવા લોટ માગીને પેટ ભરનાર બ્રાહ્મણ સાથે વાત

કરું છું. જે લોકો મંદિરના જ હોય, એ લોકોને અકારણ કોઈ સતાવે નહિ, એ તમારી વાત સમજી શકાય છે. કેમકે જેઓ મંદિરના બની રહે છે, તેઓ દુનિયાદારી માટે નકામા નીવડે છે, પરંતુ ચોરો, હરામખોરો, ડાકૂઓ, ડફેરો, આડોડિયાઓ જો પોતાના ગુનાહિત કૃત્યોના દંડમાંથી છટકવાને માટે મંદિરનું શરણુ શોધવા માંડે, તો મંદિર દેવધામ રહેવાને બદલે શયતાનનું સ્થાનક બને. રાજ્ય પોતાના દંડનું આવું આવરણ હરગીજ કબૂલ ના રાખે. હું તમને કહી રાખું છું કે, અમારી જોરતલબી મંદિરના કોઈ આમજનને લઈ જવા માટેની નથી. માત્ર જે રાજના ચોરોએ એમાં ઓથ શોધી છે, એમને કબજે લેવાની છે. હજી પણ તમારો નિરધાર કાયમ છે?'

પૂજારીએ અદબ ભીડી: 'મંદિરમાં આશ્રય શોધતો સાક્ષાત્ શયતાન પણ આવે તો પણ એ જ્યાં સુધી મંદિરનું શરણુ ચાહે, ત્યાં સુધી મંદિર એની રક્ષા કરશે.'

'બસ તો હું જઉં છું.' નાયકે કહ્યું: એના અવાજમાં ભારે રોષ હતો: 'મારા માણસો મંદિરની હદ બહાર ઉભા છે. એમને લાવીને હું મારા ચોરોનો કબજો બળજોરીથી લઇશ. મારા માર્ગમાં જે કોઇ જે કાંઇ આવશે, એ પોતાના જોખમે આવશે.'

પૂજારીએ નાયકના ખભા ઉપર હાથ મૂકયો: 'નાયક! તમે તમારી ફરજ તમને સૂઝે તે રીતે બજાવો, એમાં મને રોષ નથી. તમે પણ ના કરશો. હું અને તમે તો આપણા જુદા જુદા માલિક તરફ આપણો જુદો જુદો ધર્મ અદા કરીએ છીએ.'

નાયક ચાલ્યો ગયો. મંદિરમાં પૂજારી એકલો રહ્યો.

× × × ×

પૂજારીએ શંખ ફુંકયો ને મંદિરના સર્વ વાસીઓ પૂજારી પાસે આવ્યા.

'સાંભળો!' પૂજારીએ ઉંચે સાદે કહ્યું: 'મારી વાત સાંભળો! તમે બધા જાણો છો કે આ મંદિરમાં એક જુવાન છોકરી મંદિરનું શરણુ

શોધતી આવી છે. એ છોકરી ઉપર બદદાનતના મેલા પંજા પસારાતા હતા, એમાંથી પોતાના સીત્તેરથીયે વધારે સાથીઓના લોહીની રેલ ઉપર એ અહીં આવી છે ને મંદિરનું શરણ એણે શોધ્યું છે. હવે એ છોકરીને કબજે કરવાને ઝામોરીનના સિપાઇઓ આવ્યા છે. એના નાયકે મને કહ્યું કે, રાજા અને એના ધ્વજની વચમાં આવનાર માણસ બેવફા મનાય છે.'

બધા પૂજારી સામે જોઈ રહ્યા. પૂજારી શ્વાસ લેવા થોભ્યા. એણે આસપાસ એક નજર કરી. બધાના ચહેરા ઉપર એણે આતુરતા જોઈ.

જરા દૂર વીજળી, લાલો અને એના સાથીઓ ઉભા હતા. એમના સહુના વદન ઉપર ભારે મોટી વેદના હતી. એ વેદના એમને પોતાને માટે નહોતી, વીજળી માટે હતી. જે પુરુષો હતા એઓ તો પોતાના પોણોસો જેટલા સાથીઓના લોહીના ઢગ વટાવીને આવ્યા. માનુષી જીવન હવે એમનું રહ્યું ન હતું ને અમને એ ખેવના હતી.

પરંતુ વીજળી! વીજળી જો ઝામોરીનને હાથ પડે તો? અને વીજળી અને ઝામોરીનની વચ્ચે અત્યારે હતો કેવળ આ એક વૃદ્ધ પૂજારી!

પૂજારીએ બધા સામે જોઇને આગળ ચલાવ્યું:

'તમે સહુ લોક હવે આખી વાત સમજો છો. જે માણસ મંદિરની આમન્યાનો ભંગ કરવા માગે છે, એ માણસ આસપાસના મુલકનો રાજા છે. હજાર હાથો એની તાજીમ લ્યે છે. હજાર તલ્વારો એના એક શબ્દે ખેંચાય છે. જે છોકરી મંદિરની પ્રતિષ્ઠાનું શરણુ માગે છે એ છોકરી એક ચાંચિયાની છોકરી છે અને નામીચા ચાંચિયાની છોકરી છે. કહો, એ છોકરીને હું શું જવાબ દઉં?'

પૂજારીએ આસપાસ નજર નાખી. વીજળી નીચું જોઈ ગઈ હતી. બધા વીજળીને જોઈ રહ્યા હતા. પૂજારી આગળ ચાલ્યા:

તમે કહો તો હું એ છોકરીને જવાબ આપું કે: 'બાઈ આ તો દેવનું મંદિર છે. સાંસારિક તાપ સંતાપને અહીં કોઈ જગ્યા નથી. સાંસારિક ભલાઈ બુરાઈ સાથે અમારે કાંઈ લેવાદેવા નથી. અમે તો પરલોકના સાધકો. આ લોક સાથે અમારે કાંઇ સંપર્ક રાખવાનો નથી. ઝામોરીનનો ઇશ્ક તને આશકની હઠીલી મમતથી જો બોલાવી રહ્યો હોય, તો તું બેલાશક જ્યાંથી તું પાછી ફરવાની નથી એવા એના રાજમહેલમાં જા. જે ભાગ્ય તને બોલાવી રહ્યું છે એને તું વધાવી લે. ને વધાવતી જ હો તો સંતપ્ત દિલે નહિ પણ પ્રસન્ન ચિત્ત વધાવી લે. ઝામોરીન તારા ઉપર મહેરબાન થાય એ માટે તારૂં સમુદ્રનું રૂપ એના ચરણમાં રોળી દે. જે વસ્તુ કર્યા સિવાય છૂટકો જ નથી, એ કરવામાં કોઇ પાપ નથી. એટલે ઝામોરીનને માટે ગમે તેમ હો, વ્યભિચારનું પાપ તને નહિ લાગે. પછી ઝામોરીન જ્યારે તારા ઉપર નિગેહબાન થાય એટલે એકાદ નાની મોટી જાગીરનો ટૂકડો તું અમારા દેવમંદિરને અપાવજે અને મંદિરનું તને આશ્રરો ન આપવાનું પાપ તારા પુણ્યથી ધોઇ નાંખજે.'

આ લાંબા પ્રવચનને બધા પ્રયાસે સાંભળી રહ્યાં, પણ એનો જે અંત આવ્યો એથી સહુ ઉકળી ઉઠયા. 'મહારાજ ! અમારી મસ્કરી કાં કરો ?' એક જુવાને ઉકળી જઇને પૂછયું.

પૂજારીએ એ ઉદ્ગાર ન સાંભળ્યા હોય એમ. એણે પોતાનું પ્રવચન આગળ ચલાવ્યું. ગેબમાં લખેલા અક્ષરો જાણે એ ઉકેલતો હોય, એમ મંદિરજનોના ચહેરાઓ જોવાની એને ફુરસદ પણ નહોતી. એ જૈફ માનવીની નજર તો પરોવાઇ હતી કેવળ એની સામે દેખાતી એના દેવાધિદેવની આંખો ઉપર—જે દેવની પૂજામાં એણે જીંદગાની આખી વટાવી હતી. પૂજારીની અનિમેષ આંખો દેવની સ્થિર આંખો સાથે લગાતાર થઇ હતી. પૂજારી જાણે દેવને સવાલ પૂછતા હતા: 'દેવાધિદેવ ! જીવનભર મેં તમારી પૂજા કરી છે. આજ તમારી કસોટી થાય છે !' દેવ જાણે પૂજારીને જવાબ દેતા હતા: 'વૃદ્ધજન ! જીવનભર

તેં મારી પૂજા તો કરી છે; પણ આજ તો તારી પૂજાની કસોટી થઇ રહી છે.' આ મૂક સવાલ જવાબ સિવાય પૂજારીના આંખ કાન અત્યારે બીજે કયાંય ન હતા.

પૂજારીએ મંદિરજનોને ઉદ્દેશીને આગળ ચલાવ્યું: 'અથવા તમે કહો તો આ છોકરીને હું એવો જવાબ દઉં કે, તું કો નામીચા ચાંચિયાની છોકરી હો કે એથીએ કો વધારે પાપીનું સંતાન હો; તને પકડવા આવનાર ઝામોરીન હો કે એથીયે કો મહાન્ સત્તાધીશ હો; પણ તું અમારે આંગણે આવી છો તો અમારી ગાય છો ને ગાયના જેવી પવિત્ર ચીજ બીજી કોઇ બ્રાહ્મણો માટે નથી. જ્યાં સુધી આ દેવમંદિરનો એક પથ્થર સલામત હશે, જ્યાં લગી એક પણ મંદિરવાસીમાં પ્રાણ હશે ત્યાં સુધી તારો વાળ કોઇ વાંકો નહિ કરી શકે.'

મંદિરજનોમાંથી એક જુવાન આગળ આવ્યો:

'મહારાજ! દેવની આમન્યાની રક્ષા, અને નિર્બળની રક્ષા એ જ સાત્ત્વિક બ્રાહ્મણની સાચી ઇજ્જત છે. જુગ જુગથી આ દેવમંદિરની જે મર્યાદા સર્વ કોઇએ સ્વીકારી છે એને ખાતર અને જે જે આપત્તિનો સામનો કરવા એ છોકરીએ આ મંદિરની ઓથ શોધી છે એને ખાતર, ઝામોરીનને બીજો જવાબ હોઇ શકે નહિ.'

'તો આપણે સર્વ બહાર નીકળી જાઓ. એ છોકરીને દેવદાસી-ઓને સોંપી દો. મંદિર બંધ કરી દો. આપણે બહાર નીકળો.'

× × × ×

એક તરફ જ્યારે આ તૈયારી થતી હતી, ત્યારે બીજી બાજુ ઝામોરીનની લશ્કરી એરખને મંદિરની જાગીરના સીમાડા ઉપરથી લાવીને નાયક એને મોખરે મંદિર તરફ કૂચ કરી રહ્યો હતો! એને હુકમ હતો. એ હુકમનો એ અમલ કરતો હતો. એના એ કાર્યની આસપાસ જો કોઇ મહાન્ સિદ્ધાન્ત વિંઝાતો હોય તો એની આ ચિઠ્ઠીના ચાકરને કોઇ ખબર નહોતી.

એ મંદિરની સમીપ આવ્યો. એણે મંદિરનાં તમામ બારણાં બંધ જોયાં. મંદિરના મુખ્ય દરવાજા આગળ એણે મંદિરજનોને ગોઠવાયેલાં જોયાં. એમના હાથમાં કોઇ હથિયારો નહોતાં. એઓ ઉભા હતા—કેવળ ઉભા હતા. હારબંધ.

નાયકે પૂજારીને કહ્યું: 'મહારાજ ! નકામી જીદ ના કરો.'

'મારે તમને મેં આપ્યો એ સિવાય બીજો કોઇ જવાબ આપવાનો નથી.' પૂજારીએ અદબ વાળી કહ્યું.

'તો થઇ જાઓ માટી'. નાયકે ચીડ બતાવી. પોતાના સાથીઓ તરફ જોઇને હુકમ આપ્યો: 'આ બામણાઓને મારીને દૂર હટાઓ. દરવાજા તોડી નાંખો.'

પૂજારીએ મંદિરજનોને કહ્યું: 'બ્રાહ્મણ જાન આપે, જાન લે નહિ. કોઇ સામો ઘાવ ના કરે. પડતા ઘાથી ના ડરે.'

નાયકે પોતાના ઘોડેસ્વારોને હુકમ આપ્યો: એ હુકમને બજાવવાને ઘોડેસ્વારોએ પોતાના ઘોડાઓ પૂજારી અને એના મંદિરજનો સામે દોડાવ્યાં. સો કદમ—પચાસ કદમ—પચીસ કદમ—દશ કદમ—મંદિર જનોમાંથી કોઇ હઠયું નહિ—પાંચ કદમ—બે કદમ—.

પૂજારીએ બુલંદ રાગે એક સ્તોત્ર ઉપાડયું. મંદિરજનોએ એ ઉપાડી લીધું. અચાનક નીકળેલા આ એક રાગી મહાસ્વરથી ઘોડાઓ ચમકયા—ખમચ્યા—પાછલા પગે ઉભા થઇ ગયા.

નાયકે પોતાના ઘોડેસ્વારોને ચમકતા જોયા. સર્વ સારાસારનો વિવેક ભૂલાવનારૂં ઝનૂન એની આંખમાં આવ્યું. એણે પોતાનો ભાલો ઉગામ્યો—ભાલાનો ઘા કર્યો. ભાલો પૂજારીની છાતીમાં ખૂંચી ગયો. અંદરથી ધગધગતું લોહી બહાર નીકળ્યું.

'ખબરદાર !' પૂજારીએ ભાલાને બે હાથે પકડી લેતાં બૂમ પાડી: 'કોઇ ડગશો નહિ—કોઇ સામો ઘા કરશો નહિ……' પૂજારી નીચે પડયો.

એના દેહ અને એના ભગવાન્ વચ્ચે જાણે એક સ્થંભ રચતો હોય એમ એના બે હાથે પકડેલો ભાલો એની છાતીમાંથી બહાર નીકળીને સ્થિર રહ્યો. નિશ્ચેષ્ટ મૂર્દાએ મડાંગાંઠથી પકડેલી નિશ્ચેષ્ટ વસ્તુમાં જાણે જીવતાં તહોમતનામાનો વાસ વસી રહ્યો.

પૂજારી ભાલાથી વિંધાઇને એક પણ ચીસ પાડયા સિવાય અંતકાળ સુધી એના ભગવાનને ભજતો પડયો, પરંતુ કોઇ મંદિરજન એક કદમ પણ પાછું ના હઠયું. ઘોડાઓનાં મોઢાંઓ છેક એમની છાતીમાં અથડાયાં ત્યાં સુધી કોઇએ ડગ ન ચૂકયો.

ઘોડાઓના હૂમલાનો આ જાતનો નિર્ભીક સામનો કોઇએ કર્યો, ઘોડેસ્વારોએ જાણ્યો ન હતો. જેઓના ઉપર હૂમલો થાય તેઓ પણ સામો હૂમલો કરે, સામા હથિયારો વાપરે ને એમ ખૂનરેજી ચાલે એ વાત ઘોડેસ્વારો સમજતા હતા, નિત્યના ક્રમની માનતા હતા. હથિયાર ન હોય એ લોકો સામનો કરવાને બિલકુલ ઉભા ન રહે ને ભાગી જાય, એ વાત પણ ઘોડેસ્વારો સમજતા હતા. પરંતુ એમને આ નવી વાત ન સમજાઇ. કઇ તાકાત ઉપર મુસ્તાક રહીને આ લોકો લશ્કરી ફોજનો સામનો કરતા હશે ?

ઘોડાઓ ચમકી ગયા. ઘોડેસ્વારોએ પૂજારીનું મૂર્દું જોયું. મંદિરજનોની નિશ્ચલતા જોઇ. એમની આંખમાં એમણે જાણે બીજી જ દુનિયા જોઇ. કોઇ અદૃષ્ટપૂર્વ તાકાતનું વર્ચસ્વ કબૂલ કરતા હોય, એમ ઘોડેસ્વારોએ પોતાના ઘોડા પાછા વાળી લીધા.

થોડી વારમાં બ્રહ્મત્વના વિજયના એકમાત્ર ચિન્હ રૂપે ભાલાથી પરોવાયેલું પૂજારીનું શબ માત્ર ત્યાં રહ્યું. શેષ માત્ર એક જ. આ ભાવથી પોતપોતાની તાકાતનાં નવાં માપ લઇને સર્વે પાછા ફરી ગયા હતા.

× × × ×

સંબલ ઘોડેસ્વારોની પાછળ દૂર ઉભો હતો. જાણે એક નાટક એ જોતો હોય એમ એ આ આખોયે પ્રસંગ નીરખી રહ્યો. એ સ્તબ્ધ થઇને

ઉભો રહ્યો. મેદાન આખું ખાલી થયું તોય એ ઉભો રહ્યો. કેવળ એક મૃદું ભાલાની આંખે આસ્માનને નીરખી રહ્યું, તોય એ ઉભો રહ્યો.

અને એણે મંદિરના દરવાજા ઉઘડતા જોયા. દરવાજામાંથી વીજળી બહાર નીકળી. બીજાઓ હતા, પણ એ પુરૂષો હતા, સ્ત્રીઓ હતી કે કોણ હતું એ જોવાને સંબલને આંખો ન હતી. એની આંખ અત્યારે વીજળીમાં સમાઇ હતી. વીજળી એની આંખમાં સમાઇ હતી.

વીજળી આવીને પૂજારીના શબ પાસે બેસી ગઇ. પૂજારીના મૃત-દેહને પ્રણિપાત કરીને એ ધીમે સાદે બોલી: 'મારે ખાતર મહારાજ! આપે આપના દેવની પૂજા અધૂરી મૂકી, જીંદગી આપી. હું હવે શેષ સમસ્ત જીંદગી એ પૂજા નિભાવવામાં ગાળીશ. મહારાજ! આપે મરી જાણ્યું, ને હુંય જીવી જાણીશ. આપના શબ ઉપર હું આ પ્રતિજ્ઞા લઉં છું.'

સંબલ દોડયો. આશાને પકડવાને માણુસ દોડે એમ એ દોડયો. ઘવાયેલું હરણું જેમ નદીના જલ તરફ દોડે એમ દોડયો. એના રોમ-રોમમાં મહા અનલ પ્રજળી રહ્યો હતો. એનું દિલ શાતા માગતું હતું. ઉગ્રતાપ નીચે એકલી હોડીમાં દિવસોના દિવસ સુધી પ્રવાસ ખેડનાર મુસાફર જેમ મીઠા પાણીને જંખે એમ એના દેહનો અણુએ અણુ વીજળીનો પોકાર કરી ઉઠયો.

એ દોડયો—ઠોકરો ખાતો, ચક્કરો ખાતો, વીજળીના નામનો સાદ પાડતો. સકળ બ્રહ્માંડમાં અત્યારે વીજળ સવાય કાંઇ નહોતું. પોતાના તમામ સાથીઓ પોતાના ક્રોધથી નાશ પામ્યા. વીજળી એક માત્ર બચી—એક અપરિચિત પવિત્ર માનવીની વફાદારીથી!

વીજળીએ સંબલને આવતો જોયો ને એના દિલમાં મહાન્ નફરત જાગી. અત્યાર સુધીની આશંકાઓ ભર્યા, વ્યગ્રતાઓ અને વ્યથાઓ તમામ એક મહાન્ ક્રોધ અને મહાન્ તિરસ્કારમાં ફેરવાઇ.

'કોને, મને બોલાવો છો ?' વીજળીએ ધીમે અવાજે પૂછ્યું: તાયફો ઘેરાતો હોય ત્યારે દરિયામાં જેવો ધીમો તીખો સાદ જાગે છે એવો સાદ વીજળીના અવાજમાં હતો.

'વીજળી ! વીજળી !'

'દ્રોહી ! ગોત્રહત્યારા !' વીજળીએ સૂસવાતે અવાજે કહ્યું: 'મારી સાથે વાત શા માટે કરે છે ? તારા દ્રોહના ભોગ બનેલા તારા પોણોસો જેટલા સાથીઓ તુરંગના દરવાજામાં સૂતા છે એમને જઈને સાદ પાડ. તારા દ્રોહના સાક્ષી એવા આ પૂજારી મહારાજને સાદ પાડ. મને શું બોલાવે છે ?'

'વીજળી ! વીજળી !'

'ખબરદાર ! જે મુખેથી તેં તારા દોસ્તોને દેહાંતદંડ અપાવ્યો, એ મુખેથી તું મારું નામ કદિ ના લઈશ.'

અને વીજળી ત્યાંથી સડસડાટ ચાલી ગઈ.

સંબલ બહાવરા જેવો ત્યાં ઊભો થઈ ગયો. વહાલાંઓ ને વેરીઓ, દોસ્તો ને અન્ય ભાઈઓ તમામ એનો ફિટકાર કરતાં હતાં ! વીજળી ! વીજળીએ એનો ફિટકાર કરતી હતી !

સંબલના મગજમાંથી ને દિલમાંથી, રોમરોમમાંથી કાળી વેદના પ્રજળી ઊઠી. ન સમજાય એવી પ્રચંડ આંધિ એના હૈયામાં ધૂંધવાઈ.

'ઓહ ! ઓહ ! હું પાજી છું. હું પામર છું. ઓહ !'

અને સંબલ પૂજારીના શબની ઉપર માથું નાંખીને ધ્રૂસકે ધ્રૂસકે રોવા માંડયો.

અને ત્યારે જ પૂજારીના હાથની મડાંગાંઠ આપમેળે શિથિલ બનીને એ હાથોમાં પકડાયેલો ભાલો નીચે પડયો.

---

વાસ્કો ડા ગામા




ઝામોરીને જોયો × × × એક કાળો ફીરંગી × × × ખૂનની પ્યાસ એની કરડી અને કાળી આંખમાં હતી × × × એની દાઢી એને કો દરિયાના ચાંચીઆ જેવી બનાવતી હતી. [પૃષ્ઠ ૧૬૨

ઝામોરીન અને વાસ્કો ડા ગામા



દરબારગઢના વિશાળ દિવાનખાનામાં વાસ્કો ડા ગામા અને
ઝામોરીનને પ્રથમ મુલાકાત થઇ [પૃષ્ઠ ૧૬૨]

## પ્રકરણ ૧૮

## વારકો ડા ગામા કલીકટમાં



આમોરીનની બૂરી વાસના, વીજળીને એણે આપેલું ઇજન, ચાંચિયાઓનો વીજળીની રક્ષા અર્થેનો ત્યાગ, વીજળીની નાસભાગ, ગુરૂવાયૂરના મંદિરની આમન્યાનો ઝામોરીનના સિપાહીઓએ કરેલો ભંગ અને એમાંથી થયેલી બ્રહ્મહત્યા કલીકટમાં મહાક્ષોભ પેદા કરનારાં નીવડયાં. વ્યાપારપ્રિય પ્રજાજનોએ આવો વંટોળ કદિ જોયો ન હતો—કલ્પ્યોયે ન હતો. ચોરે ચૌટે બસ એકની એક જ વાત. એ વાતમાં ખુરાઇ તો અનેક સ્થળે હતી, પરંતુ મહાન્ અનર્થ તો બ્રહ્મહત્યાનો હતો! રાજ્યને માથે બ્રહ્મહત્યા ચડી હતી! ઘણા એમ માનતા થયા કે, પ્રજાજનોના હાથમાંથી પ્રકોપ બતાવવાની સત્તા ચાલી ગઇ છે અને દૈવના હાથમાં જઇ પડી છે. બ્રહ્મહત્યા? નક્કી આ પાપ એવું હતું કે, જેનો દંડ તો કેવળ એક ઇશ્વિર જ આપી શકે. પ્રજાજનોના હાથમાં એ તાકાત આવી શકે નહિ. પ્રજાજનોના પ્રકોપમાં ઇશ્વિરી દંડની નિર્વિકાર ઉગ્રતા પણ સંભવી શકે નહિ. સર્વ કોઇને એટલું થયું કે, ભયાનક અનર્થ થયો છે! પૂજારીની સ્મશાન યાત્રામાં પ્રજાજનોની જે જબ્બર સંખ્યાએ ભાગ લીધો, એ જોઇને ઝામોરીનને પોતાને પણ પાછલી બુદ્ધિના અનેક વિચારો આવ્યા, ખૂબ પસ્તાવો થયો! લોકોને એક મહાન્ આધિભૌતિક આપત્તિનો ભય લાગ્યો.

અને લોકોના એ ભયને જાણે ઇશ્વિર પણ મૂર્ત કરવા માગતો હોય, એમ કલીકટના બંદરમાં વારકો ડા ગામા આવીને ઉતર્યો.

× × × ×

ફીરંગીઓની સંખ્યા તો ઘણી થોડી હતી; પણ એમની એક વિશિષ્ટ અજાયબી હતી! એમની પાસે ચકમકની બંદૂકો હતી! કલીકટના લોકોએ તોપો જોઇ હતી. બંદૂકો પહેલ વહેલી જ વાર જોઇ.

ફીરંગીની બંદૂકોની કરામત એવી હતી કે, લાંબી નળીમાં દારૂ ભરાય, નાની મોટી ગોળીઓ ભરાય, ચકમક સાથે ઘસતો ઘોડો પડે, એ ઘસારામાંથી તણખા ઉડે, એક તણખો કાન ઉપરના દારૂને પકડે. પાછળથી હિંદભરમાં જે બંદૂકો 'પેથાપૂરી' ને 'જામનગરી'ના નામથી મશહૂર બની. એ બંદૂકો સૌથી પહેલાં હિંદમાં ફીરંગી ખલાસીઓના ખભા ઉપર આવી. વાસ્કો ડા ગામા અને એના સાથીઓ આ બંદૂકો ખભે ચડાવીને ગામમાં નીકળ્યા ત્યારે મહાન્ કૌતુકનો વિષય બની રહ્યા.

આ લોકો કોણ હતા? ક્યાંથી આવ્યા હતા?

વાસ્કો ડા ગામા વહાણ ઉપરથી ઉતરીને સીધો કલીકટના રાજા ઝામોરીન પાસે ગયો.

દરબારગઢના વિશાળ દીવાનખાનામાં વાસ્કો ડા ગામા અને ઝામોરીનને પ્રથમ મુલાકાત થઇ.

ઝામોરીને જોયો એક સશક્ત ને ઉંચો, કાળો ફીરંગી-જાત લોભી સાહસિક માનવીની આંખમાં ચળકે છે એવી ખૂનની પ્યાસ એની કરડી ને કાળી આંખમાં હતી. એની નાની શી દાઢી એને કો દરિયાના ચાંચિયા જેવો બતાવતી હતી. એનો ચહેરો ઘણો કઠોર અને નઠોર હતો. પોતાના સ્વાર્થના રાહમાં એ માણસ કોઇ ભાવનાના સવાલ કે જાતિના અંતરાય સાંખી લ્યે એવો ન હતો. ઝામોરીન ત્યારે જાણતો ન હતોઃ દુનિયાને સાડા ત્રણસો વર્ષ સુધી સતાવનાર એક રાક્ષસી પ્રથાના આદ્ય મંત્રદ્રોહીને એ જોઇ રહ્યો હતો. ઝામોરીન જાણતો ન હતો કે, એક ખંડની આખી પ્રજા ઉપર જે મહાશાપ સાડા ત્રણસો વર્ષ સુધી ઝઝૂમવાનો હતો એના આદ્ય નિર્માતાને એ જોઇ રહ્યો છે! અત્યાર સુધી ગુલામી કેવળ યુદ્ધમાં જ પર્યાપ્ત થતી હતી ને પરાજિત સૈનિકો ઉપર જ એ જોખમ હતું, પરંતુ ગુલામીને લડાયક ક્ષેત્રમાંથી ઉઠાવીને વેપારી ક્ષેત્રમાં જકડનાર માણસ તો વાસ્કો ડા ગામા જ હતો!

અને વાસ્કો ડા ગામાએ જોયો-એક તેજોહીન રાજાને. સાગરની લક્ષ્મી જેના પગમાં નિશદિન આળોટતી હતી એ રાજા, વાસ્કો ડા ગામાએ

સાંભળેલા અહેવાલ ઉપરથી એ રાજા માટે જે કલ્પનાઓ કરી હતી, એની આગળ સદંતર વામણો દેખાતો હતો!

વાસ્કો ડા ગામાએ એક ખરીતો કાઢીને ઝામોરીનના હાથમાં મૂકયો: 'અમારા રાજા સાહેબ તરફથી આપ નામદારને આ મૈત્રી ને શુભેચ્છાનો સંદેશ આપને સુપ્રત કરું છું.'

ઝામોરીને ખરીતો હાથમાં લીધો અને પૂછયું: 'તમે કયા દેશમાંથી આવો છો?'

'અમે પોર્ટુગલ દેશના વાસીઓ છીએ. અને અમારા રાજાનો આપના ઉપરનો મિજાજ પૂછીનો ખરીતો લાવ્યા છીએ.'

'અહેસાન થયો. તમે બેસો.'

ઝામોરીને રજા આપી. ફીરંગી કમાન નીચે બેઠો.

'તમારું વતન અહીંથી કેટલે દૂર થાય?' ઝામોરીને સવાલ પૂછયો.

'નવ દશ માસનો રસ્તો છે, નામવર.'

'ઓ હો! બહુ દૂર! તમને માર્ગ કેવી રીતે મળ્યો?'

'નામવર! માર્ગ તો અમે આજ દશ વર્ષથી શોધતા હતા. એમાં આ વખતે અમને એક હિન્દી ખલાસી મળી ગયો. એ અમને અહીં દોરી લાવ્યો.'

'દશ વર્ષથી શોધતા હતા?'

'જી, હા. અમારો વિચાર આ દેશ સાથે વેપાર કરવાનો છે.'

'દેશ દેશાવરના હરકોઇ વેપારી માટે અમારું બંદર સદા ઉઘાડું છે.'

વાસ્કો ડા ગામાએ નમન કર્યું.

'તમે અમારા મહેમાન બનીને રહો.' ઝામોરીને ઇજન આપ્યું.

'નામવરની આજ્ઞા.'

આ આખી વાતમાં દુભાષિયા તરીકે કાનજી માલમ હતો.

ઝામોરીન અને વાસ્કો ડા ગામાની આ પહેલી મુલાકાત હતી! ઝામોરીન પોતે એટલો તો વ્યગ્ર હતો કે, એ સામાન્ય શિષ્ટાચાર સિવાય વિશેષ કાંઇ વાતો કરી શકયો નહિ. ઝામોરીન અને વાસ્કો ડા ગામા છૂટા પડયા—બન્ને એક બીજા માટે નિર્ણયાત્મક છાપ લઇને. વાસ્કો ડા ગામાને ઝામોરીન નિર્બળ લાગ્યો. ઝામોરીનને વાસ્કોડા ગામા નિરૂપદ્રવી લાગ્યો.

× × × ×

આખો દિવસ ફીરંગીઓ શહેરમાં ફર્યા, બંદરમાં ફર્યા, વેપારી બજારોમાં ભમ્યા. જોવા લાયક સ્થળોમાં ઘૂમ્યા. ઝામોરીને એને નિરૂપદ્રવી માનીને ભોમિયાઓ આપ્યા. શહેરના લોકોએ એમને પરદેશી જાણીને સગવડો આપી.

પરંતુ એમને ખ્યાલ ન હતો કે, આશરો આપનાર અને મહેમાનગતિ કરનાર ભોળા આફ્રિકાવાસી લોકોને મધરાતે અચાનક છાપા મારીને પકડીને ગુલામો તરીકે વેચવાનો ધંધો વાસ્કો ડા ગામા આજ પાંચ વર્ષથી કરતો હતો!

વાસ્કો ડા ગામાની મહત્ત્વાકાંક્ષા રાક્ષસી ન હોતી! પરંતુ પોતાની મહત્ત્વાકાંક્ષા પોષવા માટે એ રાક્ષસ બન્યો હતો! અણખેડયા દરિયા ખેડવા, અણુલગ દરિયા કેડીઓ શોધવી, એ એની મહત્ત્વાકાંક્ષા હતી. એ મહત્ત્વાકાંક્ષાની પોતાની પાછળ કશો સ્વાર્થ ન હતો. કેવળ સાગરનો સાદ ને સાહસિકતા સિવાય બીજું કાંઇ ના હતું. ધર્મઘેલા એ કાળમાં એનામાં ધર્મઘેલછા ન હતી. વ્યાપારપ્રિય એ જમાનામાં એને માલદાર થવાની મુરાદ પણ ન હતી. એને તો કેવળ દરિયા ઉપર સ્વચ્છ મહાલવું હતું! પણ એની આ મહેચ્છા પૂરી કરવા જેટલો એ જાતે સાધન સંપન્ન નહતો. તેમ એને પોતાના રાજ્યની મદદ મળી નહિ. એટલે એના ખર્ચની જોગવાઇ માટે આ ફીરંગી દરિયાસારંગે એક નૂસખો શોધી કાઢયો ને પછી તો સેંકડો વર્ષ સુધી એનો

નૂસખો અભિશાપ સમ બની રહ્યો. આફ્રિકાના વાસીઓને જીવતા પકડીને ગુલામો તરીકે વેચીને એ આવકમાંથી પોતાનો સાગરશોખ એ પૂરો કરતો. રાક્ષસી ઉપાયો મારફત એ સંસ્કૃતિની દરિયાવાટ શોધતો હતો ! આ વિચિત્ર પુરૂષ તવારીખની કિતાબમાં જગતભરમાં સર્વથી પ્રથમ ગુલામ–વેપારી તરીકે ઉલ્લેખાયો છે, ને તે વાજબી રીતે ઉલ્લેખાયો છે.

કલીકટના લોકોએ વાસ્કો ડા ગામાની આ નામચીની સાંભળી હોત અથવા તો તે રીતે ફીરંગી ખલાસીઓ વચ્ચેની ગોઠડી સાંભળી હોત તો કદાચ હિંદની તવારીખ જુદો જ ચીલો પકડત. પણ ઝામોરીન તેમ જ કલીકટના પ્રજાજનો એક એવા આંતરિક પ્રકરણના આઘાત પ્રત્યાઘાતમાં તેજ વિહોણા બન્યા હતા કે, એમાંથી કોઇનેય આ પરદેશી મુસાફરની પાછળ જરાયે ધ્યાન આપવાનો અવસર ના મળ્યો.

× × × ×

ખલાસીઓ બેઠા હતા. વચમાં વાસ્કો ડા ગામા બેઠો હતો અને અંદર અંદર વાત કરતા હતા.

'તમે લોકો તો કહેતા હતા', વાસ્કો ડા ગામાએ કહ્યું: 'કે હિન્દુસ્તાન જેવો દેશ તરંગી માણસોની કલ્પના સિવાય બીજે કયાંય નથી. હવે તો તમને ખાતરી થઇને ?'

'ખાતરી થઇ તોય શું ?' એક ખલાસીએ ટીકા કરી.

'એટલે ?' ગામાએ સામો સવાલ પૂછયો.

'આફ્રિકામાંથી તો છેવટ ગુલામો પણ મળતા અને અહીં એમ થોડા મળવાના છે ?' બીજા ખલાસીએ ખુલાસો કર્યો.

'કેમ આપણે એક નવો દેશ શોધી કાઢયો ને ? આપણા દેશના વેપાર રોજગાર એટલા વધશે ને ?'

'પણ એમાં આપણને શું હાંસલ ? આ દેશ અતિ સમૃદ્ધ છે પણ......' ત્રીજા ખલાસીએ પોતાનો બળાપો જાહેર કર્યો.

'મને તો લાગે છે કે, અહીંના ભિખારડાઓ સોનાના વાટકામાં માગવા નીકળતા હશે'. ચોથા ખલાસીએ ટકોર કરી.

'જ્યાં જુઓ ત્યાં સોનું. નાનાં નાનાં બાળકો પણ હાથ ડોકમાં સોનું જ પહેરે છે. આપણા વતનમાં રાજા ને અમીરો પણ તેટલું રૂપુયેં નથી વાપરી શકતા ને અહીં તો સોનાની રેલછેલ ઉભરાય છે.'

'અહીંના લોકો બંદૂકોથી બહુ ડરે છે.' એક ખલાસીએ વચમાં નવા પ્રકારની ભાવનાને વાચા આપી.

'આ દેશ જેટલો સમૃદ્ધ છે એટલા જ એના લોકો ભોળા છે ભોળા.' એ ભાવનાને પુષ્ટ કરતી બીજી ભાવનાને બીજા ખલાસીએ કહ્યું.

થોડી વાર સુધી બધા ચૂપ રહ્યા. કેવળ આંખોથી વાતો કરી રહ્યા. આખરે એક ખલાસીએ વાત શરૂ કરી:

'આપણે આપણા કમાનની સાથે ઘણું મોટું જોખમ વહોરીને આવ્યા, ને હવે એ શું ખાલી હાથે જવા દેશે આપણને?'

આ બધી વાત દરમિયાન વારકો ડા ગામા ચૂપ હતો. એ હવે બોલ્યો:

'આપણે સાઠ બંદૂકો છીએ. એ બહુ મોટી વાત નથી. પણ આ દેશના લોકો બંદૂકોથી ખૂબ ડરે છે, એ મોટી વાત છે. તમે લોકોએ જે ધીરજથી મારો સાથ પૂર્યો છે, એ ધીરજ પણ ખાસ વળતર માગી લ્યે એવી છે. કલીકટ શહેર તમારૂં છે. એની દોલત તમારી છે–પણ એક દિવસને માટે. આપણી વાત ઉપર રાત જામવી નહિ જોઈએ.'

---

## પ્રકરણ ૧૯
### કલીકટની લૂંટ



જે ન માની શકાય એવી એ વાત છે. સાઠ ફીરંગીઓએ કલીકટનાં ભર્યા શહેરમાં વહેલી સવારથી લૂંટ ચલાવી—ને નિરંતરાય ચલાવી.

સૌથી પહેલાં તો એમણે ઝામોરીનનો રાજ-મહેલ લૂંટયો. જે કોઇ સામે થયા એમને ફૂંકી દીધા. એથી ફીરંગી-ઓનો ને ફીરંગીઓ કરતાં એમની બંદૂકોનો ત્રાસ સારા શહેરમાં છવાયો.

આખી લૂંટ દરમિયાન ઝામોરીન ફીરંગીનો કેદી હતો. વાસ્કો ડા ગામાએ ધમકી આપી હતી કે: 'મારા એક પણ માણસને ઇજા થશે તો હું ઝામોરીનને ફૂંકી દઇશ.'

બજાર એમણે લૂંટી. લૂંટના માલથી વહાણો ફાટફાટ થઇ રહ્યાં. જેમ જેમ નવી લૂંટનો મોંઘો માલ આવતો જાય, એમ એમ જૂની લૂંટનો માલ દરિયામાં ફેંકાતો જાય.

બજાર પછી ગામનાં મંદિરોનો વારો આવ્યો.

મંદિરો પછી ઘરોનો વારો આવ્યો.

ફીરંગીઓએ કંઇક પુરૂષોને ફેંકી દીધા, કંઇક સ્ત્રીની ઇજ્જત લીધી, કંઇક બાળકોને છૂંદી નાંખ્યાં.

ક્યાંક આગ લાગી.

આખા ગામમાં કાળો કકળાટ છાઇ રહ્યો.

× × × ×

કાનજી માલમ પોતાના વહાણમાં નિરાંતે ઉંઘતો હતો. માડાગા-સ્કરથી કલીકટ સુધીની દરિયાવાટના ફીરંગીના એ ભોમિયાને ફીરંગી-ઓએ કલીકટને લૂંટવાના કરેલા ઇરાદાની ખબર ન હતી. ગામમાં સતત ઉઠતા કોલાહલથી એ ચમકીને જાગી ઉઠયો. નક્કી કાંઇ ને કાંઇ ધાંધલ થઈ રહ્યું છે ખરૂં. વસ્ત્ર પહેરીને કાનજી જોવા નીકળ્યો.

રસ્તામાં એણે નાસભાગ કરતાં નરનાર જોયાં. એણે ફીરંગીઓને લૂંટ ચલાવતા જોયા. ચાંચિયાની સહાનુભૂતિ શહેર કરતાં દરિયાના ભેરૂ તરફ સાહજિક ઢળી.

લોકોના ત્રાસ ઉપર હસતો ઉપહાસ કરતો એ આગળ વધ્યો.

'આણે જ આ પાપ અહીં આણ્યું.' કાનજીને પસાર થતો જોઇને કોઈ નગરજને ટીકા કરી: 'એ પાછા જતા હતા તેમાં આના બાપનો ગરાસ જતો હતો તે રસ્તો બતાવવા આવ્યો.'

'દેશદ્રોહી'. ચોપાસથી ચીસ ઉઠી.

'આજે જે ખૂનો થયાં છે એનું પાપ એને માથે, અને જે મંદિરો ભ્રષ્ટ થયાં છે એનું પાપ એને માથે, આજે જે સ્ત્રીઓની લાજ લૂંટાઇ છે એનું પાપ એને માથે.' એક નગરનારીએ સૂર પુરાવ્યો.

પહેલાં તો કાનજીને ખ્યાલ જ ન આવ્યો કે, આ બધી વૃષ્ટિ એના પોતાના ઉપર થઈ રહી છે, જ્યારે એને ખ્યાલ આવ્યો ત્યારે એને હસવું આવ્યું. 'લોકો તો બોલવામાં શૂરા છે. બાકી તો ખરેખરાની ખબર પડે.' એક નગરનારીએ આપેલા ઉપાલંભના જવાબમાં કાનજીએ કહ્યું.

ફીરંગીઓની લૂંટબાજીએ સારાયે શહેર ઉપર ભયનો શીહા પડછાયો પાથર્યો હતો. લાખોની દોલત લૂંટાઇ હતી. કંઇક દેવમંદિરો ભ્રષ્ટ થયાં હતાં. કંઇક નારીઓનાં અસ્મત લૂંટાયાં હતાં. શેરીએ શેરીએ મોટા પુરૂષો ને નાનાં બાળકોની લાસો રઝળતી હતી. લોકો આંધળી નાસભાસ કરતાં.

અને એવા કારમા કોલાહલની વચમાં દારૂ પીને ગાંડાતૂર બનેલા ફીરંગીઓના લૂંટના છાકે છકેલા હાસ્ય સ્મશાનની ભૂતાવળ શા ગાજતા હતા.

× × × ×

કાનજી માલમને દરિયા સાથે કામ હતું ને દરિયા સાથે એનું જીવન પરોવાયું હતું. શહેરી આબોહવા એને બિલકુલ સમજાતી ન હોતી. શહેરો સાથે એને કોઈ સંપર્ક ન હતો. બંદરી પ્રજા સાથે એને ખારાપાણીની ખારી દુશ્મનાવટ હતી.

અને બીજી વાત એ પણ હતી. ખુદ કાનજીને હાથે આવા ગંજાવર તો નહિ પણ નાના ધોરણે આજ પ્રકારની લૂંટો થયેલી. એટલે એને લૂંટાનારા કરતાં લૂંટનાર તરફ સાહજિક હમદર્દી હતી. પરંતુ કલીકટના રસ્તાઓ ઉપર એ ભમ્યો ત્યારે એને પણ મનમાં થયું કે, લૂંટની પાછળ ખૂન, આગ વગેરેનો જે ત્રાસ છે, એ તો કાંઈક વધારે પડતો ને બીનજરૂરી છે ખરો. પણ કદાચ ફીરંગીઓની લૂંટ કરવાની પ્રથા આવી જ હોય તો?

અને ફિટકાર, અને અભિશાપની વર્ષાને બેપરવાઈથી ઝીલતો જતો કાનજી મનમાં વિચાર કરતો હતો કે, ફીરંગીઓને કલીકટમાં લાવવાનું જે મહાપાપ ભયભીત બનેલા લોકો એને માથે લાદતાં હતાં, એ એની ભૂખ અને ઉંઘમાં અંતરાયભૂત બને એવું તો ન હતું!

જાણે તમાશો જોતો હોય, એમ કાનજી બજારમાંથી જતો હતો ત્યાં ઘણાજોરથી દોડતો જતો એક માણસ એની સાથે અથડાયો! અચાનક લાગેલા આંચકાથી કાનજી પડી ગયો. પેલો ભટકાનાર માણસ પણ પડી ગયો. કાનજીને ક્રોધ આવ્યો.

'એમ! આંધળો છો? દેખતો નથી તારા કાકાને?'

પેલો માણસ ભાગવા જતો હતો. કાનજીએ દોડીને એનો હાથ પકડયો: 'એમ ભાગે છે કયાં? પહેલાં જવાબ દે. અંધા! ભિખારી!'

કાનજી સાથે ભટકાનાર માણસના દિદાર જોઈને કોઈ પણ માણસ એને ભિખારી જ કહે એમ હતું. કાનજીના લોહીમાં અત્યારે લૂંટનો નશો ગાજતો હતો. એ લૂંટ પોતે નહોતો કરતો એ વાત ખરી, પરંતુ શિકારી કૂતરાને જેમ શિકારની ગંધ આવતાં એના કાન ચમકે, એમ કાનજીના કાન લૂંટનો કોલાહલ સાંભળીને ચમકયા હતા. એના લોહીમાં

ગરમી આવી ભરાઇ હતી. મૂઠીભર ફીરંગીઓથી નાસભાગ કરતા શહેરના લોકો પ્રત્યે એના અંતરમાં તોરીલો તિરસ્કાર જાગ્યો હતો.

એટલે કાનજીએ ભિખારીનો હાથ પકડયો ને એની ખેંચતાણ સામે રોકી રાખ્યો. ભિખારીએ કાનજીની સામે એક નજર કરી. એના અંગમાં જાણે ટાઢનું લખલખું આવ્યું હોય એવી કંપારી આવી. એણે મોઢું ફેરવી લીધું, મૂંગું જોર કર્યું, પરંતુ કાનજીએ એનો હાથ છોડયો નહિ.

ભિખારીને લાગ્યું કે, એનો હાથ મુંગા જોરથી તો છૂટવાનો જ નથી. એણે ફેરવેલા મોએ કહ્યું: 'મને જવા દો. મારી ભૂલ થઇ, તમારી સાથે ભટકાવાની. એ દરગુજર કરો. મારે ઉતાવળનું કામ છે.'

એ અવાજ! ગમે એટલો દબાવેલો, ગમે એટલો રૂંધાવેલો, છતાં પરિચિત હતો! જીવડા! આ અવાજ તો કયાંક સાંભળ્યો છે! કોનો છે એ અવાજ?

કાનજીએ વધારે બળ પૂર્વક હાથ પકડયો. 'ઉભો રહે! મને તારૂં મોં જોવા દે.'

ભિખારીના ભૂખમરાથી કંગાલ બનેલો દેહ આખોયે કાનજીની આ માગણીના ઇન્કારની કમકમાટી અનુભવી રહ્યો. પરંતુ દરિયાની ખારી હવાથી હૃષ્ટપુષ્ટ બનેલા ખલાસીની લોખંડી પકડમાંથી જમીનની કંગાલિયતનું પાન કરનાર ભિખારી છૂટકારો મેળવી શકયો નહિ.

'તારૂ મોં જોવા દે મને!' કાનજીએ ભિખારીનો હાથ છોડીને, બાજ જેમ તેતરને ઝડપે એમ, ભિખારીનું માથું પકડીને પોતાના તરફ મરડવા માંડયું.

'મને સતાવો છો શા માટે? મારી પાસે કાંઇ લૂંટવાનું નથી.' ભિખારીના અવાજમાં કેવળ આજીજીવતા ઉપરાંત ચીડ ને સૂગ પણ હતાં.

'શું હું લૂંટારો છું? મારે તો તારૂં મોં જોવું છે. તને મેં કયાંક પણ જોયો છે.'

'લૂંટારો નહિ તો લૂંટારાનો સાથી ને લૂંટારાને લાવનાર તો છોને ? મારૂં તારે મોઢું જોવું છેને ? લે જોઇ લે, ધરાઇને જોઇ લે; ને જોઇને રાજીપો ભોગવી લે.'

કાનજીના પ્રયાસ છતાં પણ જે મુખ એ મરોડી શક્યો નહોતો એ મુખ એકાએક ભિખારીએ ફેરવ્યું, ને કાનજી અને ભિખારીની આંખો સામસામે તગતગી રહી.

'ક...ક...કોણ...સંબલ !' કાનજી નર્યા વિસ્મયથી ચાર કદમ પાછળ હઠી ગયો.

કાનજીએ બીજી ગમે તે આશા રાખી હોય, પણ સંબલને જોવાની તો હરગીજ આશા રાખેલી જ નહિ. જે માણસને એણે ભરદરિયે દરિયામાં એક નાની હોડીમાં ડૂબી મરવા માટે તરતો મૂક્યો હતો, એની ચંદરોજની સક્કરબારગીરીનો જેનો એણે સૌથી પહેલો ભોગ લીધો હતો, એ સંબલ અહીં ! જીવતો ! ભીખ માગતો ! ભૂખમરાથી કંગાલ બનેલો !

'સંબલ ! સંબલ !' કાનજી બીજા કોઇ શબ્દ ઉચ્ચારી ના શક્યો.

'હા, હું સંબલ ! તમે જુઓ છો કે, હું કંગાલ છું. તમે જુઓ છો કે, હું ભીખ માગીને પેટ ભરૂં છું. મારી પાસે કાંઇ લૂંટવા જેવું નથી. તમને અસૂયા આવે એવું સ્થાન કે, મરતબો પણ મારો નથી. હવે મને જવા દેશો !'

દરિયાના ખેડનારાઓમાં દિલાવરદિલી હોય છે. ગઇ કાલના સમાન દરજ્જાના દુશ્મનની આજની હીન દશા એનામાં ખેલદિલી પેદા કરે છે !

'સંબલ ! થયું તે થયું ! તુંયે ભૂલ્યો હતો ને હુંય ભૂલ્યો હતો. તું શહેરનો ભિખારી બન્યો, હું પરદેશીનો ભોમિયો બન્યો ! હવે આપણી વચ્ચે રંજ શા માટે હોવો જોઇએ ?'

'મને ભિખારીને વળી રંજ કેવો ?'

'કડવી વાણી શા માટે કાઢે છે? સાચું કહું છું સંબલ! તારી આ દશા જોઇને મને દયા આવે છે!'

'મારી દયા ખાવાની જરૂર નથી.' સંબલના અવાજમાં અક્કડાઇ હતી. એના અવાજમાં કાનજીની થયેલી આ રીતની મુલાકાત માટે કોઇ જાતનો આનંદ ન હતો!

પણ કાનજીના દિલમાં સંબલને જોવાનો સાચે જ આનંદ હતો. મધદરિયે ભૂલા પડેલા ખલાસીને જમીન જોઇને જે જાતનો આનંદ થાય, એવો આનંદ કાનજીને સંબલને જોઇને થયો હતો. કેટલાય સમયથી એણે કોઇ આત્મજનનાં દર્શન સરખાં પણ કર્યાં ન હતાં. મધદરિયામાં હમધંધાર્થી ભાઇઓથી થયેલા અનુભવો એને અત્યારે કેવળ દુઃસ્વપ્ન સમા દેખાતા હતા. પરંતુ ત્યાર પછીની દરિયાની અખૂટ એકલવાટ, કેવળ ફીરંગીઓનો જ સહવાસ, એમના શરાબી કજીયાઓ, કલીકટ નગરમાં પણ અછૂત જેવી એની હાલત—આ બધાએ એને પોતાના સમાન ધંધાદારી ભાઇના મિલાપનો ભૂખ્યો બનાવ્યો હતો. ફીરંગીઓ સાથે એ એકતાન નહોતો બની શકયો. શહેરી લોકો માટે એના દિલમાં એકરાગ પેદા થઇ શકયો ન હતો. સંબલ એના જીવનમાં એક કડી સમો હતો. જે સાંકળની એ કડી હતો એ સાંકળ બેશક દુઃસહ હતી, પરંતુ એ વિદરાઇ ચૂકી હતી. એકલી કડી એને આત્મીય લાગી. સંબલની વાણીમાં કાનજીને દરિયાની ગર્જનાના ભણકાર સંભળાવા લાગ્યા.

'સંબલ! તારે કયાંય જવાની જરૂર નથી. મારી સાથે ચાલ. આપણે બેય ફરીને દરિયો ગજવશું. ફીરંગી લોક મને એક વહાણ આપવાના છે. તું મારી સાથે ચાલ!'

'તારા ફીરંગીઓ તને મુબારક હો. એની બક્ષિસ તને મુબારક હો. મને મારી ભીખ વહાલી લાગે છે. હવે મને જવા દે. મારે ઘણું બારીકનું કામ છે!'

કાનજીએ ખિસ્સામાં હાથ નાંખ્યો, અંદરથી થોડા ફીરંગી સિક્કા કાઢયા. 'સંબલ મારા મનમાં કાંઇ રંજ નથી, એની પતીજ ખાતર આટલું લે.'

સંબલે માથું ધુણાવ્યું: 'ધનને હું હાથ સાહતો નથી. સિક્કા મને અંગાર સમો લાગે છે.'

'આટલા બધા વિરાગનું કાંઇ કારણ ?'

'ફરીને મળશું તો નિરાંતે વાત કરશું. અત્યારે મારે ખાસ ઉતાવળ છે.'

'ચાલ ને, હુંય તને સંગાથ કરૂં. મારે કાંઇ કામ નથી.'

સંબલ ઉભો રહ્યો: 'મારે કામ જીવન મરણનું છે.'

કાનજી હસ્યો: 'હજી તેં કાનજીને ન ઓળખ્યો ! આપણે એક વાર દોસ્ત હતા. ભવિષ્યમાં દોસ્ત બનીને રહેવાનો મારો ઇરાદો છે, સમજ્યોને !'

'હું તો તારો દોસ્ત હતો, પણ જેઓ આજે તારા દોસ્તો છે એની બાજીમાં મારે વિઘ્ન નાંખવા જવું છે.'

'તારા સિવાય મારે કોઇ બીજો દોસ્ત નથી. ને કોઇની કોઇ બાજી હું જાણતોય નથી. માત્ર એક તારી દોસ્તી માગું છું ને તને સમજવા માગું છું, તો તું એકદમ અક્કડ બની રહે છે ? તારે જ્યાં જવું હોય ત્યાં મને તારો સંગાથ કરવા દેવામાં તને વાંધો શું છે ?'

'વાંધો, તારી જાસૂસીની સંભાવનાનો !'

'જાસૂસ ! હું ! બીજા કોઈ દિવસે તેં મને આ શબ્દો કહ્યા હોત તો હું એને મારૂં કારમું અપમાન લેખત ને કાં તો મારા ને કાં તો તારા લોહીથી એને ધોઇ નાંખવાને તત્પર બનત, પણ આજ...આજ તો હું તને યકીન આપું છું; દરિયાલાલના શપથ લઇને કે, હું કોઇનો જાસૂસ હતો નહિ, છું નહિ ને થવાનો નથી. મારા શબ્દો ઉપર તને ઇતબાર આવે છે ?'

'આવે છે. તું જૂઠું બોલે નહિ. તારા દિલમાં એક વાત હોય તો મોએથી બીજી ના કરે, એવો તો તું મૂળથી જ છો. ને મને એનો પૂરો જાત અનુભવ છે. પણ હવે મને જવા દે. મારે ઘણું તાકીદનું કામ છે, ને પંથ ઘણો લાંબો છે.'

'હવે હું તારો સંગાથ કરું તો તને વાંધો છે?'

'ના, પણ મારે જવું છે ઠેઠ ગુરૂવાયૂરના મંદિરમાં હો!'

'તે તું તો ભારે પાકો ભગત થઇ ગયો લાગે છે! ધનને હાથ ન લગાડવો, દોસ્તની વાત ન સાંભળવી, દરિયાના દિલના સાદને દબાવીને ટૂકડા રોટલા માટે ભીખ માગવી...ને વળી મંદિરે દર્શને જવું... સંબલ તારામાં ઘણો ફેરફાર થયો ને તે એકેય ફેરફાર મને નથી ગમતો.'

સંબલ કાનજી સામે તાકી રહ્યો: 'હું ગુરૂવાયૂરના મંદિરમાં શા માટે જઉં છું, એ તું શું ખરેખર નથી સમજતો?'

'ના.'

'સાચે સાચ?'

'સાચે સાચ, ના. મંદિરે તો માણસ દેવ દર્શન કરવા જાય. તે તું દર્શન કરવા જતો હોઇશ.'

'તું જે પરદેશી મિત્રોને અહીં દોરી લાવ્યો છે, એ લોકો ગુરૂવાયૂરનું દેવમંદિર લૂંટવાની તજવીજ કરે છે.'

કાનજી હસ્યો: 'એ લોકો લૂંટે એમાં મને શું? ને એ લોકોની લૂંટ સામે તું કોઇનેય ચેતાવે તોય મને શું?'

'એ લોકો જ્યાં લૂંટવા જાય છે ત્યાં કોઇ નારીની ઇજ્જત સલામત નથી.'

'હોય, એમ પણ હશે. એ લોકો ઘણે દૂરથી આવ્યા છે ને પોતાના વતનમાંથી ઘણા કાળથી નીકળ્યા છે.' કાનજીએ પોતાનો મત આપ્યો.

'ગુરૂવાયૂરના મંદિરમાં વીજળી છે.'

× × × ×

સમુદ્રમાં આસાનીથી ચાલ્યા જતા જહાજને એકાએક તુફાનની થપાટ લાગે, એમ કાનજીને સંબલના છેલ્લા વાકયની થપાટ લાગી !

વીજળી ! ગુરૂવાયૂરના મંદિરમાં ! વીજળી ! જેને જીંદગીમાં ફરી મળવાની આશા ન હતી, જેને જીંદગીમાં કદિ ભૂલવાની સંભાવના ન હતી એ વીજળી ! લાલા સક્કરબારની વીજળી !

જીવડા ! વીજળી અહીં છે ! નજીક છે ! ગુરૂવાયૂરના દેવમંદિરમાં છે ! ને સંબલ એ મંદિરનો માર્ગ જાણે છે ! ફીરંગીઓ એ માર્ગે સંચરવાના છે, ને જે માર્ગે તેઓ સંચરે છે એ માર્ગે નારીની ઇજ્જત...

'ચાલ સંબલ ! ચાલ !' કાનજીએ ચીસ પાડી. 'જલદી ચાલ !'

અને સશકત શરીરના કાનજીની લાંબી ઉતાવળી ફાળોની સાથે પગલાં ભરવાનું દુર્બળ દેહના સંબલને માટે ભારે વસમું થઇ પડયું.

આગળ અને આગળ કાનજી ચાલ્યો જતો હતો, પાછળ અને પાછળ સંબલ ધસડાતો જતો હતો. ધસડાતાં ધસડાતાં સંબલ કાનજીને કંઇ કંઇ બની ગયેલી વાતો સુણાવતો જતો હતો.

સંબલને કાનજીએ ભરદરિયામાં તરતો મૂકી દીધેલો, એ તો કાનજીને યાદ હતું ને ? બસ, સર્વ કોઇ આપત્તિનું ઝાડ એ પ્રસંગના બીજમાંથી ફાલ્યું હતું.

સંબલ ઝામોરીનના નૌકાધિપ સારંગપાણીના હાથમાં સપડાયો !

સારંગપાણીને કાનજીએ કદિ જોયો છે ? ન જોયો હોય તો નજીકથી હરગીજ ન જોવા જેવો એ મીઠા બોલો પરંતુ કરડાદિલનો દૈત્ય છે ! સારંગપાણીએ સંબલને પોતાનું હથિયાર બનાવ્યો ! સંબલ પોતાના કાચા દિલનો કોઇ બચાવ કરતો ન હતો. એનો બચાવ એ કોઇ રીતે કરી શકે એમ પણ ન હતું. બચાવ કરવાની એની ઇચ્છા પણ ન હતી. એના મોઢામાંથી એક પણ હરફ નીકળે એ પહેલાં એણે મરવાને તૈયાર થવું જોઇતું હતું. એ એવી તૈયારી દાખવી શકયો નહિ. સક્કરબાર-

ગીરીની ઉમેદવારી કરનાર માણસ તો વજનો ઘડેલો હોવો જોઇએ. સંબલે કડવી યાદગીરીનું હાસ્ય કર્યું! પોતે કથીરના દિલનો દેખાયો હતો! થોડા ઇનામની લાલચે, થોડા શારીરિક ત્રાસની દહેશતે એણે જાતિદ્રોહ કર્યો હતો. સારંગપાણીને ચાંચિયાઓની ભાળ આપી હતી!

સારંગપાણીએ ચાંચિયાઓની તમામ દોલત લૂંટી ને તમામ ચાંચિયાઓને કેદ કર્યા. એક કાનજી સિવાય એ શકરાની ચોટમાં બીજા તમામ ઝડપાઇ ગયા ને એમને સારંગપાણી કલીટમાં લાવ્યો. કલીકટમાં તમામને કેદમાં નાંખ્યા.

તુરંગમાં વીજળી પણ હતી ને ઝામોરીનને એ વાતની ખબર હતી! તુરંગમાં વીજળીને માટે પાલખી આવી ને ઝામોરીનના જનાનાનાં ઇજન આવ્યાં. વીજળી એ ઇજન કબૂલવાને હરગીજ તૈયાર ન હતી!

અને જ્યારે સંબલ પોતાના જાતિદ્રોહના મૂલસમી ધનની થેલીમાંથી સોનૈયા ગણી રહ્યો હતો અને પોતાને સાંપડેલી લક્ષ્મીના વ્યય માટે જુગારી ને શરાબી રસ્તા વિચારી રહ્યો હતો, ત્યારે ગોરીલાની આગેવાની નીચે ચાંચિયાએ વીજળીને રક્ષવા માટે પોતાના દેહના જીવતા ગઢ રચી દીધા. 'વીજળીની રક્ષા, એ જ અત્યારનો આપણો એકમાત્ર માનવધર્મ !' ગોરીલાએ આ બૂમ ઉઠાવી ને અન્ય તમામે ઝીલી. ચાંચિયાઓએ વીજળીને ભગવવા જેલ તોડી! ને એમાં લાલા, વીજળી ને બીજા ત્રણ ચાર સિવાયના તમામે તમામ બળી ગયા!'

અને સંબલ હાથમાં સોનૈયા પકડીને ઉભો હતો. એને ધસાઇને વીજળી તુરંગમાંથી નાઠી ને એની પાછળ ઝામોરીનના ઘોડેસ્વારો પડ્યા. આગળ વીજળી નાસે છે, પાછળ દરબારી ઘોડાં દોડે છે! બસ જાય છે...જાય છે...ને એમને એમ ગુરૂવાયૂરનું મંદિર આવે છે!

એ દેવધામમાં વીજળીએ ભૂતકાળમાં વાવેલું એક સત્કાર્યનું બીજ વૃક્ષસમ ઘટાદાર બન્યું હતું ને એ વૃક્ષે વીજળીને ઓથ આપી. કેસરની

રક્ષા ચાંચિયાઇ જહાજ ઉપર વીજળીએ કરી હતી.—ને વીજળીની રક્ષા કેસરે મંદિરમાં કરી.

કેસર ગુરૂવાયૂરના દેવમંદિરમાં દેવદાસીઓની અધિષ્ઠાત્રી બની ચૂકી હતી ને એણે વીજળીને પાંખમાં લીધી. વીજળીની અસ્મતનો સવાલ મંદિરની ઇજ્જતનો એણે બનાવ્યો ને એ માટે મંદિરના વયોવૃદ્ધ પૂજારીએ પોતાના દેહનું બલિદાન આપ્યું !

આ રીતે વીજળી ગુરૂવાયૂરના મંદિરમાં આવી હતી ! ને અત્યારે પણ એ જ મંદિરમાં રહેતી હતી ! ભિખારીની હાલતમાં ફરતા સંબલને ફીરંગીઓનાં કરતૂતો જોવા મળ્યાં હતાં ને ફીરંગીના મનોરથો જાણવા મળ્યા હતા !

પરંતુ કાનજીના કાન સંબલની વાત ઉપર હતા—ને ન હતા. સંબલની વાતોમાંથી એ હકીકતો ને હકીકતો તરીકે સાંભળી શકયો—જાણી શકયો. એના પૂર્વાપર સંબંધો જોડવાનો એની બુદ્ધિને કોઇ અવસર ન હતો !

× × × ×

એ જતો હતો, ઝપાટાબંધ જતો હતો વીજળીની પાસે. એક મહાન્ પરિપાકની સન્નિધિમાં એને બીજા કોઇ વિચારો આવી જ શકયા નહિ. વીજળી ! જેને નજરે ફરીને જોવાની એને કોઇ આશા ન હતી, એ નજીક જ હતી ! ને એને એ નજરોનજર જોવાનો હતો ! અહો ! એ નામ માત્રમાં પણ કેવું માધુર્ય હતું ? કેટલું માધુર્ય હતું ? એ યાદગીરી માત્રમાં પણ કેવું માર્દવ હતું ! ને આ ક્રૂર દિલના, ક્રૂરી હૃદયના ખારવાના જીવનમાં માધુર્ય અને માર્દવ પહેલી જ વાર સંચર્યાં હતાં. જગતમાં માનવી માનવી વચ્ચેના સંબંધો કેવળ લૂંટનાર ને લૂંટાનાર કરતાં બીજા પ્રકારના પણ હોઇ શકે છે ખરા ! નર અને નારી વચ્ચેના સંબંધો કેવળ શિકારી ને શિકારની અપેક્ષાએ બીજી જાતના હોઇ શકે છે ખરા ?

આ બિચારો સંબલ ! એ શું કહેતો હતો ? પોતે જાતિદ્રોહી બન્યો હતો એનો પરિતાપ કરતો હતો ! ભલે બન્યો ! સંબલ ભલે જાતિદ્રોહી બન્યો ! તો જ વીજળી કલીકટમાં આવીને ? ગોરીલાએ વીજળીને ખાતર આત્મવિસર્જન કર્યું. ભલે કર્યું, તો જ વીજળી ઝામોરીનના પાશમાંથી છૂટી શકી ને ? પૂજારીએ દેવની પ્રતિષ્ઠાને ખાતર વીજળીની આબરૂની રક્ષા કરી, ભલે કરી. વીજળીની રક્ષા કરે તો દેવમાં પણ કાંઇક છે ખરૂં ! તો જ વીજળી ગુરૂવાયૂરના મંદિરમાં રહી શકી.

વીજળી ! જે નામને એ એક વાર ધિક્કારવા માગતો હતો, એ નામ અત્યારે એના હોઠ ઉપર કોઇ મહામસ્તીના મધુબિન્દુ મૂકતું હતું ! જે નામને એ એક વાર તરછોડતો હતો, એ નામનું મૂંગું શ્રવણ એના કાનમાં કોઇ મહાગીતના તાલ બજાવી રહ્યું હતું ! વીજળી ! વીજળી!

વીજળીને ગુરૂવાયૂરના મંદિરમાંથી ઉપાડી જવી. કાનજીના દિલમાં એ વિષે કશો મતભેદ ન હતો ને એ સામે વીજળીને કોઇ વાંધો હોવાનો એના દિલમાં ખ્યાલ સરખોયે ન હતો !

વીજળીને વાંધો હોય શા માટે ? એનો બાપ લાલો......અરે લાલોયે ભલે આવે ! લાલો કાંઇ ખરાબ માણુસ ન હતો. વિચાર કરો તો સારો માણુસ પણ હતો. એ બુઝર્ગ ખારવો એક વાર વીજળીના ભાવીની ચિન્તામાંથી મુક્ત થાય પછી તો સિંહની છાતીવાળો ને શકરાની ચોટવાળો થવાની લાયકાતવાળો હતો. એક જુવાન દરિયાખેડુ ચાંચિયાના જમણા હાથ સમા સાગરીત થઇ શકવાની લાલામાં હજી પણ લાયકાત હતી.

અને સંબલ.........

વીજળીનો સવાલ જ્યાં સુધી હવામાં ગૂંજતો હતો ત્યારે સંબલ એક કોયડા સમો બન્યો હતો ! પણ વીજળીની વાત નક્કી થઇ જાય પછી તો સંબલ પણ કાંઇ નાંખી દેવા જેવો માણુસ નહોતો. અરે, સંબલ ભલે આવે ! વીજળીનો પત્તો આપનાર માણુસને રસ્તામાં ભીખ માગવાને કેમ છોડી દેવાય ?

વીજળી આવે ને લાલો પણ આવે, સંબલ આવે ને ટુરંગમાંથી નાસી છૂટેલા બીજા ચારેક ચાંચિયાઓ પણ આવે.

દરિયો વિશાળ છે, ને કાનજીનું દિલ પણ દરિયા જેટલું વિશાળ છે. દરિયાની છાતી ઉપર ગામાએ એને બક્ષેલું જહાજ હીંચી રહ્યું છે. એ એ જહાજ ઉપર ચડી જશે, અને ફરીને એક વાર દરિયાલાલનો કંઠાળનો મુલ્ક કાનજીના નામથી ગાજતો કંપતો થશે! બૂરાં સ્વપ્નની જેમ ચાંચિયાઓની અંદર જાગેલા અકાંડ તાંડવના બાર માસ ભુલાઇ જશે. બૂરાં સ્વપ્નની જેમ ભાંગેલાં વહાણના કૂવાથંભને બાઝીને જીવન મરણ વચ્ચેના ઝૂલતા દરિયાની એકલવાટના દહાડાયે ભુલાઇ જશે! એક મહાન્ કસોટીમાંથી પાર નીકળીને, એક મહાન્ સિદ્ધિ મેળવીને, એક મહાન્ પ્રણયને કાંઠે ઉભા રહીને એ દરિયાલાલને ફરતી નવી કીર્તિ, નવાં સાહસ, નવી નામચીનીની નવી જ કિનાર મઢશે.

વીજળી! વીજળી! ફીરંગીઓ આવે છે પણ એમનાથી જરાયે ના ડરીશ. કેમકે કાનજી એમના પહેલાં આવે છે, ને જ્યારે ગુરૂવાયૂરના મંદિરની આગના લાલ અજવાળાં નાચવા માંડશે ને ગુરૂવાયૂરના મંદિરમાં માનભંગ બનેલી દેવદાસીઓનાં આક્રંદ ઉઠશે ત્યારે વીજળી! તું એક બહાદૂર માણસની છાતી ઉપર નિર્ભય બેસીને દૂરથી જ તટસ્થ પ્રેક્ષકની જેમ એ આખું દ્રશ્ય જોશે! વીજળી! ડરતી ના! હૈયે હામ રાખ! કેમકે કાનજી પોતાના પગમાં ઝાંઝનો વેગ સીંચીને તારી પાસે આવે છે!

કાનજીના માથામાં લોહી ગાજતું હતું ને એના પગમાં વેગ ઉઠતો હતો! સંબલને કાનજીની સાથે રહેતાં મહાત્રાસ થઇ પડયો! એના ભૂખ્યા પગ વેગ પકડી શકતા નહોતા. એનો ભૂખ્યો દેહ થાક પચાવી શકતો ન હતો, પણ ફરિયાદનો એક શબ્દ એના મુખમાંથી નીકળ્યો નહિ, એના દિલમાં જાગ્યોયે નહિ. એને જે કાંઇ શારીરિક પીડા વેઠવી પડતી હતી એ શું વીજળીને ખાતર નહોતી? એને જે કાંઇ હેરાનગતિ

સહેવી પડતી હતી એ શું એના રૂડા દિલના જાતિદ્રોહના પાપના દંડ સમી નહોતી ? કોનાં ધનભાગ્ય એવાં હોય કે, જે ભયાનક પાપના દંડ આજ જન્મમાં પૂરેપૂરા ભોગવી લ્યે ?

દેખાયું ! એ દેખાયું ! આ દૂરથી વૃક્ષોની ટોચ ઉપરથી સફેદ વિમાન જેવું દેખાય છે, તે જ ગુરૂવાયૂરના મંદિરનું શિખર ! સંબલના હારેલા પગમાં નવો જાન આવ્યો ! દેખતી આંખે કરેલાં પાપના પ્રાયશ્ચિત્તમાંએ એક સાંકેતિક સોન રેખા છે. જ્યારે મનસા, વાચા ને કર્મણા પરિતાપની મજલ સર્વથા અસહ્ય બને છે, ત્યારે મન ભાંગે, એ પહેલાં મજલનો અંત આવે છે.

અને દુર્બળ સંબલ સદંતર ભાંગી જવાનો આત્મભય અનુભવી રહ્યો હતો ને પોતાની અશક્તિથી દહેશત પામતો જતો હતો ત્યારે–જાણે ઘણે દૂરથી સંબલની હામ ટકાવી રાખવાને મંદિરે નિરધાર કરીને આગળ કદમ ભર્યાં હોય, એમ ગુરૂવાયૂરના મંદિરનો દરવાજો એમની સામે આવીને ઉભો રહ્યો.

એ દરવાજાની દોઢી ઉપર સંબલ તો ઢગલો થઇને પડયો અને કાનજીએ દરવાજાનું કડું ખડખડાવ્યું !

---

# પ્રકરણ ૨૦ મું

## ફિટકાર




રવાજાની બારી ઉઘડી. ઉઘાડી બારીમાંથી એક વૃદ્ધ મસ્તક દેખાયું.

'કોણ છે અત્યારે ?'

'કોણ લાલજી ?' કાનજીએ લાલાને પારખીને કહ્યું: એક ક્ષણભર લાલાને જોઈને એને અપાર અચરજ થયું. બીજી ક્ષણે એને સંબલની કહાણી યાદ આવી. લાલો તો મંદિરનો દરવાન હતો.

'હા, હું લાલો. તમે કોણ ?' લાલાએ સવાલ પૂછયો.

'મને ન ઓળખ્યો ?' કાનજી જરા છોભીલા જેવો બન્યો. જેનો જાન બચાવવાને માટે પોતે પોતાનો જાન આપવાની તૈયારી બતાવી હતી, એ જ માણસ એને ઓળખવાનો ઇન્કાર કરતો હતો!

'એ તો કાનજી માલમ છે.' સંબલે થાકથી હાંફતાં હાંફતાં કહ્યું: 'અને હું સંબલ ?'

'હું જાણું છું કે, એ કાનજી માલમ હતો. હવે એ કોણ છે ?'

આ સવાલ કાનજીને જરાયે ન સમજાયો. લાલો જો જાણતો જ હોય કે એ કાનજી માલમ છે, તો પછી એ કોણ છે, એ ફરી ફરીને પૂછવાનો શો અર્થ ?

'તમે જાણતા હો તો શું કામ પૂછો છો કે હું કોણ છું ?' કાનજી માલમે કહ્યું: 'અમે અત્યારે જરૂરી કામે આવ્યા છીએ.'

'જરૂરી કામ કોનું ? ફીરંગીનું ? હું હજી પૂછું છું તમે કોણ છો ?'

'એટલે ?'

'એટલે એમ કે મેં તમને ઘણા રૂપરંગમાં જોયા છે. તમે કાનજી માલમ હતા. તમે એકલ વિહારી ચાંચિયા હતા, ને તમે ચાંચિયાઓના મુખી હતા. અત્યારે તમે ફીરંગીના ભોમિયા છો, પણ

એક પણ તમારૂં રૂપ હું એવું નથી જાણતો જેમાં તમે કોઇને કોઇનો કાંઇ ને કાંઇ પણ દ્રોહ ન કર્યો હોય! જે હાથે તમને ખવરાવ્યું એનો તમે દ્રોહ કર્યો, જે મિત્રોએ તમને ઓથ આપી એનો દ્રોહ કર્યો, જે હાથે તમે તમારા સેંકડો સાથીઓની વચમાંથી ઉંચા ઉપાડ્યા એનો તમે દ્રોહ કર્યો. હું તમને પૂછું છું કે, તમે અહીં શા કામે આવ્યા છો? અહીં તમે કોણ બનીને આવ્યા છો? ફીરંગીઓના ભોમિયા છો, તે એના જાસૂસ થઇને આવ્યા છો?'

કાનજી સ્તબ્ધ બની ગયો! મનમાં એ જાણતો હતો કે, લાલાનું એની સામેનું તહોમતનામું પાયા વગરનું હતું, પણ...પણ... એ ખોટું પૂરવાર કરે એવું એક પણ કાર્ય એના હાથે થયું નહોતું! અને એનો સત્યાભાસ આપે એવું એને હાથે ઘણું થયું હતું.

સંબલ બોલ્યો: દૂરથી કોઇનો અવાજ કાને પડતો હોય, એમ સંબલનો અવાજ લાલાના કાનમાં અથડાયો: 'લાલાભાઇ! તમારી શંકા તદ્દન જૂઠી છે. કાનજીભાઇ ફીરંગીના ભોમિયા છે ખરા. સંયોગોની વિચિત્ર અક્કડાઇથી અમને એ કામ કરવું પડયું, ને એ કામ અમે કર્યું, એની એ ના પણ નથી કહેતા.'

'આટલી લાંબી વાત પછી તમે અહીં કેમ આવ્યા છો એ કહેશો?' લાલાએ સવાલ કર્યો. 'ફીરંગીના ભોમિયા કે જાસૂસ સાથે લાંબી વાત કરવાની મને ખેવના નથી.'

'ફીરંગીના જાસૂસ થઇને એ નથી આવ્યા.' સંબલે કચવાયેલા અવાજે કહ્યું: 'એ તો ફીરંગીઓ સામે તમને ચેતવવા આવ્યા છે.'

લાલાએ અટ્ટહાસ્ય કર્યું. એ હાસ્ય અવાક્ બનેલા કાનજી માલમને તમાસા જેવું લાગ્યું. 'વાહ! વાહ! ખૂબ! ખૂબ! આ છેલ્લી કહાણી શેષ રહી હતી! ફીરંગીઓના ભોમિયા બન્યા પછી, એનો પણ દ્રોહ કરવાનું કાનજી નથી ચૂકતો એમ ને?'

દુ:સહ રોષ કાનજીને હાડેહાડ વ્યાપી રહ્યો: 'વૃદ્ધ થયા પછી તમારી ભાનસાન ઠેકાણે હોવા સંબંધે મને શક તો હતો જ.' હોઠ પીસીને એ

લાલાને ઉદ્દેશીને બોલ્યો: 'હવે એ શત્રુ મારો થાય છે. તમારી બુદ્ધિ બહેરી બની ગઈ છે. તમારી સાથે વાત કરવી એ વખત બગાડવા જેવું છે અને અમારી એક એક ક્ષણુ મહામૂલી છે. દૂર હટી જાઓ. મને અંદર જવા દો!'

લાલો બારીની વચમાં સ્થિર ઉભો રહ્યો. 'અંદર જવાશે નહિ!' એ હઠપૂર્વક બોલ્યો.

'અરે લાલાભાઈ! તમે ગાંડા થયા છો? અમે તમને અને મંદિરના અધિકારીઓને ચેતવવા આવીએ છીએ. ફીરંગીઓ ગુરૂવાયૂરના મંદિરને લૂંટવા માગે છે, એ લોકો અહીં ચડી આવવા ધારે છે, એઓ જ્યાં જાય છે ત્યાં કોઈ નારીની ઇજ્જતની જરાયે સલામતી નથી. અમે વીજળીને અને તમને બચાવવા દોડ્યા આવીએ છીએ અને તમે અમને અંદર દાખલ થવાની પણુ ના પાડો છો?'

'હા, મારે કે વીજળીને તમારી મદદની જરૂર નથી.'

'કંઈ નહિ, પણુ મારી એક વાત સાંભળશો?' કાનજીએ એકાએક ઠંડા પડીને કહ્યું.

'બોલો, જે કહેવું હોય તે બહારથી જ કહો.'

'મોટેથી કહેવાય એવી નથી. ખાનગી છે.'

'હું તમારી સાથે ખાનગી વાત નથી કરવા માગતો.'

કાનજીએ લાલાના ચહેરા સામે પોતાની આંખો ઠેરવી: 'મને યાદ દેવામાં કોઈ મજા નથી, પણુ ભરદરિયામાં ચિઠ્ઠી જ્યારે તમારા નામની નીકળી હતી ત્યારે મેં વહોરી લીધી હતી. અને મારી એક ખાનગી વાત સાંભળવાનો પણુ અધિકાર મને નથી આપતા?' કાનજી નરમ થઈ બોલ્યો.

લાલાના વદન ઉપર યાદગીરીની વ્યથાની એક કંપારી આવી ગઈ: 'બોલો તમારે શું કહેવું છે? જો કે તમારી વાત......'

'મારી વાત સાંભળીને તમે ગમે તે કરજોને. પણુ સાંભળો એટલું જ હું તો માગું છું ને?' સંબલને કાનજીના ચહેરા ઉપરનું હાસ્ય

સમજાયું નહિ. કાનજી લાલાને શી વાત ખાનગી કહેવાનો હતો, એનો પણ એને કાંઇ ખ્યાલ ન આવ્યો.

'તો પછી કહો ને ?' લાલાએ કાનજીને ઉતાવળ કરવા સૂચવ્યું.

'કહું ?' કાનજી બારી પાસે લગોલગ જઇને ઉભો: 'જરા તમારો કાન ધરો એટલે કહું.'

લાલાએ કાન ધરવા માટે પોતાનું માથું બારી બહાર કાઢયું.

'એ ને આ.' ચીસ જેવા અવાજે કાનજીએ લાલાનું ગળું પકડયું. બે હાથો વતી લાલાની ગરદન ભીંસતા કાનજીએ સંબલને કહ્યું: 'સંબલ ! ચાલ. આ ડોસાની બુદ્ધિ બહેર મારી ગઇ છે. અને અંદર દાખલ થવા માટે એ આડો ઉભો હતો ત્યાં સુધી બીજો કોઇ ઉપાય ન હતો !'

ભારે ભીંસથી અવાક્ બનેલા લાલાને ગરદનથી ઝાલીને જ કાનજીએ અંદર પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કર્યા પછી કાનજીએ લાલાના કાનમાં સૂસવતા અવાજે સવાલ પૂછયો: 'તમારી ઓરડી કયાં છે ?'

લાલાને પોતાની આંખમાં રોષ પૂરવો હતો, પણ આંખમાં દેખાઈ માત્ર અસહાયતા. ડોસો કદાવર જુવાનના રાઠોડી હાથમાં મીણુસમો હતો. આંખોવતી ઇશારત કરીને લાલાએ પોતાની ઓરડી બતાવી.

કાનજીએ લાલાને ગરદનમાંથી પકડી રાખીને જ એની ઓરડીમાં પ્રવેશ કર્યો. ઓરડીમાં દાખલ થતાં વેંત કાનજીએ ડોસાને ફેંકયો:

'તમારી ઇચ્છા હોય કે ન હોય, તો પણ હું વીજળીને બચાવવા આવ્યો છું ને બચાવીને જવાનો છું.' કાનજીએ ઓરડીનાં બારણાં ખેંચી લીધાં ને બહારથી સાંકળ ચડાવી દીધી.

'સંબલ ! તું અહીં ઉભો રહે ! હું અંદર જઉં છું. ડોસાનો દિમાગ ઠેકાણે હોય ને તું એને બહાર રાખવા માગતો હોય તો મને કોઇ હરકત નથી.'

કાનજી ઝપાટાબંધ અંદર આગળ ચાલ્યો.

ચાલતાં ચાલતાં એને કાંઇક સૂઝયું હોય એમ એ ઉભો રહ્યો: 'ડોસો પણ ભારે જીદ્દી છે.' એક આછું હાસ્ય એના ચહેરા ઉપર ચમકી ઉઠયું: 'આજના બનાવને પણ એ મારા દ્રોહની નામાવલિમાં ઉમેરે તો ના નહિ.' આ વિચાર કાનજીને જાણે સંતોષ આપી રહ્યો.

'અને હવે વીજળી પાસે. એ જીદ્દી નથી, સમય વર્તી શકે એટલી શાણી છે !'

કાનજીનાં પગલાં વીજળીની યાદગીરીથી જાણે વીજળી જેટલાં વેગવંત બન્યાં.

× × × ×

મંદિરને ફરતા ગઢ પછી ખુલ્લી જગ્યા હતી: અને એ ખુલ્લી જગ્યાની વચમાં દેવમંદિર ઉભું હતું. દેવમંદિરની પાછળ વાડી હતી. ને વાડીની પાછળ નાનાં મોટાં મકાનો ને ઓરડાઓની અભંગ હાર હતી. આમાં કયાંક પણ વીજળી હતી.

દેવમંદિરના ચોકમાં, મંદિરના ઓટલા ઉપર વીજળી નહોતી: કાનજી પાછળનાં મકાનો તરફ ગયો. એ એક પછી એક ઓરડા તપાસતો ગયો. દેવમંદિર ઉપર જે આપત્તિ ઉતરવાની હતી, એની સામે મંદિરના સૂની લાગતી ને અબોલ જણાતી ગહન શાંતિ એને ખૂબ ખૂબ ઉદ્વેગકર લાગી. આ લોકોને શું કાંઇ કરતાં કાંઇ ખ્યાલ જ નથી ? નજીક શહેરમાં ભારે ઉલ્કાપાત મચી રહ્યો છે, એની અહીં કાંઇ કરતાં કાંઇ અસર નથી ! શું આ લોકો બેફામ હતા ?

પરંતુ મંદિરના કોઇ કરતાં કોઇ મકાનમાં વીજળી ન હતી. કાનજીને ચિન્તા થઇ. શંકા થઇ. 'શું વીજળી અહીં નથી ? શું સંબલ ભૂલ્યો હતો ! ને મંદિરમાં કોઇ માનવી કેમ દેખાતું ન હતું ?'

એકાએક એના કાનમાં કાંઇક અવાજ સંભળાયો. એ અવાજ કરતાં સંચાર હતો. સંચાર હવામાં આછી ધ્રુજારી માત્ર હતી. કાનજીએ પોતાના કાન માંડયા. કયાંક ઘણા માણસો મનમાં કાંઇ ગણગણતા હોય, એવો અવાજ હતો. થોડી વારે કાનજીને અવાજની દિશા કળાઇ.

એ ઝપાટાબંધ ચાલ્યો. પાછો મંદિરમાં આવ્યો. પહેલી તપાસમાં જે સ્થાન એણે જોવા જોગ માન્યું ન હતું, એ સ્થાન પાસે એ ગયો. દેવમંદિરના વિશાળ ગર્ભ દ્વારમાંથી એણે નિજ મંદિરમાં નજર નાંખી. અને એ મંત્રમુગ્ધ બન્યો હોય એમ જોઇ રહ્યો.

× × × ×

નિજ મંદિરમાં દેવમંદિરની મૂર્તિની બેય બાજુ બે હારમાં માનવીઓ ઉભાં હતાં. એક તરફ હતા પુરૂષો. બીજી બાજુ હતી સ્ત્રીઓ. બંને હારનાં માનવીઓ અવનત મસ્તકે હાથ જોડીને ઉભાં હતાં. મંદિરના મુખ્ય પૂજારી સમો દેખાતો એક વયોવૃદ્ધ પુરૂષ ધીમે રાગે કાંઇક સ્તવન ગાતો હતો ને બીજાં મનમાં ને મનમાં એ સ્તવનને ઝીલતાં ગણુગણુતાં હતાં!

આખરે સ્તવન પૂરૂં થયું. વૃદ્ધજન દેવમંદિરમાં મૂર્તિ સામે હાથ જોડીને મોટે સાદે બોલ્યો:

'દેવાધિદેવ! કલીકટ ઉપર મહા આપત્તિ ઉતરી છે. તારાં બાળકો તમામ વિધવિધ રીતે યાતના ભોગવી રહ્યાં છે. જે રત્નાકર વર્ષ પ્રતિવર્ષ મિત્ર બની રહેલો તે આજે અમિત્ર બન્યો છે અને એણે યવનોને અહીં ઉતાર્યા છે. એ તારા પુત્રોને હણે છે, તારી પુત્રીઓની ઇજ્જત લ્યે છે, તારા બાળકોના આવાસોમાં અગ્નિ મૂકે છે. દેવાધિદેવ! તું જ સર્વ નજરોનજર જુએ છે. તને અમે અમારી વિપદ શું કહીએ? પરંતુ જે કોઇને તારી પાસે યાચના કરવાની સુબુદ્ધિ સૂઝે છે ને જે કોઇને તને યાચવાની મતિ સૂઝતી નથી, એ તમામવતી અમે તારી પાસેથી રહમ માગીએ છીએ, રક્ષા માગીએ છીએ, વહાર માગીએ છીએ.'

પૂજારી બે હાથ જોડી આંખો બંધ કરીને છાતી ઉપર માથું નાંખીને થોડી વાર ઉભા રહ્યા. બીજા બધા પણ એ રીતે ઉભા રહ્યા—થોડી વાર.

પછી પૂજારીએ કહ્યું: 'હવે સહુ સહુનો વ્યવસાય કરો. આપણી આજની પ્રાર્થના પૂરી થઇ. સર્વ લોકો જાઓ. અહીં હવે કેવળ દેવદાસીઓ જ રહેશે!'

કાનજી ઝપાટાબંધ મંદિરની પાછળની ભીંતે લપાયો ને તરત જ મંદિરના ગર્ભ દ્વારમાંથી માનવ સમુદાય બહાર નીકળ્યો. બધા ધીમે પગલે ગંભીર ભાવે મંદિરનાં પગથિયાં ઉતરીને પોતપોતાને કામે ચાલ્યા ગયા, ને થોડી વારમાં મંદિર પાછું શાંત બન્યું.

કાનજી હવે આગળના ભાગમાં આવ્યો. એ જ્યારે આવ્યો ત્યારે મંદિરના ઓટલા ઉપર બે સ્ત્રીઓ ઉભી હતી. એકના દેહની રેખાઓમાં યૌવનની સ્થિતિ ઉપર અકાળ વાર્ધક્યનો બોજો સાફ દેખાતો હતો. બીજાના યૌવન ઉપરથી પ્રયાસ છતાં યૌવનનો બોજ દૂર થવા માગતો દેખાતો નહોતો. પ્રથમ નારી કોણ જાણે કોણ હતી? કાનજી એને ઓળખતો નહોતો છતાં ન સમજાય ને ન યાદ આવે એવી રીતે એ પરિચિત લાગતી હતી. એ તો જે હો તે હો, પણ બીજી નારી તો વીજળી જ હતી. કાનજીએ એ નારીનો ચહેરો નજરો નજર જોયો નહોતો, પરંતુ કૂદી ઉઠેલું એનું હૈયું જ એની પૂરી ગવાહ નહોતું દેતું?

'વીજળી?' કાનજીએ ફાટી ગયેલા અવાજે બૂમ પાડી.

× × × ×

પોતાના નામની અચાનક પડેલી બૂમથી ચમકીને વીજળીએ પાછળ નજર કરી. એક ક્ષણભર એને લાગ્યું કે, એની આંખો જ એને દગો દે છે. એક ક્ષણભર એને ભ્રમણા થઇ કે, એના અંતરના અતળ ઉંડાણમાંથી દફનાઇ ગયેલી સ્મૃતિ અચાનક અકારણ જાગીને એની સામે પ્રેતરૂપે ઉભી છે.

બીજી ક્ષણે એનું હૈયું હાથ આવ્યું. એની આંખમાંથી ભૂતકાળનું સોણલું ઓસરી ગયું. દરિયાના નીલાં મોતીનાં શિખરમાંથી જાણે લાલ લાલ આગના ભડકા ઉડયા, વીજળી બેબાકળી બનીને ચોપાસ જોવા લાગી.

કાનજી માલમ આગળ આવ્યો. વીજળીની સામે ઉભો રહ્યોઃ 'વીજળી! વીજળી! મને તું નથી પિછાનતી? હું કાનજી માલમ!'

વીજળીએ પોતાની આંખે હાથ દીધા. એના અંગે અંગમાં કમકમાટી આવી ગઇ. એ ચૂપ રહી.

વીજળીની સાથે બીજી બાઇ હતી એ બોલી:

'હું તમને બરાબર ઓળખું છુ.'

'તમે મને ઓળખો છો ?' વીજળીની આડે પડીને વાત કરનાર આ બાઇ કાનજીને ચિબાવલી લાગી. ઓળખતી હોય તો ભલે ઓળખે, પણ અત્યારે એ કોઈ અધૂરી ઓળખાણ તાજી કરવાને કયાં આવ્યો હતો ?'

'હશે ! મને ઘણા માણસો ઓળખે છે.' કહીને કાનજીએ બાઇ સાથે પોતે વિશેષ વાત નથી કરવા માગતો, એમ બતાવવાને વીજળી ઉપર આંખો ઠેરવી:–'વીજળી !'

બીજી બાઇ સાથે કાનજી વાત કરવા માગતો નહોતો તો પણ બીજી બાઇ વચમાં પુરાયા સિવાય રહી નહિ.

'તમે મારી સાથે વાત કરો.' એ બાઇએ જરા અક્કડ અવાજે કહ્યું: 'તમે અહીં કેમ આવ્યા છો ?'

'તમે કોણ છો ?' કાનજીના અવાજમાં જરા ઉતાવળ હતી, જરા ઉદ્ધતાઇ હતી. શા માટે આ બાઇ નકામી વગર બોલાવ્યે વચ્ચે પડતી હતી.

'હું કોણ છું ?' પેલી બાઇએ હસીને કહ્યું: 'તમારી યાદગીરી ઘણી ટૂંકી ન હોત તો તમે મને ઓળખી શકત. હું એ બાઈ છું, કાનજી માલમ જેનું તમે સત્તાની તોરમાં અને તાકાતના અભિમાનમાં ગોરીલા નામના ચાંચિયાને દાન કર્યું હતું. હું એ બાઈ છું જે આ મંદિરની એક અધિષ્ઠાત્રી છે. હું એ બાઇ છું જેની રજા વગર વીજળી કોઇની સાથે વાત કરી શકતી નથી. હવે બોલો ! તમારે શું કામ છે ?'

'મારે વીજળીનું કામ છે.' કાનજીએ કહ્યું: 'વીજળી ! વીજળી ! તું મને કેમ જવાબ નથી દેતી ?'

કેસરના ચહેરા ઉપર એક આછું સ્મિત ફરકી રહ્યું. એ સ્મિતે એના મ્લાન વદનને વધારે મ્લાન બનાવ્યું. 'તમે મને જો વાત નહિ કરો તો વીજળી સાથે તો તમે વાત કરી શકશો નહિ, અને તમારી સાથે નાહકની માથાકૂટ કરવાની મને નવરાશ નથી.'

'માથાકૂટ ?' કેસરના અવાજમાં સત્તાવાહકતા એટલી તો સ્પષ્ટ હતી અને એટલી તો દલીલથી પર અને સંસ્થાપિત હતી કે, કાનજીનો આંધળો ઉકળાટ કાંઇક થીજ્યો.

'હાસ્તો! તમારા જેવા માણસની સાથે વાત કરવી, એ વખતનો દુરૂપયોગ તો છે જ. હવે હું તમને છેલ્લી વાર પૂછું છું કે, તમારે શું કામ છે? તમે તમારા ભાઇબંધ ફીરંગીઓની વચમાં રહીને લૂંટની મજા ને આગની ઉષ્મા છોડીને અમારા આ મંદિરમાં શા કાજે આવ્યા છો?'

ક્ષણભર સત્તાવાહકતાની શેહમાં દબાયેલો કાનજી હવે પૂરો ઉકળી ઉઠયો. 'આ બાઈ શું સમજે છે? શા માટે એ એને બદફેલ ફીરંગીઓ સાથે સંડોવે છે?'

કાનજી બે કદમ આગળ આવ્યો. એની આંખમાં કારમું તેજ પ્રજવલ્યું. એક ક્ષણ એના ચહેરા ઉપરની જ્વાલા દુઃસહ બની ગઇ.

'તમે મારા માર્ગમાંથી દૂર હટી જાઓ!' એણે કેસરને એક ધક્કો માર્યો. એણે વીજળીના હાથ પકડયાઃ 'વીજળી!' કાનજી માલમ ઝપાટાબંધ બોલવા લાગ્યોઃ 'સાંભળ! આ મંદિર ઉપર ફીરંગી લોક હુમલો લાવવાના છે. હું તને અહીંથી લઇ જવા આવ્યો છું. તું મારી સાથે ચાલ!'

કેસર ખડખડાટ હસી. 'ઓહો, તમે આટલા માટે જ અહીં આવ્યા છો ને? હું જઉં છું, તમને વીજળીની સાથે નિરાંતે વાત કરવાની તક આપું છું અને તમારા જેવા માણસને શો જવાબ આપવો એ મારી વીજળીને મારે શીખવવું નહિ પડે!'

ચાલી જતી કેસરની પીઠને કાનજી કેટલા આશ્ચર્યથી તાકી રહ્યો: 'આ બાઇ તો ભારે જીદ્દી લાગે છે. આ ટૂંકા વાડાની સાંકડી સત્તાનું એને ભારે ગુમાન ચઢયું લાગે છે.'

વીજળીએ પોતાના બે હાથો આંખો ઉપરથી ખેસવ્યા: 'તમે મને સતાવો નહિ. તમે મને શા માટે બદનામ કરો છો?'

'બદનામ?'

'હા, બદનામ! હું તમારી સાથે વાત કરવા પણ નથી માગતી, એ જોવાને તમારે શું આંખો નથી?'

'હું તને બચાવવા આવ્યો છું ને તું મારી સાથે વાત કરવાને પણ નારાજ છે?'

'હા.'

'કાંઇ કારણ?'

'મને શા માટે પૂછો છો? તમારા દિલને જ પૂછી જુઓ.'

'વખત ઘણો બારીક છે. વખત ઘણો કીમતી છે. આવા સમસ્યા જેવા સવાલ જવાબો આપણે આપણા વહાણના તૂતક ઉપર કરીએ તો ન ચાલે? અત્યારે તો તમે મારી સાથે ચાલો!'

'હું હરગીજ તમારી સાથે નહિ આવું.'

'ફીરંગીઓ જ્યાં જાય છે ત્યાં કોઇ નારીની ઇજ્જત સલામત નથી, એ તો તમે જાણો છો ને?'

'મને જાન દેતાં કયાં આંચકો આવે એમ છે?'

'તમે જાન દેશો પણ મારી સાથે નહિ આવો? પરંતુ તમે જાન દો એ વાત મને પરવડતી નથી. તો હું તમને બળજોરીથી ઉઠાવી જઇશ. પણ એક વાત તમે નિશ્ચયે માનજો કે જ્યારે અસ્મતખાર ફીરંગીઓ આ દેવળ ઉપર તૂટી પડશે ત્યારે એ દેવળની અંદર બીજા જે કોઇ હશે તે ભલે હો. મારી વીજળી તો નહિ જ હોય.'

'તમે મને સ્પર્શ સરખો પણ કરશો તો હું અહીં ને અહીં જ મારો જાન આપીશ. તમે મને શું સમજો છો?'

'હું તમને અત્યારે તો એક મૂર્ખ છોકરી તરીકે જોઉં છું. જે આપત્તિમાંથી નાસવાનો તમને રસ્તો સાંપડે છે, એ રસ્તો સ્વીકારવાને બદલે જે આપત્તિનો તમે સામનો કરી શકવાનાં નથી અને મોત કે મોતથીએ બદતર જીવન માત્ર તમને અચૂક સાંપડવાનું છે તેમાં પરવાનાની જેમ ઝંપલાવવાનું પસંદ કરો છો, એ માર્ગ કોઇ શાણી સ્ત્રીનો નથી, છકેલી છોકરીનો છે.'

'હું ભલે શાણી ના રહી. હું ભલે મૂર્ખ રહી. હું ભલે છકેલી રહી. હું જેવી છું તેવી આ દેવમંદિરમાં પોષાઇ છું ને પોષાઇશ. મને એક વાતનો તો સંપૂર્ણ સંતોષ છે. હું દેશદ્રોહી નથી, અને દેશદ્રોહીની સાથે કોઇ જાતની નિસ્બત ધરાવવા માગતી નથી.'

કાનજી માલમનો ચહેરો આગથી તપેલા લોઢાં જેવો ભૂરો બની ગયો. ભયાનક જોરથી એણે વીજળીનો હાથ પકડયો. પોતાની આંખોની જ્વાલા માત્રથી એ વીજળીને ખાક કરવા માગતો હોય, એમ વીજળીને તાકી રહ્યો: 'શું કહ્યું ? દેશદ્રોહી ?'

'હા, દેશદ્રોહી ! ફરીને કહું છું કે, દેશદ્રોહી ! દેશદ્રોહીનો સંગાથ કરવામાં પણ પાપ છે, દેશદ્રોહીનો સ્પર્શ કરવામાં પણ પાતક છે.'

'કોને મને કહે છે ? હું દેશદ્રોહી ! વીજળી ! તારા મોઢામાં આ વાકય શોભતું નથી.'

'સાચી વાત કહેવામાં શોભાની જરૂર શી રહે છે ?'

'પણ હરગીજ એ વાત સાચી નથી. કોણ કહે છે કે હું દેશદ્રોહી છું?'

વીજળી હસી-મ્લાન હસી. એ હાસ્યની પાછળ તિરસ્કાર હતો, ઠપકો હતો. ઉંડી ઉંડી અંતર વ્યથા પણ હતી: 'કોઇક વાર આંધળા અને બહેરા થવું એ પણ ઉપયોગનું છે.'

'તું શું કહેવા માગે છે ?'

'હું કહેવા એ માગું છું કે, તમે આંધળા અને બહેરા છો એટલે જ તમને દેશદ્રોહી કોણ કહે છે, એ તમે નથી જોઇ શકતા કે, નથી સાંભળી

શકતા; પણ તમને દેશદ્રોહી કહેતું કોણ નથી? પરદેશી લૂંટારાઓને લાવવા, એમની મારફત આગ અને અસ્મતખારીનાં અકાંડતાંડવો રચતાં જોઈ રહેવાં, દેશજનોની સામે પરદેશીઓની વહારે ચડવું, આ બધું કદાચ તમને ઘણું સાહજિક લાગતું હશે—તમારા સિવાય સર્વને એ સાફ સાફ દેશદ્રોહ જેવું લાગે છે.'

કાનજી થોડી વાર ચૂપ રહ્યો. ફીરંગીઓ સાથેના પોતાના સંબંધને આ રીતે એણે વિચાર્યો નહોતો. 'ત્યારે શું પોતે દેશદ્રોહી હતો?'

'પણ ચાંચિયાને વળી દેશ કેવો?'

'તમારે નહિ હોય મારે તો છે.'

'અને આટલા માટે તું મારી સાથે આવવાની ના પાડે છે?'

'હા. હું અત્યારે આ મંદિરમાંથી ચાલી નીકળું તો સેંકડો નારીઓનાં આક્રંદો, સેંકડો આગોની નાની મોટી સેવા મારાં જીવનસંગી બની રહે. તમે જાઓ, હું તમારી સાથે આવવા માગતી નથી.'

'પણ અહીં ફીરંગીઓ આવવાના છે ને?'

'ભલે આવે. ફીરંગીઓ ન આવે એ માટે શું કરવું ને એ આવે તો પછી શું કરવું, એ સવાલો તો મારે વિચારવાના નથી. મંદિરના અધિકારીઓ જેમ સૂઝશે તેમ તેઓ કરશે; પણ હું એક વાત જાણું. આ મંદિરે મારા સ્વત્વની રક્ષા કરી છે, ને એ મંદિરનાં સ્વત્વની રક્ષા માટે હું પ્રાણ આપવા પડશે તોય પાછો પગ નહિ ભરું.'

'વીજળી! વીજળી!' વીજળીના અવાજની નિશ્ચયાત્મકતાએ કાનજીની સખતાઈ ઓગળી ગઈ.

વીજળીનો અવાજ કાનજીને હવે કોઈ નવા સૂરે સંભળાયો. ઝાંઝની ચીસમાં કોઈ પાતળી કટારીનો શિરોટો ઉકળે એવો ઉકળાટ એની વાણીમાં હતો. મુઠ્ઠી હાડકાંની વીજળી એને મંદિરનાં શિખરથીએ ઉંચેરી બની જતી લાગી.

'શા માટે તમે તમારી જબાનથી મારું નામ લ્યો છો. તમારા મુખે એક વાર આ મંદિરમાં મારું નામ ઉચાર્યું છે, એ ખ્યાલે પણ મને જંપ નહિ વળે! તમે જાણો છો? તમે આજે શું ઘોર પાતક કર્યું છે? જેઓને કોઇયે યકીન નથી, જેઓને કોઇ મર્યાદા નથી, જેઓને કોઇ કરતાં કોઇ સાદ નથી, એવા યવનોની વચમાં કિરતારે પોતાના અખૂટ ડહાપણમાં સાત સાત સાગરો મૂકયા હતા. તમે કિરતારે આંકેલી એ સલામતી ભૂંસી નાંખી છે. એ યવનોને તમે આ દેશમાં પ્રવેશ કરવાનો રાહદારી રાહ બતાવ્યો છે. આજે આ ભૂમિ ઉપર જે શયતાનિયત આચરાઇ રહી છે, એનું પાપ તમારે માથે છે. આવતી કાલથી આવી જે અનેક શયતાનિયતો આચરાશે એનાં પાપ તમારી માથે. આ દેશને તમે લૂંટી ખાતા હતા, એ વાત આ દેશના રક્ષકો અને તમારી વચ્ચેની હતી. એ વાત સારી હો યા માઠી હો, એ કહેવાનું કામ મારું નથી. પરંતુ જેવી હો તેવી, એનો ઇન્સાફ અહીં ને અહીં જ હતો. એની યાદગીરી પણ અહીં ને અહીંની હતી. ભવિષ્યમાં કોઇ એ બૂરી યાદ હૈયે ન લાવત, પણ આ દેશને તમે આજે માથે રહીને લૂંટાવ્યો છે, એ વાત તો ભવે ભવ જાગતી રહેશે. સેંકડો વર્ષો પછી જ્યારે જ્યારે આવી લૂંટો થશે, ત્યારે ત્યારે લોકો યાદ કરશે કે, એક કાનજી માલમ હતો. ઘણો દુષ્ટ હતો, લૂંટારો હતો, તે લૂંટાવનારો બન્યો. એ વેપારીનાં વહાણ લૂંટતો ને સ્ત્રીઓની ઇજ્જત લૂંટાવનારો બન્યો. દેશનો ચોર હતો, તે દેશદ્રોહી બન્યો. જાઓ! તમે જાઓ! મારે ને તમારે કાંઇ કરતાં કાંઈ સંબંધ નથી. એક વાર કાંઇક પણ સંબંધ મનમાં જાગ્યો હતો, એ કેવળ બૂરું સ્વપ્ન હતું. જાઓ! તમારા ને મારા રાહ જુદા છે. તમારો રાહ તમારા મ્લેચ્છ મિત્રોની શરાબી અસ્તખાર મિજલસમાં છે. મારો રાહ તો અહીં જ પૂરો થયો છે. કોઇ યાદ, કોઇ શેહ મને અહીંથી દૂર કરી શકશે નહિ. આ મંદિરનો છેલ્લામાં છેલ્લો પથ્થર હયાત હશે ત્યાં સુધી હું અહીં રહીશ અને જ્યારે એ પથ્થર પણ નાશ પામશે ત્યારે દેવની મૂર્તિ લઇને હું મારો મહારાહ પકડી લઇશ.'

'વીજળી !'

'ચૂપ કરો ! મારા છેલ્લા શબ્દો તમે સાંભળ્યા. વિશેષ મારે કાંઈ કહેવું નથી.'

વીજળીના શબ્દે શબ્દે કાનજીની આંખમાં આતશ પ્રજળતો હતો. એ એકદમ આગળ આવ્યો. ભયાનક જોરથી એણે વીજળીનો હાથ પકડયો.

'ચૂપ કર નાદાન છોકરી !' કાનજીના અવાજમાં કારમી તીવ્રતા હતી: 'ચૂપ કર ! હું કાનજી માલમ ! જેવા મારે સાંભળવા હોય તેવા સિવાય બીજા કોઈ જાતના છેલ્લા શબ્દો મને કોઈ કરતાં કોઈ સંભળાવી શકે નહિ. અને શું હું તારા મુખેથી આજ પહેલી વાર સાંભળીશ ?'

'તમે સાંભળો ન સાંભળો, એની મને પરવા નથી. મારા છેલ્લા શબ્દો મેં તમોને કહ્યા. જીવનમાં ફરી વાર તમારી સાથે હું એક અક્ષર પણ વાત કરવા માગતી નથી.'

'ચૂપ કર ! તારો ગમે તેવો નિરધાર હોય તોયે ફરીને એક વાર તારે મારી સાથે વાત કરવી જ પડશે.'

'તમારી સાથે ?' વીજળી કાનજીની ઉગ્રતા ઉપર જરા કડવાશથી જરા તિરસ્કારથી સ્મિત કરી રહી.

'હા, મારી સાથે. એક વાર ફરીને હું આ મંદિરની બહાર ઉભો રહીશ અને તું જ મને અંદર બોલાવીશ.'

અને વિશેષ એક શબ્દ પણ બોલ્યા સિવાય કાનજી માલમ ત્યાંથી ચાલ્યો ગયો.

સૂનાં મકાનમાં કાનજી માલમનાં પગલાં બમણા જોરથી પડઘી રહ્યાં. હોઠ પીસીને વીજળી એ સાંભળી રહી. આખરે એ સંભળાતાં બંધ થયાં.

પ્રયાસે બતાવેલી અક્કડાઈ તમામ ઓસરી ગઈ, અને વીજળી ભોંય ઉપર ઢગલો થઈને બેસી ગઈ. 'હું સાચી જ હતી !' એ મનમાં બડબડી. એની આંખમાં ઝાંખ વળી. 'એણે દેશદ્રોહ જ કર્યો કહેવાય.'

પોતાની પાછળ કોઈ ઉભું છે એવો વીજળીને સહસા ખ્યાલ આવ્યો. વીજળીએ નિરાશ વદને ઉંચે નજર કરી. એની પાછળ કેસર ઉભી હતી.

'ચાલ આપણે જઈએ.' કેસરે ધીમેથી કહ્યું.

'બહેન ! બહેન !' વીજળીના અવાજની રૂરૂદિષા કેસરને ગંભીર બનાવી રહીઃ 'હું સાચી હતી ને ? એ દેશદ્રોહી જ હતો ને ?'

વીજળી કેસર સામે આશાથી જોઈ રહી. કેસરે જવાબ દીધો: 'હા.'

પોતાની માન્યતાને ટેકો મળ્યાનો કોઈ ભાવ વીજળીના વદન ઉપર ન દેખાયો. ઉલટાનું એની આંખમાં કાંઈ નિરાશા દેખાઈ:

'પૂરો વિચાર કર્યા વગર કર્યું હોય તોયે કે ?'

'તોયે. ખરાબ વસ્તુ કરવાની પાછળ એ કરનારનો વિચાર સારો હતો, એ કહેવું અર્થ વગરનું છે. વિચારો તો આવે છે ને ઉડી જાય છે. કેવળ આચાર જ રહે છે.'

'એમ જ હશે.' વીજળી પ્રયાસે થતી હોય એમ ઉભી થઈ: 'મને લાગતું હતું કે તમે...તમે...'

'શું મેં ?'

'કાંઈ નહિ. અને...અને...દેવદાસીઓથી પુરૂષનો વિચાર સરખોયે પણ કેમ થાય ? ખરૂંને બહેન !'

'ખરૂં.'

વિશેષ એક શબ્દ બોલ્યા સિવાય વીજળી આગળ ચાલવા માંડી. ધૂણવાનું શૂર ઉતરી ગયા પછી માતાના ભૂવાનું શરીર જેમ હતચેતન બને, તેમ વીજળીના અંગમાં પણ કાંઈ જાજરમાન તત્ત્વ દેખાયું નહીં. એ અત્યારે ચાલતી હતી–મુક્તિ મેળવવાની આશાભર્યા કેદીને વધારે સખ્ત સજા થાય એમ !



# પ્રકરણ ૨૧ મું

## દેશદ્રોહી !



દરવાજે આવીને કાનજીએ સંબલને કહ્યું:

'સંબલ ! એ ઓરડી ઉઘાડીને લાલાને હવે બહાર કાઢ !'

કાનજીની આજ્ઞાને અધીન થઇને સંબલે ઓરડી ઉઘાડી: ઓરડીની અંદરથી લાલો બહાર નીકળ્યો.

'મેં તો તમને કયારનુંયે કહ્યું હતું કે, તમારે બહાર આવવું હોય તો આવો, પણ તમે જ ના પાડી હતી!' લાલો કપડાં ખંખેરતો ઓરડી બહાર નીકળ્યો, એને સંબલે ખુલાસો કર્યો.

પોતે શા માટે બહાર આવવા માટે સંબલનો ઉપકાર લેવા માગતો ન હતો, એ વિષે લાલાએ મૌન ધર્યું. સંબલને જરા પણ જવાબ દીધા સિવાય, સંબલ સામે જરા સરખીયે નજર કર્યા સિવાય, લાલાએ કાનજી સામે જોયું–અને જોઇને એના ચહેરા ઉપર નર્યા તિરસ્કારનું એક સ્મિત આવ્યું.

'કેમ વીજળીને તમે બચાવી લીધી કે ?'

કાનજીની આંખમાંથી અગ્નિ વરસ્યો. હોઠ પીસીને એ બોલ્યો: 'મને તમારી અવસ્થાની દયા આવે છે.'

'અને મને તારી બેવકૂફીની દયા આવે છે.'

'બેવકૂફી !'

'બેવકૂફી નહીં તો ? તમને શું ખબર ન હતી કે, વીજળી મારી છોકરી છે ! અહીં એ મરશે પણ તમારી સાથે જીવતી રહેવા એ કદિ ન આવે એટલો ખ્યાલ પણ તમને ન આવ્યો ?'

'શા માટે એવો ખ્યાલ મને આવે ?'

'હું ભૂલ્યો. તમને એવો ખ્યાલ આવે જ નહિ. તમે તો અચૂક માન્યું હશે કે જે દરિયો આપણો હતો—મારો ને તમારો, એના ભેદ પરદેશીને તમે વેંચ્યા. એનાં નાણાં ઉપર મોજ માણવા મારી વીજળી તમારી સાથે ચાલી નીકળશે, ખરૂં ને? પણ વીજળી તો મારી દીકરી છે. દરિયાના દ્રોહીના મોઢાં ઉપર તો એ થૂંકે પણ નહિ!'

કાનજીએ લાલા તરફ પૂંઠ ફેરવી, સંબલ સામે જોયું: 'સંબલ! ચાલ મારી સાથે.'

'ક્યાં?'

'હું જાઉં ત્યાં.'

સંબલે માથું ધુણાવ્યું: 'હું તો અહીં જ રહીશ.'

'કેમ?' કાનજી માલમે તીખે અવાજે પૂછ્યું; શું સંબલ પણ એના ઉપર તહોમત મૂકનારાઓની જમાતમાં ભળતો હતો?

'વીજળી અહીં છે ને?'

વિફરેલા સિંહની અદાથી કાનજી પાછો ફર્યો. સંબલના ખભા ઉપર એના રાઠોડી હાથોએ તરાપ મારી. એના દુર્બળ શરીરના સાંધે સાંધાને હચમચાવીને કાનજીએ સૂસવતા અવાજે પૂછ્યું: 'વીજળી ને તારે શું છે?'

'વીજળી મારી નથી, પણ હું વીજળીનો છું.'

લાલાના હાસ્યે કાનજીની પકડ છોડવી દીધી. 'આફત કેટલાકને શયતાનિયત શીખવે છે તો કેટલાકને માણસાઇ શીખવે છે!'

લાલાની અપમાનભરી વાણીથી કાનજીનું અંગેઅંગ આગ વરસાવી રહ્યું: લાલાને મારવા જતો હોય એમ એ હાથ ઉગામીને લાલા તરફ આગળ વધ્યો.

સંબલને કાનજીનું દુઃસહ રૂદ્ર રૂપ જોઇને સાચેજ ભય લાગ્યો કે, કાનજી લાલા ઉપર ભારે જોરથી પ્રહાર કરશે. જુવાન અને કદાવર કાનજીના એક જ સીધા ને સચોટ પ્રહારથી લાલાના પ્રાણ નીકળી જાય એમાં પણ સંબલને શંકા ન હતી. કાનજીનો પ્રહાર સીધો ને

સચોટ પડશે એમાં પણ સંબલને શંકા ન હતી. સંબલ લાલા ને કાનજીની વચમાં પુરાયો. તેલની ધારથી આગ બુઝાવવા મથતો હોય એમ એ બોલ્યો: 'હં, હં, કાનજીભાઈ!'

'સંબલ! દૂર હટી જા!' લાલાએ સંબલને દૂર હટાવતાં કહ્યું: 'એક વાર—બસ એક વાર પણ મારી આ દેશદ્રોહી સામે આંખ મળવા દે. એ મારા શરીરને ભલે હણી નાંખે. મારો આત્મા અમર છે. એને એ મારી નહીં શકે. અને જ્યાં સુધી આ સૃષ્ટિ હયાત રહેશે ત્યાં સુધી એ આત્મા કેવળ એક જ વાત સદાકાળ પુકારતો રહેશે કેઃ 'કાનજી માલમ! તું દુશ્મનનો દોસ્ત ને દોસ્તનો દુશ્મન છે. તું શયતાન છો. તું દેશદ્રોહી છો!'

કાનજી થંભી ગયો, ધરતી સાથે જડાઈ ગયો.

લાલો કાનજીની સામે આવીને ઉભો. સામે ઉભીને એણે તબિયત-વાળી: 'કાનજી માલમ! એક વાર પૂર્વે આ શરીર તારા કબજામાં હતું. આજે પણ એજ વૃદ્ધ શરીર અવસ્થાની અશક્તિએ તારા કબજામાં તારી સામે ફરીને ઉભું છે, પણ આજ એ જરાયે કંપતું નથી. આજ એ સ્થિર છે. એનું કારણ તને ખબર છે?'

કાનજી મૂંગો રહ્યો. એની આંખો જાણે લાલાને જોતી જ ન હતી. લાલો નિશ્ચયથી બોલ્યો: 'એનું કારણ એક છે. હજાર પાપ આ શરીર ઉપર ખડકાયાં છે, પણ એ તો એના શરીરની સાથે ખાક થવાનાં છે. એણે ચોરી કરી છે પેટ ભરવા. એણે લૂંટ કરી છે પેટ ભરવા, એણે હત્યાઓ કરી છે શરીર રક્ષવા, એણે મોજ કરી છે શરીરને આરામ આપવા, એના આત્મા ઉપર એક પણ પાપ નથી. એણે પોતાનાં દેવમંદિરો ભ્રષ્ટ નથી કરાવ્યાં, એણે પોતાની માબ્હેનોની ઇજ્જત નથી લૂંટાવી, એણે પોતાના દેશને નથી વેચ્યો, એણે પોતાના સ્થાનકપિતા દરિયાલાલને નથી દગો દીધો. મને મારી નાંખ. શા માટે તું મારી કડવી વાણી સાંભળી રહ્યો છે. મને હણી નાંખ. સામો ઘા કરવાની મારામાં શક્તિ નથી, મારામાં વૃત્તિ નથી. ને મને બચાવવા

કોઇ આવવાનું નથી, પણ એક વાત બરાબર યાદ રાખજે. મરતાં મરતાં પણ હું અભય છું. મરતાં મરતાં પણ હું કહું છું 'તું દેશનો દ્રોહી છે !'

અને એક શબ્દ પણ બોલ્યા સિવાય કાનજી માલમ ત્યાંથી ચાલી નીકળ્યો.

× × × ×

લાલાનાં છેલ્લાં વાકયો એણે સાંભળ્યાં કે નહિ એમ શંકા છે. એ કયારે ચાલવા માંડયો એનોય એને ખ્યાલ ન હતો. એના અંતરના ખૂણેખૂણામાં બસ એક જ નાદ ઉઠતો હતો, 'તું દેશદ્રોહી છે.'

દેશદ્રોહ એટલે શું ? પહેલાં તો દેશ તરફ જરાયે મમત્વ રહે એવું દેશે એને માટે કર્યું હતું શું ? પેટને માટે એને લૂંટ કરવી પડતી હતી ! સલામતી માટે એને દોડ કરવી પડતી હતી ! આ કામને માટે એને મધદરિયાના એકાન્તના ટાપુઓ શોધવા પડતા હતા. દેશમાંથી તો એને પકડવા માટે જહાજો આવતાં ને એના માથા માટે ઇનામ જાહેર થતાં. દેશ ! દેશ ! દેશ ! વીજળી, લાલો, સંબલ બધા દેશને માટે પોપટપાઠ પઢતાં હતાં, પણ દેશ એટલે શું ? કોનો દેશ ? દેશની રિદ્ધિ સિદ્ધિ સલામતી ભોગવનારાઓ તો કેવળ નાસભાગ કરતાં હતાં ને ઉલટાનું એના ઉપર દેશના દ્રોહનું પાપ ઓઢાડતાં હતાં !

અને દ્રોહ જેવું પણ એણે શું કર્યું હતું ? દરિયામાં એ ઘસડાતો ઘસડાતો પરભોમમાં જઈ ચડયો. પરભોમમાં એને પરદેશી માણસો મળ્યા. એમને આ દેશમાં આવવું હતું, પણ રસ્તો જડતો ન હતો. પોતાને પણ આ દેશમાં આવવું હતું, પણ કોઈ સાધન મોજૂદ ન હતું. અનાયાસે સાધન અને સાધકનો ભેટો થઇ પડયો. અને... અને...જેમની પાસે સાધન હતું પણ સિદ્ધિ નહોતી, એમની ગરજનો લાભ લઇને એણે જે પોતે બિલકુલ વળતર વગર પણ કરત, એ જ કામ કરવા માટે ફીરંગીઓ સાથે સોદો કર્યો ! આમાં દ્રોહ આવ્યો કયાં ?

પણ જેમની ઇજ્જત લૂંટાઈ છે ને અસ્કામત લૂંટાઇ છે, એઓને તો કાનજીનો દ્રોહ જ દેખાય. ફીરંગીઓએ જે આગ લગાડી હતી, એ આગમાંથી નીકળતા ધૂમાડાના અક્ષરો પણ આકાશમાં એના દ્રોહની કથા આલેખશે.

અરે જીવડા! બીજા તો ભીંત ભૂલ્યા, પણ તુંયે લપસવા માંડયો કે? બીજાં ભલે તને દ્રોહી કહે, પણ તું જાતે તને દ્રોહી કેમ માનવા લાગ્યો? ફીરંગીઓના મનોભાવ તેં કયાં પહેલેથી જાણી મૂકયા હતા? ફીરંગીઓના દિલમાં આવા મનોભાવ તેં જગવ્યા યે કયાં હતા? ફીરંગીઓને તેં કયાં કોઇ મદદ પણ કરી હતી? તેં જે કર્યું છે એ માટે બીજાની જીભ ઉપર કેમ કાન માંડે છે? તારા હૈયાના ધબકારા ઉપર કાન માંડ. તેં દ્રોહ કર્યો નથી. તને દેશદ્રોહી કહેનારા બધા જૂઠા છે.

પણ વીજળી! ભૂંડા, તેં જે કર્યું એ જો ન કર્યું હોત તો તને વીજળીનો ભેટો કયાંથી થાત? પણ ભેટો થયા પછી......

એ ભેટો કાંઇ સારરૂપ છે ખરો? એણે વીજળીને ફરી જોવાની આશા મૂકી હતી. વીજળીને એની વચ્ચે હજાર જોજનનું અંતર પડી ગયું હતું. એવી વીજળીને જોયા પછી યે શું? એ હજાર જોજનના અંતરમાં તો હવે ભવભવનાં અંતર પડી ગયાં હતાં!

લાલો અને સંબલ......જવા દો, વીજળી ને એની વચ્ચે આટલાં અંતર ખેડાઇ ગયા પછી લાલા ને સંબલની બિસાત શી? શાને એનો વિચાર કરવો? એનાં કિસ્મત જ એવાં તે સંયોગો જ એવા ઉભા થયા. લોકોનાં કિસ્તમ જ એવાં કે એમને લૂંટાવાનું થયું. ને એ ઘંટીના પડ વચ્ચે એની આશા કચરાઇ ગઇ. વાંક એનો નહોતો! એ વિષે તો એના મનમાં લવલેશ પણ શંકા ન હતી!

વાંક ફીરંગીઓનો કે એમને આંકડે મધ બાઝેલું જોઇને લોભ થયો! પણ આંકડાની ગળે મધ બાઝયું જ હોય તો મધમાખીના ડંખ વગર, મફતમાં, કેવળ હાથ લાંબો કરવાથી જ મળતું મધ લેવાને કહોને કોને લોભ ન થાય!

ત્યારે ? લોકોનો કાંઈ જ વાંક નહીં એમકે ? શા માટે તેઓ મુઠ્ઠીભર ફીરંગીઓથી તોબાહ પોકારે છે ? શા માટે તેઓનું જે છે તેની રક્ષા કરવાને તેઓ તત્પર થતાં નથી ? બંદૂકની બીક ? બંદૂકના કરતાં બંદૂકની બીક શું આટલી વધારે હશે ખરી ? બંદૂક પણ જે ન કરી શકે એ શું બંદૂકની બીક કરી શકે ?

કલીકટના લોકો કાયર છે ! એ કાયર છે માટે એમનાં મકાનોમાં આગ લાગી ને એમનાં મંદિરો ભ્રષ્ટ બન્યાં; એ કાયર છે માટે એમની ઓરતોની ઇજ્જત લૂંટાઇ; એ કાયર છે માટે એમની મિલકત લૂંટાઇ; એ કાયર છે માટે જ ફીરંગીઓએ લૂંટ ચલાવી અને હવે એમની કાયરતાનાં પાપનો પોટલો મારે માથે નાખવા માગે છે !

ક્યાં ગયા બધા શૂરવીરતાના બેટડાઓ ? જરા બતાવો તો ખરા ? ક્યાં ગયો પેલો સારંગપાણી ? એક રીતે તો સારંગપાણીને આ બધુ ઈશ્વરી ઇન્સાફ સમું લાગવું જોઇએ છે ! જો સારંગપાણીએ ચાંચિયાઓને પકડ્યા ન હોત, ચાંચિયાઓનાં વહાણો દરિયામાં હજી ઘૂમતાં હોત તો ફીરંગીઓનાં જહાજો કલીકટ સુધી પહોંચી ના શકત. સારંગપાણીને આજે અચૂક ખાતરી થતી હોવી જોઇએ—જો એ આજે જીવતો હોય તો—કે થોડીશી મામૂલી લૂંટના બદલામાં ચાંચિયાઓ આ દેશની પરદેશી તરી ચડાઈ સામે રક્ષકો હતા ! કલીકટ લૂંટાયું, ફીરંગીઓ આવ્યા, નહિ કે કાનજી માલમ દેશદ્રોહી હતો તેથી, પણ એટલા માટે કે ચાંચિયાઓનો નાશ કરવામાં આવ્યો હતો ! એટલા માટે કે દેશની તરી રક્ષા કરવાની કશી જ તજવીજ સિવાય દેશનો તરી માર્ગ સાફસૂફ કરવામાં આવ્યો હતો ! જો ચાંચિયાઓ.........

ચાંચિયા ! પોતે પણ એક ચાંચિયો હતો ને ?

કાનજી માલમ થંભી ગયો. આભની સામે તાકી રહ્યો !

થોડી વારે એ મનમાં બોલ્યો: 'વીજળીને મેં કહ્યું હતું કે, એકદા હું તારા દેવમંદિરની બહાર ઉભાં રહીશ અને તું જ મને બહાર બોલાવવા આવીશ. મેં આ કહ્યું ત્યારે તો મને કાંઇ ઉંડો કે લાંબો વિચાર ન

હતો ! એને બોલતી બંધ કરવા માટે જ કહ્યું હતું. પણ વીજળી મને હવે જરૂર બોલાવશે. વીજળી એનું બોલ્યું તમામ પાછું ગળી જશે—અને તે પણ એની પોતાની જ આપ મરજીથી !'

× × × ×

કાનજી માલમની વિચારમાળા સંપૂર્ણ થઈ હોય અને એણે કોઈ ચોક્કસ નિર્ણય કરી લીધો હોય, એમ એના પગ હવે ઉતાવળમાં ઉપડવા લાગ્યા. હવે જાણે સમયના વેગ સામે એને હરિફાઈ કરીને સરસાઈ મેળવવી હોય, એમ એની ચાલ ઉતાવળી બની ગઈ.

એ શહેરમાં પેઠો અને ઉભે માર્ગે ચાલવા માંડયો.

ધૂંધવાતી આગના ઘેરા ધૂમની વચ્ચેથી એ ચાલ્યો ને એનું હૈયું જાણે એ ધુમાડા જેટલી મુક્તિ અનુભવી રહ્યું.

ફીરંગીઓની લૂંટના ચિત્રવિચિત્ર પ્રકારે ઘણા નગરજનો માટે ઘરમાં રહેવું અસહ્ય થઈ પડયું હતું. કયાંક આગ લાગી હતી. કયાંક મિલકત લૂંટાઈ ગઈ હતી, કયાંક ઇજ્જત લૂંટાઈ હતી. કયાંક બાળકોની લાસો વેરાઈ હતી, એવી સ્થિતિમાં પુરજનો બહાર રસ્તા ઉપર હતાશને હતચેતન બનેલાં ઉભાં હતાં.

એ બધાની વચમાંથી કાનજી માલમ ઝપાટાબંધ ચાલવા માંડયો. હજાર આંગળીઓ 'ફીરંગીઓને અહીં લાવનાર દેશદ્રોહી' સામે નોંધાઈ. હજાર શાપો 'દેશદ્રોહી'ને કાને અથડાવા મથ્યા. પરંતુ કાને અથડાયેલા એ અવાજોના ખાલી પડઘા માત્ર એના મગજમાં પડવા સિવાય બીજી કોઈ અસર કાનજી ઉપર ના થઈ. કાનજીના હવે જુદે ચીલે ચડેલા અંતરમાં તો આ બધીયે આપત્તિ ઉપર એક મહા કરૂણા જ ફૂટતી હતી. આ આપત્તિને શકય બનાવનાર નાગરિક કાયરતા ઉપર એને દયા આવતી હતી. આ નાગરિકોનું રક્ષણ કરવાને માટે જેની ફરજ હતી, એ રાજાની નિર્બળતા ઉપર તિરસ્કાર આવતો હતો !

સાચી વાત ! સાવે સાવ સાચી વાત ! જ્યાં સુધી માથે વહોરેલાં કામ માટે તમે મારવા કે મરવાને તત્પર ન થાઓ ત્યાં સુધી એ કામ

સંપૂર્ણ પાર ઉતરે જ નહિ. મિલકત ધારી મિલકતને માટે મરવા કે મારવા તૈયાર થાય તો જ મિલકત સાચવી શકે; ઓરત જો મારવા મરવાને તૈયાર હોય તો જ અસ્મત જાળવી શકે છે; ચાંચિયો પણ જો મરવા કે મારવાને તૈયાર હોય તો જ ચાંચિયાગીરી કરી શકે છે; અને રાજા પણ મરવાને કે મારવાને તૈયાર હોય તો જ રાજ કરી શકે છે.'

'દેશદ્રોહી ! દેશદ્રોહી ! અમને તારા ઉપર નફરત ઉપજે છે.' ચોમેરથી પોકારો ઉઠતા હતા.

'કાયરો ! કાયરો ! મને તમારી દયા આવે છે' કાનજીના અંતરમાંથી અવાજ ઉઠતો હતો.

× × × ×

કલીકટના નાગરિકો કાયરો હો કે ન હો, પરંતુ એમના ઉપર ઉતરેલી આપત્તિ ખરે જ ખતરનાક હતી. માણસ જાત ઉપર આપત્તિ ઉતરે છે, પરંતુ એમાં પણ સાત્ત્વિક, રાજસી ને તામસી એવા પ્રકૃતિ–ભેદો દેખાય છે. કેટલીક આપત્તિઓ જાણે સામે ચાલીને હમદર્દી માગી લ્યે છે; કેટલીક આપત્તિઓ જાણે પોતાના ભોગ બનેલાની કચાશ દૂર કરીને એને ઘડે છે; કેટલીક આપત્તિઓ સદંતર બેરહમ હોય છે. એમાં એક પણ અંશ કયાંય કરતાં કયાંય કરૂણા કે કોમળતાનો નથી દેખાતો. કલીકટના નગરજનો ઉપર આજે એવી તામસી આફત ઉતરી ચૂકી હતી. એ આફત ફીરંગીઓને સદંતર બેપરવા બનાવતી હતી; નગરજનોને સદંતર કાયર બનાવતી હતી. બહાદુર માણસની કરૂણા કયું દૃશ્ય વધારે જગવે છે ? પુરૂષની કમજોરી કે સ્ત્રીઓનું રૂદન ?

ચોમેરથી એના તરફ અંગુલિનિર્દેશ થઇ રહ્યો હતો; ચોમેરથી સર્વ લોકો એને જ પોતાની અવદશાનું કારણ જણાવતાં હતાં. કાયરોના ધિક્કાર જેવી તીખી ચીજ બીજી કોઇ આ અવનિતળ ઉપર નથી, અને એ ધિક્કારના પડઘા ચારે બાજુથી એના કાન ઉપર પછડાતા હતા.

પરંતુ એ સાંભળવાને એની પાસે કોઇ કાન ન હતા. એના મનમાં તો કોઇ નવો જ વિચાર ચાલતો હોય એમ એ બેધ્યાનપણે ઝપાટાબંધ ચાલતો હતો. એ કયાં જતો હતો એ એ જાણતો હતો ?

એક મહાન્ ડૂબતા મોતમાંથી ઉગરીને એ કલીકટમાં આવ્યો હતો. એક જીવતા મહા મોતમાંથી ઉગરીને વીજળી પણ કલીકટમાં આવી હતી. નક્કી એ સંકેત હતો. એમનું મિલન જો સરજાયું ન હોત, અનેક આડા રાહોની સંભાવનાભરી જુદી જુદી દરિયાવાટ મારફતે તેઓ બન્ને એક જ સ્થળે એકઠાં કેમ થાત ?

સામાન્ય સંયોગોમાં બન્ને ઉપર રાજનાં નગરજનોના કારમા પ્રતિકાર ઉતરે, સામાન્ય સંયોગમાં વીજળી જો પકડાઇ હોય તો ઝામોરીનના હાથમાંથી છટકી શકે નહિ. સામાન્ય સંયોગમાં કાનજી જો જીવતો ઝલાયો હોય તો એને ઉંચામાં ઉંચી ફાંસીએ લટકાવ્યા સિવાય કોઇ જંપે નહીં. પણ એમના મિલનને સફળ બનાવવાને માટે જ અસામાન્ય સંયોગો ઉભા થયા હતા. એકને દેવમંદિરની ઓથ હતી, બીજાને દેવમંદિરને ભ્રષ્ટ કરનારાની યાવની તાકાતની ફૂંક હતી.

વીજળીના દિલમાં કાંટો રહી ગયો હતો. એ વીજળીને કયાં ઓળખતો ન હતો ? પહેલેથી જ એ માથાંફરેલી છોકરી હતી. પહેલેથી જ એના દિલમાં એક વાર જે વાત ઉગી એને એ ચિકાશથી વળગી રહેતી. વીજળીના દિલમાં આજે વાત ચોંટી ગઇ હતી: 'કાનજી માલમ દેશદ્રોહી છે.' એ વાત સહેલાઇથી દૂર થવાની ન હતી. વીજળીએ એનો તિરસ્કાર કર્યો હતો. એક સમય એવો હતો કે, એ તિરસ્કારનો બદલો તિરસ્કારથી આપત. આજે કાનજીને એક પરમ સત્ય સૂઝયું. વીજળીની સિવાય જીવન જીવવું એને માટે અશકય હતું. વીજળીને મનાવવી જોઇએ, વીજળીને રિઝાવવી જોઇએ, અને એ માટે એના ઉપરનો સાચો કે જૂઠો પણ દેશદ્રોહનો આરોપ આડે આવતો હોય તો એ આરોપ એણે હટાવવો જોઇએ. એને માટે તો એક ઇન્કાર માત્ર બસ હતો. પોતે દેશદ્રોહી હતો નહિ. દેશનો દ્રોહ કરવાનું એને કારણ ન હતું, પણ

વીજળીને જો કેવળ ઇન્કારથી સંતોષ થતો ના હોય તો માશાલ્લા એવા એક પ્રત્યક્ષ કાર્યથી એણે એ આરોપ ભૂંસી નાંખવો જોઇએ કે, એને દેશદ્રોહી કહેનારા તમામ એના પગમાં માથું આળોટીને એ આરોપ પાછો ખેંચી લ્યે !

ચાંચિયાના દિલમાં મહાપ્રેમ જાગ્યો હતો, ને એ મહાપ્રેમ એને એક જવાંમર્દ બનવા હાકલ કરતો હતો. જવાંમર્દ બનવા માટે કાનજીને કોઈ વિશેષ ઉત્તેજનાની તો જરૂર હતી. બીક કોને કહેવાય એ તો તે જાણતો જ ન હતો. જે હાકલ અત્યારે એના માથા આસપાસ ગૂંજતી હતી, એ ઝીલવા માટે કોઇ ખાસ માનસિક તૈયારી તો કાનજીને કરવાની ન હતી ! ઘણી સહેલાઇથી કોઈ ખાસ માનસિક મંથન સિવાય કાનજી વીરત્વનો સાદ ઝીલવાને સાવધાન બની ગયો. મારે વીજળી જોઇએ છે, ને વીજળી જો એમ ચાહતી હોય કે, મારે આ દેશને ઉગારવો તો ચાલોને હું દેશને ઉગારૂં, પછી કંઇ ? પછી વીજળીને મારો ઇન્કાર કરવાનું કારણ નહિ રહે, પછી દેશને મારી ને વીજળી વચ્ચે આવવાનું કારણ નહિ રહે.

× × × ×

કાનજીને ખ્યાલ ન હતો કે, અધૂરો વિચાર-સ્પષ્ટતા એને કેવા તીક્ષ્ણ ભાવી તરફ ધકેલી રહી હતી ! એ માણસમાં હીંમત હતી, તાકાત હતી, નજર હતી, ચાપલ્ય હતું અને તોરીલી બેપરવાઇથી એ પોતાને માટે પોતે જવા આંકેલા રાહ તરફ આગળ વધ્યો.

શહેરમાં હજીયે લૂંટના કોલાહલ ગાજતા હતા. હજીયે નવી ને વધારે નવી આગના ભડકા ઉઠતા જતા હતા. નિરંતરાય એકનું એક કાર્ય કરવાથી માણસને આખરે તો થાક જ ચડે છે. તૈમૂર જેવાને પણ સદાકાળ લડાઇઓ જીત્યે જ જવાનો થાક ચડયો સાંભળ્યો છે. સિંહને પણ સર્વદા હરણાંનો શિકાર કરતાં કરતાં થાકતો સાંભળ્યો છે. વાઘને પણ શિકાર કરતાં થાક લાગ્યાના કિસ્સા પ્રાણી શાસ્ત્રના દફતરે નોંધાયા છે, પણ પંદરમી સોળમી સદીના ફીરંગીને લૂંટનો થાક લાગ્યાનું કહિયે

સાંભળ્યું નથી, એકાદ કિસ્સો પણ ક્યાંય નોંધાયો સાંભળ્યો નથી. કાનજી માલમ હોઠ પીસીને આગળ ચાલ્યો. વીજળીએ એને જે નવી આંખો આપી હતી, એને ફીરંગીઓનો ઉત્પાત અસહ્ય બન્યો હતો.

એમ ને એમ એકલો એ દરિયાકાંઠે આવ્યો.

× × × ×

દરિયાકાંઠે લોકોનો ખૂબ ભરાવો હતો. કંઈક માણસો શહેરમાં જાગેલા ઉલ્કાપાતથી બચવા માટે દરિયાવાટે નાસી જવાનો ઇરાદો કરીને આવી ચડયા હતા. એવાઓનું મોટું ટોળું કાંઠે જમા થયું હતું. દરિયામાં ચારેક જહાજો હતાં, ને એના ખલાસીઓ ખૂબખૂબ ઉતાવળથી એ જહાજોનું ભરત કરતા હતા. દૂર દૂરથી શહેરનો કોલાહલ ગાજતો સંભળાતો હતો. શહેર ઉપર ધુમાડાનો પડદો ઝૂલતો અહીંથી સ્પષ્ટ દેખી શકાતો હતો.

બાજને જોઈને કબૂતરખાનામાં જેવો ફફડાટ થાય, એવો ફફડાટ કાનજીને જોઈને ટોળામાં થયો.

'આ તો ફીરંગીનો ભોમિયો! દેશદ્રોહી! નક્કી એની વાંસોવાંસ ફીરંગી આવતા હશે!' ટોળામાંથી અનેક કંઠમાંથી આ દહેશતને વાચા સાંપડી.

એક ક્ષણ કાનજી તોરીલા મરડાટથી ટોળાંને જોઈ રહ્યો. એક ક્ષણ એનું ફરીને નિર્ભીક હૈયું ટોળાંની કાયરતાનો સ્વાદ ચાટી રહ્યું. બીજી ક્ષણે લોકટોળાંની નિર્બળ પામરતાએ એના જરઠ દિલમાં કોઈ ન સમજાય એવો દાહ એના અંતરમાં જણાવ્યો. કાનજીના અંતરમાં આજ પૂર્વે કદિ આવો દાહ નહોતો લાગ્યો. એણે આફ્રિકામાં ગામો બાળીને ગુલામો પકડયા હતા. એણે જીતેલાં જહાજોના ખલાસીઓને પાટિયે ચલાવ્યા હતા. એણે પોતાના મુખી સામે બંડ ઉઠાવ્યું હતું, ને એની પોતાની સામે એના પોતાનાં માનેલાં માણસોએ બંડ ઉઠાવ્યું હતું. એક કૂવાથંભને આધાર માત્ર ભૂખે અને તરસે એણે દરિયાલાલના

સેંકડો જોજન ફરજીઆત કાપ્યા હતા, પણ કોઇ દિવસ એના દિલમાં એક થડક સરખી નહોતી આવી. કોઇ દિવસ એના મોઢામાં ખૂનની પ્યાસ નહોતી સળવળી, પણ આજે ભાગી જવા માગનાર ટોળાંની નિર્બળ પામરતાએ એના દિલમાં એક મહાખોફ જગાવ્યો. ને એ ખોફે એના થઇ ચૂકેલા નિરધારને જાણે સરાણે ચડાવી એને નવી ધારે સજ્યો.

અદબ વાળીને કાનજી ટોળાંની સામે આવીને ઉભો: 'ખામોશ.' એણે બૂલંદ અવાજે બૂમ પાડી. ઝાંઝની કાળી ચીસમાં પણ જે અવાજ એક એક ખલાસીના કાન સુધી પહોંચતો, એ અવાજે ટોળાના કાન સરવા બનાવ્યા.

'અલ્યા આ તો કાનજી માલમ, ફીરંગીનો ભોમિયો ! યવનોનો જાસૂસ, ઝેરી નામનો ઠાકરિયો વીંછી ! એને તો મારો ! મારો ! મારો !'

ભૂખ્યું વરૂ ઘૂરકે એવો ઘેરો ઘુરકાટ ટોળામાંથી આવ્યો. સૂચવાયેલી દરખાસ્તનો કોઇ કરતાં કોઈ વિરોધી હોય એમ ના દેખાયું.

'ખામોશ', કાનજીએ બૂમ પાડીઃ 'મને તમારે મારવો છે ને ? હું પોતે જ મોતનો માર્ગ લઈ રહ્યો છું. સવાલ મને મારવાનો કે મારા મરવાનો નથી. સવાલ એ છે કે, તમારાથી કોઇને મરવાની તાલાવેલી થાય છે કે નહિ ?'

કોઈ કાંઇ બોલ્યું નહિ. કોઇ કાંઇ સમજ્યું નહિ.

કાનજીએ આગળ વાત કરવા માંડીઃ 'સામી છાતીએ મારનારા કે સામી છાતીએ મરનારા તો શૂરા હોય છે. કાયરો નહિ. કૂતરાંની જેમ બે પગ વચ્ચે પૂંછડી નાંખીને દૂરથી ઘુરકાટ કરનારાઓનું મારે કામ નથી, પણ જેટલામાં છાતી સામી ધરવા જેટલી માણસાઇનું ખમીર હોય એને મારે થોડા બોલ કહેવા છે.'

'મારી વાત સાંભળો !' ટોળામાં હવે સ્તબ્ધ શાંતિ હતી. 'આ યવનોનો જાસૂસ શું કહેવા માગતો હતો ? એના અવાજમાં આટલો રણકાર શેનો છે ? એના વદન ઉપર આ દુઃસહ તાપ શા માટે

છે ? સાંભળો ભાઇ ! સાંભળો, સાંભળવા તો દ્યો. એને શું કહેવું છે તે તો જોઇએ.'

કાનજીના ચહેરા ઉપર તિરસ્કારની કડવાશ આવી: 'મારૂં નામ કાનજી માલમ ! હું ચાંચિયો છું. આજ પૂર્વે ઘણી વાર મારા હાથ નીચે સાઠથી વધારે માણસો હતાં, પણ મને શું ખબર કે આવડા બધા ધીકતા બંદરને કેવળ સાઠ માણસોની મદદથી બહુ આસાનીથી લૂંટી શકાય છે ! હું તે ફીરંગીની છાતીને ધન્ય પોકારૂં કે તમારી કાયરતા ઉપર લ્યાનત વરસાવું. શું કરૂં ?'

'તમારા આ શહેરમાં વેપાર બળિયા તો અનેક છે, પણ કાંડા બળિયા કોઇ છે કે નહિ ? સાઠ માણસો–કેવળ સાઠ માણસો આ સારાયે શહેરને ધોળે દહાડે લૂંટે અને કોઇ કરતાં કોઇ એનો સામનો પણ ન કરે ? નાસભાગ કરવામાં પોતાની જાત મિલકત જાળવવામાં જ તમારી તાકાતની અજમાયેશ પૂરી થાય ! હું જ્યારે આ દૃશ્ય જોઉં છું ત્યારે મને એમ થાય છે કે, આ શહેર લૂંટાવું જ જોઇએ. આ શહેરનાં લોકો પણ લૂંટાવાં જ જોઇએ ! જેઓ સાચવી શકે નહિ એને રાખવાનો કોઇ હક્ક નથી. જેઓ સમય આવ્યે, કોઇ પવિત્ર ખ્યાલ ને ખાતર જીવ આપવાને તત્પર ન બને એને જીવતા રહેવાનો કોઇ હક્ક નથી ! કેવળ જીવતા રહેવા માત્રથી–કોઇ પણ ઉપાયે કેવળ જીવતા રહેવાનો કોઇ અર્થ પણ નથી.'

ક્ષણભર કાનજી ટોળાંને તાકી રહ્યો. લોકો એને ધ્યાનથી સાંભળતાં હતાં જ. પોતાનો એક હાથ હવામાં ઉંચો કરીને કોઇ, મહાન્ ઇજનનો ઘંટ બાજતો હોય એવા અવાજે એ બોલ્યો:

'ફીરંગીઓને લાવ્યો હું, એ વાત અક્ષરે અક્ષર સાચી છે, પણ હું એમને કલીકટ લૂંટાવા નહોતો લાવ્યો. મારૂં નામ કાંઇ મોટું નથી. પણ તમે ન સાંભળ્યું હોય એટલું નાનું પણ નથી. હું ચાંચિયો છું અને જે દેશમાં મારે ચાંચિયા થયા સિવાય બીજો કોઇ રસ્તો ન હોતો એ દેશને ફરતા દેવ દરિયાલાલમાં હું બહાદૂર ચાંચિયો હતો, એ

મારે મન મગરૂરીનો વિષય છે. જે જહાજ હું ન લૂંટી શકું, એ કદિયે ઉપર ઉભા રહીને બીજા પાસે ન લૂંટાવું. હું એમાં મારી નામર્દાઈ વાંછું, એમાં ભારે લાંછન માનું. જે શહેરને હું ન લૂંટું એ માથે ઉભા રહીને બીજા પાસે ન લૂંટાવું. હું ફીરંગીઓને કલીકટ લૂંટવા લાવ્યો ન હતો. મારે કલીકટ સામે કોઈ વેર હતું નહિ અને નથી. તમારા સહુના મનમાં આવો ભ્રમ પેઠો છે, કેમકે ઝામોરીને ચાંચિયાઓની કત્લ કર્યા પછી તરત જ ફીરંગીઓ આવ્યા. પરંતુ મારા જાત ભાઈઓની કત્લના વર્તમાન તો મને અહીં ઉતર્યા પછી જ મળ્યા. કત્લ થઈ ત્યાર પહેલાં તો ફીરંગીઓનો ને મારો મેળાપ થઈ ચૂકયો હતો; ત્યારે તો અમે આ તરફ ચાલી નીકળ્યા પણ હતા. આ છે મારો બચાવ, એ હકીકત છે. તમારે માનવો હોય તો માનો; ન માનવો હોય તો ન માનો. હું તો દરિયાલાલના શપથ લઈને કહું છું, એ બચાવ સાચો છે.'

કાનજી પળવાર થંભી ગયો. પાણીના ધોધમાં એક આકસ્મિક સત્ય એની જબાનમાંથી સરી પડયું હતું ! એને પોતાને પોતાની સામેના દોષારોપણના પૂર્વાપરની ઝાંખી થઈ ! ઝામોરીને ચાંચિયાઓને પકડયા હતા ! એ બધા જેલમાં હણાઈ ગયા હતા ! અને એ પ્રસંગ પછી પોતે તરત જ કલીકટ ફીરંગીઓ સાથે આવી ઉતર્યો હતો ! સાચે જ સામાન્ય લોકસમુદાય એના આકસ્મિક આવાગમનને એ બનાવ સાથે જોડતો હોય, અને ચાંચિયાઓની કત્લ સામે એનામાં જાગવી જોઈતી વેરવૃત્તિમાંથી ફીરંગીઓની લૂંટ એણે ઇરાદાપૂર્વક કરાવેલી હોવાનું માનતો હોય, તો એમાં લોકોને દોષ દેવાય એવું ન હતું ! શા માટે પોતાને અત્યાર સુધી કોઈએ આ વાત ન કહી ? કે આ વાત બધાને એટલી બધી સાહજિક લાગી કે, એમાં કહેવા જેવું કાંઈ જ હતું નહીં એમ સહુને લાગ્યું હોય ! એ તો જે હો તે હો ! એણે એની સામેનો આરોપ એ ધારતો હતો એના કરતાં વધારે ચીકટ હતો !

કાનજીના અવાજમાં આ નવાં સાંપડેલાં દિશાસૂચનનો કંપ આવ્યો.

'તમે મને દેશદ્રોહી માનો છો! સંયોગો અને જોગાનુજોગ તમને એમ માનવાને પ્રેરતાયે હશે. પણ હકીકત તો એ છે કે, ફીરંગીઓને અહીં સુધીનો રસ્તો બતાવવામાં પરસ્પર ઉપયોગી થવાની અને ઉપયોગ કરવાની વૃત્તિ સિવાય બીજું કાંઇ એની પાછળ હતું નહીં–છે નહીં. મારા દિલમાં કશું પાપ હતું નહીં ને એમના દિલમાં આટલો મેલ હશે, એમ જાણવાનો ન તો મને અવકાશ હતો અને એમ માનવાનું ન તો મને કાંઇ કારણ હતું. આટલું છતાં પણ આ દેશનો જળમાર્ગ પરદેશીઓને સૌથી પહેલો બતાવવામાં મેં ભારે ભૂલ કરી છે, એમ હું કબૂલ કરું છું. માત્ર એટલી જ વાતને જો તમે દેશદ્રોહ કહેતા હો તો એ કૂડું પાપ મેં કર્યું છે–મારે હાથે થઇ ગયું છે, એમ પણ હું કબૂલ કરું છું.'

કાનજીના અવાજમાં હવે તીખાશ આવી. એના ચહેરા ઉપર ઢળતાં સૂર્યનું તેજ રેલાયું હોય એવી લાલપ છાઇ ગઇ. એની આંખની અગ્નિ નજીક ઉભેલાઓને જાણે પ્રત્યક્ષ દઝાડી રહી.

'ભૂલ મેં કરી, પણ પાપ તો તમારું છે. આજે દેશદ્રોહનું પાપ જો કોઇનું ખરું હોય તો તે તમારું, તમારું ને તમારું જ છે ને બીજા કોઇનું યે નથી. તમે બધા મને ગુન્હેગાર લેખો છો. હું તમને બધાને જવાબદાર માનું છું. તમે બધા મને શાપને પાત્ર માનો છો, હું તમને સહુને દયાને પાત્ર માનું છું. હું તમને સહુને કહું છું કે, તમારી સહુની છાતીએ હાથ મૂકીને તમારા દિલને પૂછી જુઓ કે, આજે જે આગ આ શહેરમાં લાગી છે, આજે જે નારીઓની ઇજ્જત લૂંટાઇ છે, આ શહેરમાં આજે જે અત્યાચારો, અનાચારો ને દુરાચારો થયા છે, આ શહેરમાં એ તમામને માટે જવાબદાર કોણ છે? કાનજી માલમની દરિયાખેડ કે તમારી નામર્દાઇ કે રાજાની બેપરવાઇ? તમને સહુને જાતસલામતીનો અંધાપો ન વળગ્યો હોત, તો આજના બનાવો હરગીજ બનવા ન પામત. જેને ભાગી જવું હોય એ ભલે ભાગી જાય. નામર્દોની હાજરી મર્દોની ગેરહાજરી કરતાં પણ ભયંકર નીવડે છે.

એટલે જેને જવું હોય એ ભલે નાસી જાય, પણ અહીંથી જે જાય તે ચૂંદડી ઓઢીને જાય. તમારામાં જો જોમ હોત, તમારામાં જો માણસાઈ હોત, તો મૂઠ્ઠીભર ફીરંગીઓની શી મજાલ છે કે, તેઓ આવડા ધીકતા શહેરને ધોળે દિવસે તો શું પણ કાળી રાત્રે પણ લૂંટવાનો વિચાર સરખો કરે? દેશદ્રોહી કોણ છે? તમે કે હું?'

કાનજી માલમ જરા શ્વાસ ખાવા થંભ્યો. સાંભળનારાઓ એક-બીજા સામે જોઈ રહ્યા. 'ચાંચિયો આખાબોલો તો ખરો! પણ એની વાત આખરે ખોટી પણ શું છે? એને એકલાને તહોમતદાર ગણાવાય કેમ? કાનજીને હજી પણ કહેવાનું હોય એમ એનો હાવભાવ કહી રહ્યો છે! જરા સાંભળો! ખામોશ ભાઈઓ! સાંભળો ને સાંભળવા દો.'

કાનજી માલમે મેદિની ઉપર નજર નાંખી. મેદિનીનો રંગ એને ફરી ગયેલો લાગ્યો. જ્યાં તિરસ્કાર હતો ત્યાં એણે આતુરતા જોઈ, જ્યાં ઉકળાટ હતો ત્યાં તરવરાટ જોયો. એ આગળ બોલ્યો:

'હું બોલું છું એ કાંઇ બોલવા ખાતર નથી બોલતો. તમે સાંભળો છો તે પણ કેવળ સાંભળવા ખાતર ન સાંભળશો. હું મારી ભૂલ ભૂંસી નાંખવા માગું છું. તમે તમારૂં પાપ ધોવા તૈયાર છો? ફીરંગીઓએ કલીકટ ભલે લૂંટયું. કલીકટની ઇજ્જત નથી લૂંટી, એમ તમારે કહેવરાવવું છે? એમણે કલીકટનાં માણસો ભલે લૂંટયાં. કલીકટની માણસાઇ એઓ નથી લૂંટી શકયા, એમ તમારે બતાવવું છે? જેને આ ખેવના હોય તે ચાલો મારી સાથે. હું આગળ ચાલું છું. તમારામાંથી કોણ મારી પાછળ ચાલવાને તૈયાર છે? કોઇ બોલતું નથી? કાંઇ વાંધો નહિ. એક મરદ એકલો હોય તોયે શું કરી શકે છે એ તમે આજે જોશો. એક મરણિયો સોને (સૌને) ભારી.'

એક ખલાસી આગળ આવ્યો. કાનજી માલમની બાજુમાં જઇને ઉભો રહ્યો: 'મને તમારી સાથે ગણજો!' એણે કહ્યું.

એક માણુસે પહેલ કરી, એટલે તો ટોળામાંથી ચોમેરથી શોર ઉઠયો, 'મને !' 'મને' 'મને' માણુસાઈ ઉપર બીકનાં લાગેલાં તાળાં જાણે ઝપોઝપ ખૂલવા માંડયાં. 'મને !' 'મને' 'મને' થોડી વાર સુધી બીજો કોઈ અવાજ સંભળાયો નહિ. કોઈ કિમિયાગર પોતાના ઇલ્મથી સીસામાંથી સોનું બનાવે, એમ કાનજી માલમે પોતાની જબાનથી ને હામથી ભાગેડુ ટોળામાંથી સેના સર્જી. બસો ખલાસી, ખારવા ને બીજા જુવાનો કાનજી માલમની પાછળ ચાલી નીકળવા તૈયાર બની ઉભા થઈ ગયા.

'ચાલો દોસ્તો' કાનજી માલમે ઉછરંગથી કહ્યું: 'ફીરંગીઓએ કલીકટને એક બોધપાઠ શીખવ્યો છે. હવે કલીકટ ફીરંગીઓને બીજો બોધપાઠ શીખવશે.'

શેષ મેદિનીને ઉદ્દેશીને કાનજીએ કહ્યું: 'હવે તમે લોકો અહીંથી જાઓ. કોઈ હવે ભાગે નહિ. કોઈ શોર પણ કરે નહિ. સહુ શાંતિ રાખે અને અમને મેદાન ખૂલ્લું કરી આપે.'

થોડી વારમાં બંદરકાંઠો કાનજી માલમ અને એના સાગીર્દો સિવાય નિર્જન બન્યો.

---

## પ્રકરણ ૨૨ મું

## મિત્રદ્રોહ !



કાનજી માલમે પોતાના સાગરીતોને કહ્યું: 'તમે કોઇ ગભરાશો નહિ. લડાઇ લડવાનો મને પુરતો મહાવરો છે અને તમે બધા જેટલા ઉત્સાહથી આવ્યા છો એટલી જ શીસ્ત જાળવશો તો પરિણામ માટે શંકા નથી.'

ત્યાર પછી કાનજી માલમે પોતાના સાગરીતોની નાની નાની ટૂકડીઓ પાડી દીધી. દરેક ટૂકડીને માથે એણે એક એક નાયક મૂકયો. ભવિષ્યમાં જેનું ઘણા કરૂણ પ્રસંગે ભયંકર કમોત થવાનું હતું, એ હીરાજી નામના એક ટંડેલને એણે પોતાનો સહાયક મદદનીશ નીમ્યો.

'જ્યાં બેય પક્ષે હથિયારોની અસમાનતા હોય ત્યાં સમાનતા કરી દેવી એ કળાનું કામ છે અને આપણી એ કળ ત્યાં છે.' કાનજીએ દરિયા ઉપર આંગળી ચીંધીને સલામતી માટે બંદર કાંઠાથી દૂર નાંગરેલાં ફીરંગી જહાજો બતાવ્યાં.

'ખલાસીઓ તમામ તો લૂંટ કરવા ગયા છે. વહાણોની જાળવણી માટે માત્ર એક એક બે બે ચોકીદારો જ છે. એ વહાણો પહેલાં કબજે કરવાનાં છે.'

'ફીરંગીઓનાં જહાજો કબજે કરવાથી શો અર્થ સરશે ?' અન્ય સહુની શંકાને હીરાજીએ વાચા આપી.

'એ વહાણો ફીરંગીઓએ મેળવેલી લૂંટનું સંગ્રહ સ્થાન છે, એ એક કારણ. એ વહાણો ફીરંગીઓના પાછા ફરવાનું એક માત્ર સાધન છે, એ બીજું કારણ. પણ એ વહાણો ઉપર તોપો અને દારૂગોળો છે, એ સર્વથી વિશેષ કારણ.'

'અહીં કાંઠા ઉપર ચાર જહાજો છે. એ જહાજોમાં બેસીને આપણે બધા એ વહાણો ઉપર ચડી જઇએ ને એ વહાણોને કબજે કરીએ !' હીરાજીએ દરખાસ્ત કરી.

'એના કરતાં બીજો અને સહેલો રસ્તો કોઈ હોય તો ?' કાનજીએ કહ્યું.

'તો બતાવો, એમ કરશું.'

'જુઓ. ચાર પાંચ નાની કિસ્તીઓ લઈ જાઓ. ચાર પાંચ કુહાડા લઈ જાઓ. વહાણોનાં લંગર કાપી નાંખો. વેળ ચડતી છે. વહાણો આપ મેળે કાંઠે ઘસડાઈ આવશે !'

થોડી વારમાં સાત આઠ કિસ્તીઓ દશ બાર ઉત્સાહી સ્વયંસેવકોને લઈને ઉપડી.

કેટલીક વાર, જેમ એક નાનો બરફનો ટૂકડો જબરા હિમ પહાડનો માર્ગ મોકળો કરે છે, તેમ એકાદ નાનો જોગાનુજોગ મહાન્ સાહસના ગોળાને પહેલો વેગ આપે છે.

ફીરંગીઓના વહાણોના ચોકીદારો જાગતા હોત તો કોણ જાણે આ સાહસનો અંજામ કેવો આવત. સદ્ભાગ્ય એ બધા થાકેલા ને પીધેલા પડ્યા હતા. સલામતીની શ્રદ્ધાનો અતિરેક એમના નશામાં મદદગાર બન્યો. વારકો ડા ગામાએ એમને રાખ્યા હતા જાગતી ચોકી કરવા. 'અહીં આપણને તે કોણ કનડવાનું છે ? ને કદાચ કોઈ આવે તો પણ આટલે દૂર આપણને સવેળા ખબર ન પડે એમ તે બને ?' એ ખ્યાલે ચોકીદારોએ ચોકી ઉપર બેસતાં બેસતાં શરાબનો સ્વાદ કર્યો. લૂંટ કરવાનો થાક દારૂએ ઓગાળ્યો.

એમનાં વહાણોનાં લંગરો કાપવાને કોઈ આવે છે, એની એમને સરત ના રહી. એમનાં વહાણોનાં લંગરો કપાયાં છે, એની પણ એમને સરત ના રહી. ચડતી વેળની કાંઠા ભરતી ભરતીએ વહાણોને જ્યારે કાંઠા તરફ ઘસડવા માંડયાં ત્યારે એમનો નશો કાંઈક ઉતર્યો. પણ પ્રત્યેક જહાજ દીઠ બબે ચોકીદારોની સંખ્યા વહાણ ઉપર કાબૂ મેળવવા માટે એટલી તો અસંભાવ્ય રીતે અપૂરતી હતી કે, એમને વહાણોને કાંઠા તરફ ઘસડાતાં જોવા સિવાય પછી બીજો કોઈ રસ્તો ના રહ્યો ! શું બની રહ્યું છે, હવામાં શેના ભણકારા પડી રહ્યા છે, એ સમજવા જેટલાં એમનાં શરાબચૂર મગજો પણ સ્વચ્છ ન હતાં.

અને આખરે આ વહાણો તણાઇને કાંઠે છીતી ચે ગયાં, ત્યારે ચોકીદારોએ કાંઠા ઉપર જનસંખ્યા જોઇ, લોક તૈયારી જોઈ, લોકની વૃત્તિ પણ આછી આછી પારખી. એમણે તોપો ભરવા માંડી. એમણે ગામાના નામથી ધમકીઓ આપવા માંડી, પરંતુ એમની ધમકીની કોઇના ઉપર અસર ના થઇ; એમના તોપો ભરીને દાગવા જેટલો એમને સમય ના રહ્યો.

જહાજો, ચોકીદારો અને જહાજો ઉપરનો તમામ સરંજામ અનાયાસે, વિનાપ્રયાસે આમ કાનજી માલમ અને એના સાથીઓના હાથમાં આવ્યો.

એ ત્રણ જહાજોમાં ફીરંગીઓએ કલીકટની અત્યાર સુધીની લૂંટનો સામાન ઠાંસી ઠાંસીને ભર્યો હતો. લૂંટાયેલાં દેવમંદિરો, લૂંટાયેલાં ઘરો, લૂંટાયેલા વેપારીઓ, લૂંટાયેલાં જામદારખાનાં તમામ આ વહાણો ઉપર હતું.

× × × ×

'દોસ્તો !' કાનજી માલમે એ સરંજામ જોઇને હર્ષથી ઉભરાતા અવાજે કહ્યું: 'શુકન સારાં થયાં. આપણને લૂંટનારાને આપણે લૂંટ્યા છે. હવે આ ચોકીદારોને પાકા જાપ્તામાં રાખો. આ ત્રણેય જહાજો ઉપરથી તોપો અને દારૂગોળો તમામ નીચે ઉતારો. લૂંટનો માલ જહાજો ઉપર જ રહેવા દો. તોપો ઉતાર્યા પછી આ ત્રણે જહાજો ઉપર પચીસ પચીસ માણસ ચડી જાઓ ને જહાજોને પાછાં દરિયામાં લઈ જાઓ. જોજો જેટલા જાય એ તમામને માથે એક વાત છે. ફીરંગીઓના હાથમાં આ જહાજો જવાનો સંભવ દેખાય તો જહાજો ડુબાવી દેજો. જરૂર પડે તો જહાજો સાથે ડૂબી મરજો, પણ ખબરદાર એક પણ જહાજ પાછું ફીરંગીના હાથમાં જવા દીધું છે તો.'

અને પછી તો ઉત્સાહી હાથો એક સાથે અનેક કામે વળગી ગયા. જોતજોતામાં તો તોપો કાંઠે ઉતરી ગઇ. દારૂગોળાના પીપા કાંઠે ઉતરી

ગયા. ફીરંગી ચોકીદારોને નીચેના ભંડકમાં પૂરી દેવામાં આવ્યા ને એમને માથે જાગતા પહેરા બેસી ગયા.

અને પછી કાનજી માલમના આદેશ મુજબ એ જહાજોને પાછા દરિયામાં લઇ જવામાં આવ્યાં.

બારાની બહાર વેળની નાળમાં ફીરંગી જહાજો નાંગર્યાં એટલે કાનજી માલમ શેષ રહેલા પોતાના સ્વયં સેવકોને લઇને ઉપડયો. ફરીથી બંદર નિર્જન બન્યું, પરંતુ એ નિર્જનતામાં હવે કાયરતા અને પામરતાની કાલિમા નહોતી. પ્રત્યક્ષ નજરે દેખી ન શકાય છતાં પરોક્ષ નજરથી જરાયે છુપાવી ના શકાય, એવો અભય હવે જાણે ગુંજતો હતો. દરિયાના નાદમાં પણ હવે જાણે કોઇ નવા ભણકારા ગાજી ઉઠયા.

અને દરિયા કાંઠે કાંઠે શહેરથી દૂર અને વધારે દૂર કાનજી માલમ અને એના સિપાહીઓ ચાલ્યા. શહેરમાંથી હજી આગનો ધૂંધળો ધૂમ ઘેરાતો હતો, હજી વસતીનો આર્જવ કોલાહલ સંભળાતો હતો, હજી કયારેક કયારેક બંદૂકના ભડાકા પણ સંભળાતા હતા. પરદેશી ગીધોના શિકારી નહોર હજી પણ શહેરને પીખતા હતા અને શહેરમાંથી લૂંટની પીડાના આર્તનાદનો કોલાહલ સંભળાતો હતો.

લૂંટથી ગાજતા, ત્રાસતા શહેરથી દૂર કાનજી માલમ એમને કયાં લઇ જાય છે, એની કાનજીના સિપાહીઓને કોઈ ખબર નહોતી. એ લઇ જઇને શું કરવાનો છે, એનીય કોઇને ખબર ન હતી, પરંતુ એનામાં અત્યારે સહુની શ્રદ્ધા મૂર્ત થઇ હતી. એને સવાલ પૂછવો એ પણ અશ્રદ્ધા સમજાતી હતી. કોઇએ કાનજીને કાંઇ ખુલાસો પૂછયો નહિ; ને કોઇને કાનજીએ કોઇ ખુલાસો જણાવ્યોએ નહિ.

ધીમે ધીમે કોલાહલ પાતળો ને વધારે પાતળો પડતો ગયો. ધીમે ધીમે શહેર દેખાતું બંધ થયું. આખરે શહેરની ઉંચામાં ઉંચી ઇમારત પણ દેખાતી બંધ થઇ ગઇ.

અને શહેરથી દૂર એવા વગડામાં કાનજી માલમ અને એના સિપાઇઓ કૂચ કરતા રહ્યા, અને કોઇએ પોતાની પાછળ છાની નજર સરખી પણ નાંખી નહિ.

× × × ×

પરદેશી ગીધો જ્યારે પોતાની કઠોર ને નઠોર ચાંચો વતી પોતાના પગમાં પડેલા શિકારને કટકે ને કટકે જીવતી ખાલ ઉતારતા હતા, ત્યારે એમને એમની પાછળ બની ગયેલા બનાવોનો ખ્યાલ સરખો પણ ન હતો. એમની પીઠ પાછળ એમના વિરૂદ્ધ કોઇ કાંઇ યોજના ઘડેલી હોવાનો એમને અંદેશો સરખોયે નહોતો. એઓ તો મશગૂલ હતા લૂંટ કરવામાં. બીજી કોઇ વાતની એમને ફિકર ન હતી. એમની સામે કોઇ છેડાઇ ઉઠે એવી તાકાત એને લોકમાં વંચાઇ પણ ન હતી ને તાજા અનુભવમાં પણ જણાઇ ન હતી. એમને તો કલીકટનું ઝાડ કાંટા વગરની બોરડી જેટલું દેખાયું, ને એ બોરડીને ખંખેરવામાં તેઓ ગરક હતા.

કલીકટની લૂંટ એ વાસ્કો ડા ગામાનું મહાન સાહસ હતું. ગામાની સાથે પૂરતા ખલાસીઓ નથી. ગામાની સાથે લડાઇ લડવાને માટેના સિપાહીઓની સંખ્યા પણ નેવું માણસોથી વધારે ન હતી, પરંતુ ગામાને પોતાનાં સાધનો ઉપર જેટલો વિશ્વાસ હતો તેના કરતાં કલી-કટના પ્રજાજનોની ભીરૂતા ઉપર વધારે વિશ્વાસ હતો.

ઉછરતા ગરૂડ જેવી ઉગતી પ્રજાને પોતાના યશસ્વી ભાવીમાં જે અવિચળ ઇતબાર હોય છે, એ ઇતબાર ગામામાં હતો. આ ધર્માંધ ફીરંગી ખલાસીને પોતાના બુલંદ સિતારામાં જરાયે ચલિત ન થાય એવી આસ્થા હતી. પોતે કોઇ ઇશ્વિરી શાસન લઇને અવનિતલ ઉપર ઉતર્યો હોવાની આત્મશ્રદ્ધા હતી.

પણ કોઇક વાર સોનામાં જેમ સુગંધ મળે છે, તેમ સોનામાં દુર્ગંધ પણ મળે છે. ઇતિહાસમાં પહેલા કરતાં બીજા પ્રકારના દાખલાઓ

પણ વધારે પ્રમાણમાં મોજૂદ છે. હૂણ, જંગીસખાન અને તૈમૂરની જ ઓલાદનો વારસો ડા ગામા હતો. એની જંગે જવાંમર્દી પૈશાચી ક્રૂરતાથી કલંકિત બની હતી. એની સાહિસકતા લોભથી દૂષિત થઇ હતી. એની સ્વધર્માંધતા પરધર્મના અનુયાયીઓના પીડન અને જલનથી અંધી બની હતી. એ શ્રદ્ધાવાન ખ્રીસ્તી હતો ને જગત ઉપર એણે ગુલામીનો વેપાર સ્થાપ્યો. એ લડવૈયો હતો ને લૂંટારો બન્યો.

એવો ગામા કલીકટને પોતાના પગ નીચે સૂતેલું માને, પછી એને સહેલાઇથી છોડે એ માંહેનો એ નહતો. સૂતેલા શત્રુને તો ગમે તેમ કરીને પણ વધારેમાં વધારે બરબાદ કરવો, એ એની નીતિ હતી. એની કલીકટની લૂંટ અટકી નહિ, એની અગ્નિપૂજા અટકી નથી, એની ખૂન અને લક્ષ્મીની પ્યાસ બુઝાઈ નહિ. માટીની દુકાનમાં માતેલો સાંઢ ઘૂમે, એમ એ કલીકટમાં ઘૂમતો હતો ને એને કોઇ ના કહેનાર નહોતું; એ હકીકત એની વૃત્તિને નરમ બનાવવાને બદલે નશાથી મૂર્ચ્છા પમાડનાર બની.

ગામાએ પોતાના માણસોને એકઠાં કર્યા. એંસી જેટલાં માણસો શહેરના ચોકમાં એના આદેશ અનુસાર એકઠાં થયાં. એ તમામને એણે એક નવી લાલચ આપી. લૂંટની નવી દિશા બતાવી.

'મારા ખલાસીઓ!' ગામાએ ઉંચે સાદે કહ્યું. એ કાળે ગામાનો આખો દિદાર બ્રહ્મરાક્ષસ જેવો હતો. એનાં વસ્ત્રો લોહીથી ખરડાયેલાં હત, એની તલવારમાંથી લોહીનાં ટીપાં નીગળતાં હતાં, ને એની આંખમાં પરધનને હરવાનું લૂટારૂ તેજ પ્રજળી રહ્યું હતું: 'મારા ખલાસીઓ! કલીકટને આપણે લૂંટયું, પરંતુ ખરી લક્ષ્મી તો કલીકટમાં હતી નહિ—ને છેય નહિ. એ છે ગુરૂવાયૂરના મંદિરમાં. મંદિર હો કે નહો, પણ એની લક્ષ્મી આપણી થવી જોઇએ.'

સહુએ આ માહિતી સહર્ષ કબૂલી લીધીઃ 'ચલો! ગુરૂવાયૂર!' એંસી કંઠમાંથી એક સામટી આ ચીસ ઉઠી.

'ચલો!' ગામાએ આદેશ આપ્યો.

જરેલી બંદૂકોએ ગામા અને એના એંસી માણસો ગુરૂવાયૂરનું દેવમંદિર લૂંટવાને ચાલ્યા.

× × × ×

જંગલની ઝાડીઓની વચમાં કાનજી માલમે પોતાના સિપાહીઓને લાવી મૂકયા અને કહ્યું: 'આપણે અહીં પડાવ નાંખવાનો છે.'

કાનજીના કટકમાં એક સગરામ નામે ખારવો હતો. આકાશમાં જેમ ધૂમકેતુ ચમકીને પછી ચાલ્યો જાય છે, તેમ આ સગરામ એ કાળના ઇતિહાસમાં ચમકીને ચાલ્યો ગયો છે. ધૂમકેતુ કયાંથી આવ્યો છે એ કોઈ કહી શકતું નથી, તેમ સગરામ પણ કયાંથી આવ્યો, શું કરતો હતો, એ સમયે એ કલીકટમાં હાજર શા કારણે હતો, એ કોઇ કહી શકતું નથી. સંભવ એવો છે કે, એ કોઈ વેપારી જહાજનો ખલાસી હશે. જે હોય તે, ને જ્યાંથી આવીને જ્યાં ગયો હોય ત્યાં, પણ સગરામ કાનજીનો જમણો હાથ બન્યો હતો.

સગરામે કાનજીને કહ્યું: 'શહેર લૂંટાય છે અને આગે ખાક થાય છે ત્યાં આપણે બધા આ જંગલમાં પડીને કરવાનું છે શું? તમને શું સ્ત્રીઓની કે બાલકોની ચીસો નથી સંભળાતી? તમને શું સળગતા શહેરનો તાપ નથી લાગતો? શા માટે આપણે અહીં પડયા રહેવું જોઇએ?'

કાનજી માલમે જવાબ દીધો: 'તમે શું એમ માનો છો કે, તમને લાગે છે ને મને કાંઇ નથી લાગતું? તમે શું સમજો, સગરામ ભાઇ! કલીકટમાં લાગતી આગનો એક એક તણખો મારાં એક એક સોણુલાંને ખાક કરે છે. કલીકટમાં ઉઠતી એકએક ચીસ મારી આશા-ઓની આડે એકએક ગઢ ઉભો કરે છે. તમે શું સમજો છો કે, જેટલો વિલંબ હું કરૂં છું એટલી સજા મારે પોતાને ખાસ ખમવાની છે? પણ છતાં આપણે અહીં જ પડાવ કરવો લાજમ છે. એક દિવસ, બે દિવસ, ચાર દિવસ રાહ જોવી પડે તો પણ તે આપણે અહીં જોવાની છે.'

'પણ અહીં તે વળી કોની રાહ જોવાની છે?'

'ફીરંગીઓની.'

'શહેર મૂકીને ફીરંગીઓ જંગલમાં આવે શા માટે?' સગરામે સવાલ કર્યો.

'ગુરૂવાયૂરનું મંદિર લૂંટવા.'

'ફીરંગીઓ ગુરૂવાયૂરના મંદિરને લૂંટવા માગે છે?'

'મારી એ માહિતી છે અને સાચી માહિતી છે. એ લોકો વહેલા-મોડા પણ ત્યાં તો જશે જ. ત્યાં જવા માટે એમણે અહીંથી જ જવુ જોઇએ છે, ને આપણે એમની સાથે અહીં જ ભરી પીવાનું છે...' કાનજી માલમે હાથ ઉંચા કર્યા: 'ખામોશ! સાંભળો!'

બધાએ કાન માંડયા. હવામાં એમની આછી ધ્રુજારી સાંભળી. પહેલાં તો એ ધ્રુજારી શેની હતી, એ એમને ના કળાયું: પરન્તુ એક બે ક્ષણ સુધી એમણે એ ધ્રુજારીનું ચૂપચાપ ઝીલન કર્યું ત્યારે એમને એ અવાજ પરખાયો. એ હતું ફીરંગીઓનું ગીત–જે ગીત લૂંટે ચઢેલા ફીરંગીઓના કંઠમાંથી સાંભળી સાંભળીને એમના કાનો બહેરા બની ગયા હતા.

'ફીરંગીઓ આવતા દેખાય છે!' સગરામે પોતાનો શ્વાસ રોકીને કહ્યું.

'એ આવવાના જ હતા!' કાનજી માલમે આખરી સૂર પૂરાવ્યો: 'હવે તમે બધા હું કહું તેમ કરો.'

× × × ×

ગીતના તાનમાં ગુલતાન થઇને ફીરંગીઓ ચાલ્યા આવતા હતા. ભયની સંભાવના નહોતી. શાંતિની જરૂર ન હતી. એઓ ઉઘાડી બેપરવાઇ ખુમારી સાથે મહામંદિર લૂંટવા ચાલતા હતા. બીનયુરોપીયન દેશોની વસતી તરફ એમના સ્વભાવમાં જ સાહજિક તિરસ્કાર હતો.

શું 'નીગર્સ' ને ગામાએ જીવતા પશુની જેમ ઝાલ્યા નહોતા ? શું આફ્રિકાના મૂળ વતનીઓ ગામાની ગોલીઓ ખેંચતા ન હતા. નીગર્સમાં સામે થવાની છાતી ન હતી. માથે કોરડો લઇને ઉભેલા ગોરા માલિકને માટે કાળી મજૂરી કરવાની તાકાત હતી. એ કાળે ફીરંગી વહાણવટું નિત્ય નવું સાગરમંથન કરીને પરદેશી અમૃતનું પાન કરી રહ્યું હતું અને એને પોતાના સર્વવિધ વિજયમાં અપાર શ્રદ્ધા હતી. શું ગામાનાં જહાજો પાદરીઓની આશિષ લઇને નીકળ્યાં નહોતાં ? સો વર્ષ સુધી જે પ્રજા સાગરનું સાર્વભૌમત્વ ભોગવવાની હતી, એ પ્રજાના એઓ પહેલા પ્રહરી હતા. પરદેશી માનવીને મારવાં એ એમને મન રમત હતી. પરદેશી ભૂમિ લૂંટવી એ એમને મન મૌજ હતી. એમાં ક્યાંય પાપ ન હતુ. ને કદાચિત્ હોય તો પણ એ પાપ ધોઇ નાખવાના ઘણા સહેલા રસ્તા એમના પાદરીઓએ આંકી રાખ્યા હતા.

'આગે બઢો ! જુઓ સામે આકાશમાં ઉંચું થતું શિખર દેખાય છે ! એ મંદિરમાં અઢળક દૌલત ભરી પડી છે. એ મંદિરના દેવોના અંગ ઉપર કહે છે કે, હીરા મોતીના દાગીના છે !' લૂંટના પુરોગામી સ્વાદથી ફાટી ગયેલા કંઠો બૂમો પાડે છે. 'આગે ! આગે ! આગે !' લૂંટની પુરોગામી લોલૂપતાથી અભીકતી આંખો જાણે હીરામોતીના તેજને ચૂસી રહી છે.

'ચાલો ! ચાલો ! ગીત ભલે ગાઓ. પણ કાંઇ ગીતને તાલબદ્ધ બનાવવા માટે કૂચ થોડી અટકી રહે ?'

ઉંચા ઉંચા દેવદારનાં ઘટાદાર વૃક્ષો વચ્ચેથી વહી જતી પગદંડી ઉપર ફીરંગી દળ ચાલ્યું જાય છે. એમના માથામાં શરાબનો નશો છે. એમના પગમાં શરાબનો ધૂમ છે, અને આગળ અને વધારે આગળ સાંકડી પગદંડી ઉપર એક એક માણસની હાર ચાલી જાય છે. દેવમંદિરનું શિખર એમની વધારે ને વધારે નજીક સરતું આવે છે અને મધ્યાહ્નના સૂર્યનો તાપ એમની બંદૂકોની નાળ ઉપર પડે છે.

× × × ×

સગરામે કાનજી માલમ સામે જોયું અને એને કાનજી માલમ ઘણો શાંત અને ઘણો ચૂપ દેખાયો! 'આમ કેમ? આ ફીરંગીઓ તો મંદિર તરફ કૂચ કરી રહ્યા છે! ઘા કરવો જ હોય તો અત્યારે કરવો જોઈએ. નહિતર ઘા કરવાનો કાંઈ કરતાં કાંઈ અર્થ ન હતો. ત્યારે કાનજી આમ ચૂપ કેમ?' સગરામ બબડતો કાનજી પાસે ગયો.

એક પણ શબ્દ બોલ્યા સિવાય સગરામે કાનજીના ખભા ઉપર એક હાથ મૂકયો ને બીજા હાથે ચાલી જતી ફીરંગીઓની કતાર બતાવી. કાનજી સગરામની સામે જોઈને સહેજ હસ્યો, પણ એ કાંઈ બોલ્યો નહીં.

'પણ આ તો જાય છે.' સગરામે ઉતાવળે કહ્યું.

કાનજીએ સગરામને ચૂપ રહેવા ઇશારત કરી. એના કાનમાં ઉમેર્યું. 'ગભરાઓ નહિ. આપણી તૈયારી પૂરી છે.'

'પણ મંદિર લૂંટાય પછી......' સગરામે ખૂબ ધીમે સાદે દહેશત બતાવતાં શરૂ કર્યું.

'એ લોકો મંદિર નહિ લૂંટે.' કાનજીએ સ્વસ્થતાભર્યો જવાબ આપ્યો: 'હવે જરા ધીરા પડો ને સાંભળો.'

સગરામ ચૂપ રહ્યો. એને કાનજીની કાંઈ ગોઠવણોમાં રસ ન હોતો. એ તો ફીરંગીઓ સામે લડવા આવ્યો હતો ને લડાઈમાં વ્યૂહ કે દાવપેચો હોય છે, એની એને ગંધ સરખીયે ન હતી.

એકાએક આગળ કોલાહલ થયો. એ કોલાહલ સાંભળીને કાનજીના અંગમાં કોઈ નવું ચેતન આવ્યું હોય, એમ એ ઉભો થયો. કાનજી જે ઝાડને અઢેલીને બેઠો હતો. એની પાછળ એક તોપ હતી. કાનજી ઉભો થયો ત્યારે જ પાછળ જમીન સરસી પડેલી તોપનો સગરામને ખ્યાલ ન આવ્યો.

કાનજીએ ઝપાટાબંધ ચકમક ઝબકાવ્યો. ચકમકનો તણખો એણે એથી જલાવ્યો ને થોડી વારમાં તોપનો અવાજ આખું જંગલ ધ્રુજાવી ઉઠયો.

અને એ પહેલાં તોપની પાછળ બીજી તોપોના અવાજો પહેલી તોપના પડઘાની જેમ જંગલ આખામાં ઘૂમી વળ્યા. કાનજી માલમની વ્યૂહરચના સાવ સાદી હતી. પોતાની અક્કલ કરતાં સામાની અક્કલ એને વધારે પ્રિયકર લાગે છે!

ગોઠવણુ એ હતી. એક નાની સરખી ટૂકડીને કાનજીએ ખૂબ આગળ ઉભી રાખી હતી. આ ટૂકડીનું કામ ફીરંગીઓની આગલી હરોલ ઉપર જંગલનાં ઝાડો પાછળથી હૂમલો કરવાનું હતું. આ હૂમલાનો જવાબ આપવાને ફીરંગીઓ ટોળે મળે એટલે......

જે સ્થળે ફીરંગીઓ ટોળે થાય, એ સ્થળ કાનજીએ નક્કી વિચારી રાખ્યું હતું. પહેલી ટૂકડીને કયાંથી ને કેવી જાતનો હલ્લો કરવો, એ એણે પાકું સમજાવી રાખ્યું હતું. ફીરંગીઓ એ હૂમલાનો જવાબ આપવા ટોળે વળવાના—નક્કી કરેલા સ્થળે જ ટોળે વળવાના......અને એ સ્થળ ઉપર નિશાન લઇ શકે, એમ કાનજીની તોપો ડાચાં વકાસીને તૈયાર રાખવામાં આવી હતી. ઢૂ ઢૂ...ઢુ...ઢુ......કરતી તોપો વછૂટી. એ તોપો ઓકું મોત ને નર્યો ભય વેરતી ફીરંગીઓના ટોળાં ઉપર ને આસપાસ આગનો વરસાદ ચલાવી રહી.

ફીરંગીઓ ચમકયા! ને શેઠ પણુ ખાઇ ગયા! જ્યાં જરા સરખાયે સામનાની સંભાવના એમણે ગણી જ નહોતી, ત્યાં આવો વ્યવસ્થિત સામનો યોજાઇ ચૂકયો હતો.

'પાછા! પાછા! પાછા હઠો!' ગામાએ બૂમ પાડી.

ફીરંગીઓ પાછા હઠયા. મોતના છટકામાંથી એમણે પારોઠના પગલાં ભર્યાં.

'બંદૂક ચઢાઓ!' ગામાએ હૂકમ આપ્યો.

ફીરંગીઓએ આસપાસ નજર કરી. ગાઢ જંગલનાં આભ ઉંચાં ઝાડોમાં કોઇ એમને નજરે ન ચડયું. તોપોના ગોળા જે દિશામાંથી આવ્યા હતા, એ દિશામાં એક સામટી એંસી બંદૂકો ગાજી ઉઠી.

ગામા આવી જ ભૂલ કરશે, એવી કાનજીની એક ગણતરી હતી. ગામા આવી ભૂલ કરે એવો કાનજીને ભરોસો ન હતો, પણ દરિયાની લાંબી આંતરાની રાત દિવસની લડાઇમાં પાવરધો બનેલો કાનજી ગામા આવી ભૂલ કરે તો એનો લાભ લેવા તૈયાર હતો. એવી ભૂલ ગામા ન કરે તો જરૂરી મૂલ ચૂકવવા એ એટલો જ તૈયાર હતો.

પણ ગામાએ ભૂલ કરી! કાનજીનું હૈયું દગી ઉઠયું! દુશ્મનનો ભેટો થયા પહેલાં ગામાએ પોતાનાં હથિયાર ઠાલવી દીધાં. એ ખાલી થયેલી બંદૂકોને ફરી વાર ભરવા દેવાને કાનજીએ જરાયે સમય ન આપ્યો. ચારે દિશામાંથી એનું કટક ફીરંગીઓ ઉપર તૂટી પડયું. અને ભરેલી બંદૂકની બીક બતાવીને કામ લેતા ફીરંગીઓને એ જ બંદૂકોનો કેવળ ગદા તરીકે ઉપયોગ કરીને જીવ સટોસટની હાથોહાથની લડાઇ લડી લેવાની વેળા આવી.

ભારે તુમુલ જુદ્ધ જંગલનાં ઝાડોની વચમાં ઉઘાડા પડેલા ચોકમાં મચી રહ્યું. ભારે જબરા કોલાહલથી જંગલ ધૂણી ઉઠયું ને મરેલાં ને મરનારાંનાં લોહીની ગંધમાંથી ખેંચાઇને આકાશમાં જમાવટ થતાં ગીધોની ચીસો દૂર દૂર સુધી જંગલનાં ઝાડઝાડે ગાજી ઉઠી.

× × × ×

ગુરૂવાયૂરના મંદિરની લૂંટ કરવાને માટે ફીરંગીઓ આવવાના છે, એવું તો મંદિરના અધિકારી વર્ગે કાનજી પાસેથી જાણેલું. એમણે દેવની પ્રાર્થના કરી; મંદિરના ગઢના દરવાજા બંધ કર્યા અને મંદિરની આમરણાંત રક્ષા કરવાને દેવદાસી સુદ્ધાંએ શસ્ત્ર સજ્યાં.

એક દિવસ આખો ગયો, પરંતુ કાંઈ નવું ન બન્યું. એ એક દિવસમાં ગઢને શકય એટલો સબળ કરવાની કામગીરી લાલા અને સંબલે કરી. આખી રાત એમણે જાગતી ચોકી કરી, પરંતુ આખી રાત પણ કાંઈ ન બન્યું.

એ આખી રાત—ભારે લાંબી ને જરા સરખા પણ ભણકારથી ધણધણી ઉઠતી રાત લાલા અને સંબલે પોતપોતાના જીવનના સંસ્મરણોની અને જીવનપ્રસંગોની સમાલોચનાની આપ–લે કરવામાં વીતાવી.

બંનેને લાગ્યું કે, અત્યાર સુધી તેઓ એકબીજાને ઓળખતા ન હતા; અથવા તો જેવા તેઓ એકબીજાને ઓળખતા હતા એવા એઓ રહ્યા ન હતા. જીવન આખું મોતને ખિસ્સામાં લઇને ફરનાર લાલાને હવે શાંતિ જોઇતી હતી ને ભગવદ્ભજન માટે મોતને માન ભરી રીતે બને એટલું છેટું રાખવું હતું. જીવન આખું જ મોતથી ડરનાર સંબલ અત્યારે મોતને વાંચ્છી રહ્યો હતો!

સવાર પડી ને એક પછી એક એનીયે ઘડી વીતવા લાગી! 'ફીરંગીઓ આવશે કે નહિ? ફીરંગીઓ આવવાના છે કે નહિ, કે પછી કાનજી ખાલી દમ ભરાવી ગયો?'

મધ્યાન્હે એમણે ફીરંગીઓના આવવાની સંભાવનાને અળગી કરી. 'ફીરંગીઓ અહીં આવે જ શા માટે? એઓ તો કલીકટને ખંખેરવામાં જ રોકાયા હશે! ત્યારે કાનજી માલમ......'

પણ કાનજી માલમનો પણ દોષ ક્યાં છે? શું ખુદ સંબલે પોતે પણ ખુદ ફીરંગીઓને મુખેથી ગુરૂવાયૂરના મંદિર ઉપર હુમલો કરવાની ફીરંગીઓની થઇ રહેલી વેતરણની વાત ક્યાં નહોતી સાંભળી? નક્કી કાંઇક........

'સાંભળો! સાંભળો! આ કોલાહલ ક્યાંનો? અરે આ પ્રચંડ કડાકાઓ શેના બોલે છે?'

'તોપ' સંબલે જરા થડકી ગયેલી છાતી દબાવતાં કહ્યું: 'શું ફીરંગીઓ મંદિર ઉપર તોપો પણ લાવે છે?'

બધા કાન હવામાં મંડાઈ રહ્યા. થોડી વાર પછી પત્થર ઉપર વરસાદ પછડાતો હોય એવી બંદૂકની ધાણી એમને સંભળાઇ. 'આ શું છે? છે તો ફીરંગીઓ, પણ તેઓ મંદિર પહોંચ્યા પહેલાં જ આટલા ધડાકાભડાકા શા માટે કરે છે?'

કોલાહલ વધ્યો અને પછી ઉંચા અવાજની સ્થિર જમાવટ કરીને ગાજવા લાગ્યો.

'નક્કી !' લાલાએ ક્યાંય સુધી આતુર આંખોથી હવામાં વાંચવાનો મિથ્યા પ્રયાસ કર્યા પછી આશ્ચર્યથી ચમકી ગયેલા અવાજે અભિપ્રાય આપ્યો: 'નક્કી ! કોઈક ફીરંગીનો માર્ગ રોકયો લાગે છે !'

ફરીને તેઓ હવાને સાંભળી રહ્યા. આભમાં વાચા સાંભળવાના એમના પ્રયાસો બધા જ નકામા હતા, પણ એમને એક સત્ય સમજાયું. કોલાહલ નહોતો નજીક આવતો, નહોતો દૂર ભાગતો.

ત્યારે તો ઘોર ધિંગાણું મચ્યું હશે ! ફીરંગીઓ અને...અને... કોની સાથે ? કોણ જાગ્યું આટલું મોડું છતાં ફીરંગીઓ સામે અડગ ને અણનમ રહીને બાથ ભીડનારૂં ?

સંબલે લાલા સામે જોયું. લાલાએ સંબલ સામે જોયું.

સંબલ એક પણ શબ્દ બોલ્યા સિવાય, લાલાને પ્રણામ કરીને, દેવમંદિરને પ્રણામ કરીને કોલાહલની દિશામાં દોડયો !

× × × ×

ફીરંગીઓ પાછા હઠયા ને એમણે કરેલી નજરબંદી દૂર થઈ. એમનાં અજેયત્વનાં જાદુ તૂટયાં. ફીરંગીઓને બંદૂકો ભરવાનો થોડોક પણ સમય જોઈતો હતો. દુશ્મનોથી થોડુંક પણ અંતર જોઈતું હતું. ને કાનજી માલમ આ બેમાંથી એકેય એમને ન સાંપડે એટલો નિશ્ચયી હતો. હાથોહાથની જીવ સટોસટની લડાઈ ચાલી.

અને ધૂમકેતુ શો સગરામ ધૂમકેતુની ઉર્ધ્વ કક્ષાના તેજથી પ્રજલી ઉઠયો. સગરામ હાથમાં તલવાર લઈ માતેલો આખલો વાડી વીંખે, એમ ફીરંગીઓની વચમાં ઘૂમી રહ્યો હતો ને ફીરંગીઓ એની જોરાવર સમશેરથી પાછા પડતા હતા. પહેલા જ ધસારામાં સગરામે ફીરંગીઓના એક આગેવાન નાયકને માર્યો. મશહૂર ફીરંગી બાર્થો લોમ્યુ ડાયઝના ભાઈના દીકરા એબાસ્ટીયન ડાયઝને સગરામે એક જ

ઝાટકે પૂરા કર્યો. ફીરંગીઓ ચોમેરથી ભિંચાયા એટલે એમની બંદૂકોનો ગદાની જેમ ઉપયોગ કરવા મંડયા.

આ લડાઈ તો હાથોહાથની હતી. ગોળીમારનો યાંત્રિક છલમ ફીરંગીઓને અત્યારે હાથવેંત ન હતો. ફીરંગીઓ પાસે અલૌકિક અજાયબી ઉપજાવે એવું શસ્ત્ર નકામું બન્યું. હવે તો મામલાએ રંગ પકડયો હતો. લડાઇનું મેદાન, લડાઇનાં હથિયારો ને લડાઇના લડવૈયા કસુંબલ લાલ રંગે રંગાતા જતા હતા. મામલાના આ રંગમાં તો કેવળ કાંડાના કૌવતનો ને શરીરની તાકાતનો જ હિસાબ હતો અને એમાં તો ફીરંગીઓ સરસાઇ ભોગવતા ન હતા.

કાનજી માલમ અત્યારે ખરો રણે ચડયો હતો. ફીરંગીઓના હજાર હજાર અત્યાચારોની વચમાં પણ એની સામે નાચી રહ્યું હતું માત્ર એક મુખડું–વીજળી, આસ્માન ભરી દેતાં વીજળીનો ચહેરો એના ઉપર પ્રશંસા વરસાવી રહ્યો હતો ને લડાઇના પરિણામની આશાતૂર આંખે રાહ દેખતો હતો. ને જ્યારે વીજળીનો ચહેરો રાહ જોઇ રહ્યો હતો ત્યારે લડાઇનું પરિણામ બીજું કાંઇ આવવાનું જ ન હતું !

કાનજી માલમના કાનમાં અત્યારે સૃષ્ટિ માત્ર જાણે વાચાવિહીન બની હતી. ધિંગાણાનો અવાજ એના કાનમાં નહોતો પહોંચતો. હથિયારોના ખણખણાટ એના કાનમાં સંભળાયા ન હતા. મરેલા ને મરતાની વેદના ચીસો એના કાનમાં પહોંચતી નહોતી. માત્ર એક અવાજ–એકનો એક અવાજ–કોઇ વાર ઠપકા, કોઇ વાર મેણાં, કોઇ વાર વિલાપ, કોઇ વાર તિરસ્કાર, એમ જુદા જુદા ધ્વનિ સાથે એના કાનમાં અથડાતો હતોઃ 'તમે દેશદ્રોહી છો! તમારે દેશ ભલે ન હોય, મારે છે! ખરે! કાનજીને દેશ હો કે ન હો! પણ વીજળીને તો હતો જ. ને વીજળીના દેશ માટે લડવું એના કરતાં કહો બીજું પરમ સૌભાગ્ય શું ? કાનજીને તો દેશ, ધર્મ, મમત્વ જે કહો તે એક માત્ર વીજળી જ હતી!

× × × ×

ગામાએ જોયું કે, જોતજોતામાં ફીરંગીઓનું બળ નાશ પામવાનો સંયોગ જેટલો નજીક છે, એનાથી નજીક સંયોગ તો હાર પામવાનો છે. એના એંસીમાંથી પાંત્રીસ તો મોત કે જખમોને કારણે સદંતર નકામા બન્યા છે. ને દંગો જો આ રીતે જ ચાલશે તો બાકીના પિસ્તાલીસની દશા પણ એવી જ થવાની હતી. કલીકટની ધૃષ્ટ લૂંટનો હિસાબ વસુલ આપવામાં પોતે વધારે સમય લઇ શકે, એવી શકયતા પણ એને નહોતી દેખાતી.

વાસ્કો ડા ગામાના અંતરમાં મહારોષ જલતો હતો–મહાશંકા સળવળતી હતી. આ પૂરૂં થવું જોઇએ, તરત પૂરૂં થવું જોઇએ. એમ નહિ થાય તો બચ્યા છે એટલામાંથી પણ એક માણસ સલામત જવાનો નહતો. ટાંચા માણસોના મદાર ઉપર એણે મહા સાહસ ખેડયું હતું. અત્યાર સુધી તો એના તકદીરે એને ખાત્રી આપી હતી, ચિરકાળ યાદ રહી જાય એવી બરકત આપી હતી. પરંતુ અત્યારે એનું તકદીર એના બુલંદ બખ્ત સિતારાને રાહુના ઓછાયે છાતું હતું ને એક કદિયે ન ધોવાય, કદિયે ન ભૂલાય એવી શિકસ્તની એના માથા ઉપર લટકતી તલવાર ઝુલાવી રહ્યું હતું.

અને બીજું તો ઠીક હતું, પણ કલીકટવાસીઓને મોખરે કોણ હતો? એનો ભોમિયો! જેને એણે મામુલી માણસ ધાર્યો હતો, એ જ અત્યારે એના કરતાં પણ મહાન્ બનવાની તૈયારીમાં હતો!

ગામાએ પોતાની બેધારી તલવાર ઉડાવી હાથમાં લીધી અને પછી એ સીધો કાનજી માલમ ઉપર ચડયો!

'દગલબાજ! મિત્રદ્રોહી! સ્વામીદ્રોહી!' ગામાએ મધરાતે ઘૂવડ ઘૂધવે એવા અવાજે બૂમ પાડી: 'તેં મારી સાથે છેવટ સુધી મૈત્રીનો બૂરખો પહેર્યો. એ બૂરખા નીચે તેં આ બધું કારસ્થાન ગોઠવ્યું. હવે તું મારી સામે તાકાત મિલાવવા ઉત્સુક બન્યો છે, પરંતુ તારો રૂઠેલો કિરતાર તને એનો બદલો આપે એ પહેલાં હું જીવતો જાગતો તને બદલો આપીશ.'

કાનજીએ બૂમ સાંભળી ને ઊંચે જોયું. એણે ગામાને પારખ્યો. ઊંચે અવાજે એણે પ્રતિવાદ કર્યો: 'મેં તમારી નોકરી લીધી નથી, અને તમે મારી સાથે કોઈ મિત્રવટ રાખી નથી. તમે મારી પાસેથી કયા દાવે કઈ વફાદારીની આશા રાખો? તમને જ્યારે તમારાં માણસો ઉજ્જડ ટાપુમાં મૂકીને નાસી જતાં હતાં ત્યારે મેં તમને તમારી મુશ્કેલીમાં મદદ કરી. એટલે શું તમે અમારાં ગામો લૂંટો એ મારે જોયાં કરવું? તમે મારા દેશજનો લૂંટો ને મારે ચૂપચાપ બેસવું? ને તમે અમારાં મંદિરો ઉપર ચડાઈ કરો ત્યારે મારે હાથ જોડીને કહેવું કે: 'ગામા મારો મિત્ર છે ને મારાથી ન તો અમારા ચૂલાની આગ કે મંદિરના તાપની રક્ષા થઈ શકશે? આપણે મિત્રો હોઈએ તો મિત્રદ્રોહી કોણ? તમે કે હું?'

કાનજીનો જવાબ સાચો છે, એમ ગામા કબૂલ કરવાની માનસિક સ્થિતિમાં નહોતો. એ જવાબ ખોટો છે, એમ પૂરવાર કરવાની એની પાસે કોઈ દલીલ ન હતી. કાનજીનો જવાબ ગામાને ઉકળતા તેલમાં પાણીના છાંટા જેવો લાગ્યો.

'અરે, તું બકબક શું કરે છે?' ગામાએ ઉદ્ધત આવાહન આપ્યું: 'તું મારી સામે આવને એટલે તને ભડનો ભેટો થાય.'

'હુંયે ભડનો જ ભેટો શોધું છું.' કાનજીએ આવાહન ઝીલ્યું ને એની તલવારે ગામા સુધીનો માર્ગ ખુલ્લો કર્યો.

કાનજી અને ગામાની તલવારો સામસામે ધસાઈ.

× × × ×

ઇતિહાસને પાને દ્વંદ્વ યુદ્ધો તો વીરલ નોંધાય છે. પણ જે કાંઇ નોંધાયાં છે, તેમાં કાનજી અને વારકો ડા ગામાનું દ્વંદ્વયુદ્ધ સહેલાઇથી મહત્ત્વનું સ્થાન લ્યે છે. બંને મરદો હતા. બંને સદંતર નિર્ભીક હતા. બંનેએ કુદરત અને માનવીઓ સામે લડતાં લડતાં જીંદગી કાઢી હતી. લડાઇની રીતિ નીતિ, દાવપેચના પણ બંને પૂરેપૂરા માહિતગાર હતા.

જાણે કોઇ તિલેસમનો જાદુ થયો હોય, એમ અન્ય તમામ લડનારાઓના હાથ થંભી ગયા. શું ફીરંગી કે શું હિન્દી, બંને ફાટેલી

આંખે આ યુદ્ધ જોઇ રહ્યા. આ દ્વંદ્વ યુદ્ધ બંને પક્ષના કિસ્મતનું યુદ્ધ હતું. કાનજી માલમને હાથે જો ગામા પરાસ્ત થાય તો ફીરંગીઓની લૂંટ લીલા સદંતર સમાપ્ત થઇ સમજવાની હતી. જો ગામાને હાથે કાનજી માલમનું મૃત્યુ થાય તો ફીરંગીઓ માટે હજી પણ ચારે દિશાઓ ઉઘાડી થવાની સંભાવના હતી.

જુદ્ધ જામ્યું ને બંને જોદ્ધા ખરેખરના લડનારા હતા, એમાં શંકા ન હતી. સદા ફત્તેહમંદ કજીયાખોર તરીકે વાસ્કો ડા ગામા બેનમૂન નામચીની એના વતનમાં ધરાવતો હતો. કહેવાયું છે કે, વાસ્કો ડા ગામા અત્યાર સુધીમાં કાંઇ નહિ તોયે પચાસેક જેટલાં દ્વંદ્વ યુદ્ધ રમી ચૂકયો હતો. પચાસ પચાસ માણસોનાં ટોળાંમાંથી, માખણમાંથી મોવાળા સરકે એમ, સરકી જવાની કાનજી માલમની આબરૂ હતી. બંને હરિફોની એ આબરૂ એમની તરવારો મારફત પ્રેક્ષકોને પ્રત્યક્ષ દેખાવા માંડી. હૈયું થંભી જાય, અંગેઅંગ કમકમી ઉઠે, આંખો છળી જાય, એવા તરવારના ઘાવ પડઘાવના આ દ્વંદ્વમાં એક ઘડી સુધી તો બેય હરિફોમાંથી એકેય પોતાના વિરોધીના અંગમાંથી લોહીનું નાનું સરખું બૂન્દ પણ નિહાળી શકયો નહિ.

આમથી તેમ, તેમથી આમ, આભમાં વીજ ઝબકે, એમ તરવારો ઝબકવા લાગી. અને સર્વ પ્રેક્ષક સમુદાય મૂક અને મૂઢ જોઈ રહ્યો.

પરંતુ જે યુદ્ધમાં શરીરના અંગેઅંગને રોમેરોમની તીખીમાં તીખી કસોટી થતી હતી, તેમાં સમયના વહેવા સાથે શારીરિક લક્ષણો કળાવા માંડયાં. ગામાના અંગમાં શરાબના થાકની અસર દેખાવા માંડી. એક વાર એનું શરીર જરાક લથડયું. એ પોતાનું સમતોલપણું પાછું મેળવે એ પહેલાં એના ડાબા કાંડા ઉપર તરવારનો ઘા પડયો. બીજી વાર એને ચક્કર આવતાં હોય એવું થયું ને એના ખભા ઉપર તરવારનો બીજો ઘા પડયો. ચમકી ઉઠેલા ને પોતાના મનમાં પોતાના હરિફની શેહ અનુભવવા માંડેલો ગામા પોતાના શરીરનું તમામ જોર એક ભગીરથ પ્રયાસે એકઠું કરીને ઝનૂની આવેગથી કાનજી ઉપર ધસી

આવ્યો. કાનજી જરા બાજુએ ખસ્યો ને અર્ધ બેફામ, અર્ધ બેભાન વારફેરા ડા ગામાને એણે માથા ઉપર એવો તો ફટકો માર્યો કે, ઝાડ ઉપર વીજળી પડી હોય એમ ગામા ભોંય ઉપર પછડાઇ પડયો.

પોતાના નાયકને ભોંયે પછડાયો જોઇને કાનજી અને ગામાની આસપાસ પ્રેક્ષકોના રચાયેલા મૂંગા અને આતુર સમુદાયમાંથી ફીરંગીઓનું જૂથ એકસામટું કાનજી ઉપર તૂટી પડયું. દ્વંદ્વ યુદ્ધના શિષ્ટાચાર વિરૂદ્ધના આ જીવલેણ હૂમલા માટે કાનજી માલમ જરાયે તૈયાર ન હતો. એનાં બારે વહાણ ત્યાં બૂડી ગયાં હોત.

પરંતુ જે કિસ્મતે એને ગામા જેવા સબળ હરિફ ઉપર વિજય અપાવ્યો હતો, એ કિસ્મતની જ્યોત હજી જાગતી હતી.

ફીરંગીઓએ કાનજી માલમના માથા ઉપર નોંધી નોંધીને જનૂની રોષથી ઘા કર્યો—અને એ ઘા પડયો સંબલના માથા ઉપર.

એક પળ નિર્ભેળ આશ્ચર્ય અને નિઃસીમ ત્રાસનું કિંકર્તવ્ય મૂઢ વાતાવરણ છાઇ રહ્યું. બીજી પળે ચમકી ઉઠેલા હિંદીઓએ અને એથીયે વધારે ચમકી ઉઠેલા ફીરંગીઓએ જોયું કે, કાનજી માલમ હજીએ સ્વસ્થ ને સલામત ઉભો હતો—ને લોહીમાં રગદોળાતું હતું કોઇ બીજું જ માનવી. પછી તો ફીરંગીઓથી ત્યાં ઉભાય એવું ના રહ્યું. પોતાના જખમી સરદારને લઇને તેઓ ત્યાંથી જીવ લઇને ભાગ્યા.—બંદૂકો ફેંકીને ભાગ્યા ને એમની પાછળ લોકનાં વેરથી લોહી તરસ્યાં બનેલાં ટોળાં પડયાં !

× × × ×

કાનજીના સાગરીતો ફીરંગીઓ પાછળ પડ્યા ને સગરામ પણ ફીરંગીઓ પાછળ પડયો. પરંતુ કાનજીનું ધ્યાન અત્યારે ફીરંગીઓ ઉપર ન હોતું. 'સંબલ અહીં ક્યાંથી ? સંબલે શા માટે પોતાને માટે જાન હોમી ?'

કાનજી સંબલ પાસે જમીન ઉપર બેસી ગયો. સંબલનું માથું નાળિયેરની કાચલીની જેમ ફાટી ગયું હતું. એક શબ્દ સરખો પણ એ બોલી શકે એમ ન હતું. સંબલનો આખો ચહેરો લોહી લુહાણ બન્યો હતો. ને એમાંથી બે આંખો માત્ર અબૂઝ ચેરાગની જેમ

તગતગતી હતી. 'એ આંખો શું જોતી હતી ? કાનજીને ? પરલોકને ? જે માણસનો એણે જાન બચાવવાને એણે સર્વ પ્રહારો પોતાના માથા ઉપર ખેંચી લીધા હતા, એને સલામત જોઇને કૃતકૃત્યતા અનુભવતી હતી ? કે જે પરલોકનું પ્રયાણ એને માટે અચૂક લખાયું હતું એની ઝાંખી કરતી હતી ?' આંખો જાણે કાનજી ઉપર મંડાઇ હતી—અને છતાં જાણે એના શરીરની આરપાર બીજા કોઇ દ્રશ્યને જોતી હતી ! કાનજી માલમ સંબલના માથાને પોતાના ખોળામાં લઇને બેઠો રહ્યો !

આખરે આ અંજામ આવ્યો ! દૂર દૂર દરિયાની વચમાં આવેલા એક બેટમાં બે ત્રણ ચાંચિયાઓ વચ્ચે એક મામૂલી વાત મમતે ચડી ગઇ ને એમાંથી આજનાં મોત જાગ્યાં ! ઇતિહાસનું ચક્ર એક અતીવ નાની શી ધરી ઉપર ફરતું હોય, તોયે એ જો વિંઝાવા માંડે તો એનો તાડ કેટલો ઉગ્ર બની શકે છે !

કાનજી સંબલના માથાને પોતાના ખોળામાં લઇને બેઠો રહ્યો ! સંબલની આંખો કાનજી ઉપર ઠરી રહી હતી ને કાનજીના હાથો સંબલને ધીમે ધીમે પંપાળતા હતા. અનેક સંભારણાં કાનજીને અત્યારે સતાવી રહ્યાં. ઉગ્ર પ્રતિકારની ઉગ્ર મૂર્તિંશા બનેલા કાનજીના પગ પણ ભોંયે જડી દિયે એવું સંબલનું મૃત્યુ થતું હતું. કાનજી ફીરંગીઓને હાંકી કાઢવા શકિતમાન થયો હતો. ફીરંગીઓનો પીછો પકડવામાં કાનજીના નિરધારનું શ્રેયસ્ હતું:—અને છતાં સંબલના મૃતપ્રાય: દેહ પાસે એના પગ જડાઇ રહ્યા હતા. જાંનિસાર દોસ્તો તરીકે બન્નેએ જીવનનો આરંભ કરેલો. જાંનિસાર દુશ્મનો તરીકે બન્ને એક બીજાને માનતા થયા હતા:—એને એવો સંબલ એવા કાનજીને એનો પોતાનો જાન દેખતી આંખે ઠંડી તાકાતે ન્યોછાવર કરી શકતો જોયો હતો !

કાનજીને સમજાયું નહિ કે, હવે પોતે શું કરે ? પોતે ઉભો રહે ! ઉભો રહીને કરે શું ? પોતે જાય ? જઇને શું કરે ?

દૂર દૂર બંદર કાંઠા ઉપરથી ગહેરો કોલાહલ ગર્જતો સંભળાયો.

અને છતાં કાનજી તો સંબલના શબની પાસે જ બેઠો રહ્યો.

× × × ×

ફીરંગીઓ કાંઠે આવ્યા ત્યારે એમની આગળ દરિયો હતો ને પાછળ લોહી તરસ્યું લોક હતું. એ બે ઘુઘવતા સાગરોની વચમાં ફીરંગીઓ પોતાના જખમી સરદારને લઈને જીવ બચાવવા ભાગતા હતા.

દરિયા કાંઠા ઉપર ફીરંગીઓ આવ્યા, એ સમયે કાંઈ ઝાઝું લોક ન હતું, ને કાંઠે વેપારીઓનાં વહાણો હતાં. ફીરંગીઓનાં પોતાનાં વહાણો તો બંદર ગાહની નાળમાં હતાં. પણ વેપારીઓનાં વહાણો કાંઠે હતાં ખરાં. ફીરંગીઓ આવાં બે જહાજોમાં સરદારને લઈને કૂદી પડયા.

કુદરત પણ ઘણી વાર દુષ્ટોને પાપની સજામાંથી વારી લેવાને જાણે વહારે ચડે છે, આવું જ અત્યારે બની રહ્યું હતું. ચડેલી ભરતી પાછી વળવા માંડી હતી. અત્યારે વહાણો નીકળી જાય એમ હતું. એક ઘડી પછી બંદરનાં પાણી છીછરાં થઈ જવાનાં હતાં.

ફીરંગીઓનાં થોડાં માણુસો પાછળ રહ્યાં હતાં ને પાછળ ઘુરકતા આવતા લોક ટોળામાં અટવાઈ ગયા હતા. પોતાનું શું થશે, એ એક મહાચિન્તામાં બીજાનું શું થશે, એનો વિચાર કરવાનો કોઈ કરતાં કોઈ ફીરંગીને અવકાશ ન હતો. પાછળ રહ્યા હતા એટલાને કિરતારને ભરોસે મૂકીને આગળ રહ્યા હતા તેટલા દરિયાને ભરોસે ઝુકાવવા માંડયા.

વહાણોમાંથી વાંસડાઓને ઝાલી ખેંચીને, લંગરોને કુહાડાથી ને તલવારોથી કાપીને ફીરંગીઓએ વહાણોને ધક્કામાંથી ખસેડવા માંડયાં.

દરિયો જાણે એમને ઉપાડી જવાને તૈયાર બન્યો હતો. પવન જાણે એમને વટી જવાની તાલાવેલી અનુભવી રહ્યો હતો. આલાદ ખેંચાઈ ગઈ. ઓદી ખસી ગઈ. સઢ ઉઘડવા માંડયા. ચઢતા સઢ પવનમાં ફડફડવા લાગ્યા.

અને પછી છવાયેલાં બચ્ચાંને પાંખમાં રાખીને બતક જેમ સરે, એમ બે વહાણો બારામાંથી સરવા માંડયાં.

કોઈ વ્યવસ્થિત પ્રયાસ થયો હોત તો હજી પણ ફીરંગીઓને રોકી શકાત, પરંતુ એમના સદ્‌ભાગ્યે એ ના થયો. કાનજી માલમની ગેરહાજરી એવા પ્રયાસને સફળ થવા દે એમ ન હતું.

---

# પ્રકરણ ૨૩ મું

## વીરનાં સન્માન



એક ભયાનક ઓથારની અસરમાંથી કોઈ ચમકીને જાગે અને વહી ગયેલી ભયાનકતા પછીની સ્વસ્થ શાન્તિ જોઈને આશાયેશ અનુભવે, એમ ફીરંગીઓના નાસી ગયા પછી લોકોએ શાન્તિ અનુભવી.

કાંઠે વધારે ને વધારે લોક જમા થવા માંડયું. ક્ષિતિજમાં ફીરંગીઓનાં જહાજોના ડાઘ આછા અને અતિ આછા થવા માંડ્યા.

સારાયે શહેરમાં તો વા વાત લઈ ગયો હતો. જલી ગયેલા મકાનોના ધુમાડા દ્વારા, ભ્રષ્ટ થયેલાં મંદિરોનાં ધૂમટો દ્વારા, અનાથ બનેલાં બાળકોની ચીસો દ્વારા સારાયે શહેરમાં સમાચાર ફરી વળ્યા હતા કે, ફીરંગીઓને કલીકટનું પાદર બતાવનાર ભોમિયો ચાંચિયો કાનજી માલમ આખરે પોતાના ખરા રૂપ ને અસલી રંગ ઉપર આવ્યો હતો અને એણે ખલાસીઓ એકઠા કરીને ફીરંગીઓ પાસેથી લૂંટના માલનો કબજો લીધો હતો. એણે દ્વંદ્વયુદ્ધમાં યવનદળના આગેવાનને ઘાયલ કરીને પરાસ્ત કર્યો હતો, અને એણે અને એના સાથીઓએ ફીરંગીઓને નસાડી મૂકયા હતા.

ભયંકર કાલરાત્રિનો અંત આવ્યો હતો અને એ અંત કાનજી માલમે આણ્યો હતો. અને કાંઠે તો વધારે ને વધારે મોટું થતું લોક ટોળું જામ્યું.

ફીરંગીઓનાં જહાજો દેખાતાં બંધ થયાં હતાં. પોતાના જખમી બનેલા નાયક વાસ્કો ડા ગામાને તેઓ લઈ જતાં હતાં.

× × × ×

એ બે જહાજોને દરિયામાં શું વીતક પડ્યાં, એ જહાજો કેમ આફ્રિકાના ખંડના કાંઠા ઉપર ધસડાયાં, ત્યાં એ વહાણોની ગામાએ

કેવી રીતે મરામત કરાવી, ત્યાંથી ગામાએ હબસીઓને પકડીને ગુલામો કેમ બનાવ્યા અને ચારસો ચારસો વર્ષ સુધી જે ભયાનક આપત્તિનો ભાર આફ્રિકાની પ્રજાને છૂંદી નાંખવાનો હતો અને ગોરાઓની શિકારી વૃત્તિ ઉત્તેજવાનો હતો, એ ગુલામીની પ્રથાનો ગામાએ સર્વથી પ્રથમ આરંભ કેમ કર્યો, એ ગામા અને એના સાથીઓ કેવાં અપાર સંકટો પછી ને કેવી દશામાં પાછાં પોતાને વતન પહોચ્યાં,......આ કથા ઘણી રોમાંચક કથા છે. પણ આ સ્થાને અપ્રસ્તુત છે.

× × × ×

કાંઠે મળેલા લોકને વીર વિજેતા ખલાસી સાંભર્યો.

'કાનજી માલમ કયાં છે ?' ચોપાસથી પોતાના વિજયી સરદારને નજરે જોવાની બૂમ ઉઠી.

અને લોકસમુદાય થઇ ગયેલા ને જીતાયેલા યુદ્ધનાં મેદાન તરફ દોડયો.

'કાનજી માલમ! કાનજી માલમ!' ચોમેરથી માત્ર એક જ બૂમ ઉઠી.—એક જ સાદ ઉઠયો, ને ચોતરફથી એ સાદ ઉપર ગાંડું બનેલું લોક દોડયું.

ત્યારે કાનજી માલમ યુદ્ધના મેદાનમાં જ બેઠો હતો. એના ખોળામાં સંબલનું માથું હતું. એનાં વસ્ત્ર સંબલના લોહીથી ખરડાયાં હતાં. એની આંખો કાંઇ જોતી ન હતી. એના કાન કાંઇ સાંભળતા ન હતા. વિજયનો છાક જેમાંથી સાવ નીતરી ગયો હતો, એવી આંખ સંબલના મૃત દેહ ઉપર જડાઇ હતી. વિજયની ઉષ્મા જેમાંથી સાવ નિચોવાઇ ગઇ હતી, એવા હોઠે એ ધીમે સાદે બડબડતો હતો. 'સંબલ ! સંબલ.' બીજો કોઇ શબ્દ એ બોલતો ન હતો.

જ્યારે મૃત્યુએ એકબીજાને સદાને માટે વિખૂટા પાડયા અને જ્યારે ફરીને કહિયે એ સંબલનો અવાજ સરખો પણ ન હતો સાંભ-વાનો, ત્યારે વચલાં વર્ષો, હરણફાળે કુદીને એના જીવનના આરંભકાળ સાથે એકતાર થઇ જતાં લાગ્યાં. નાના નાના બે છોકરાઓ મધદરિયાની

વચમાં આવેલા બેટની રેતમાં રમતા હતા! જોડિયાભાઇ હોય એમ કદિ છૂટા નહોતા પડતા. એકનો આનંદ બીજાનો સંતોષ બનતો, એકનું રોવું બીજાની વેદના બનતી. આવાં આવાં કંઇ કોમળ અને મૃદુ સંભારણાં કાનજીને સતાવી રહ્યાં. એ સંભારણાની કોમળતા કાનજીને આગ જેવી દાહતી લાગતી. એ સંભારણાનું માર્દવ કાનજીને વજ્ર જેટલું કઠોર લાગતું.

'નહિ જુએ! ઓહ! ફરીને કદિયે નહિ જુએ એ સંબલને!' જ્યાં પોતે પડયો હોત ત્યાં આજે સંબલ પડયો હતો.

ને પડેલા સંબલની આસપાસ ભૂતકાળની તમામ કાયરતા, બીરૂતાને છેદનારી સમર્પણની પ્રભા વીંટળાઈ વળી હતી. સંબલ તો મૃત્યુથી તેજસ્વી બન્યો! મૃત્યુના ઓજસમાં પડેલા આ બાળ મેરૂની સામે કાનજીનો જીવતો વિજય કેટલો કંગાલ લાગતો હતો?

લોકો આવ્યા ને લોકદળના આગેવાનોએ કાનજીને ઉભો કર્યો. ચંદનની ચિતા ત્યાં જ રચાઇ ને ખુદ સગરામે સંબલને અગ્નિદાહ દીધો.

'અરે ભાઇ!' અગ્નિનો દાહ દેતાં સગરામે કાનજીને કહ્યું: 'આ માણસ ગામમાં ફકીરની જેમ રખડતો, ભિખારીની જેમ માગી ખાતો, ને ગમે ત્યાં સૂઇ જતો હતો. એક કંગાલ ભિખારી તરીકે આખું ગામ એને ઓળખે. કહે છે કે એનાં આગલી અવસ્થાનાં પાપ એને પહોંચી ગયાં હતાં. એ તો જે હો તે હો, પણ અમે તો એને ભિખારી તરીકે જોતા હતા ને ભિખારી માનતા હતા. એનામાં આટલી તાકાત હશે એનો તો અમનેય કાંઇ ખ્યાલ નહિ. જ્યારે ફીરંગીઓ તમારા ઉપર તૂટી પડયા ત્યારે અમે બધા ક્ષણભર તો અસાવધ હતા ને નિર્બળ ત્રાસ અનુભવી રહ્યા હતા, ત્યારે એ એકલો દોડયો ને દોડીને બધા ઘા પોતાના માથાં ઉપર ઝીલી લીધા. આગમાં પતંગિયું ઝંપલાવે એમ એણે તો ભાઇ! ઝંપલાવ્યું. એ ભિખારી ભલે હોય, પણ હતો મરદનો બચ્ચો!'

× × × ×

આ બધો સમય કલીકટના ઝામોરીન શું કરતા હતા? એ પોતે ફીરંગીઓની પહેલાં અંજાઈ ગયા હતા, એ વાત તો ઉઘાડી હતી ને પછી એના કેદી બન્યા હતા! શહેરને બચાવવાને કાંઈ કરતાં કાંઈ એનાથી નહોતું થયું. લૂંટ દરમિયાન ઝામોરીનનો ઘણો સમય તો વારકોડા ગામાને રીઝવવામાં જતો હતો. ફીરંગીઓએ લૂંટ ચલાવી કેમકે, એનાથી શહેરનું સંરક્ષણ ના થઈ શક્યું. ફીરંગીઓ લૂંટનો માલ પડતો મૂકીને જીવ લઈને ભાગતા હતા ત્યારે એ વિજયનો દાવાદાર કાનજી માલમ હતો!

ઝામોરીનને માટે આ કડવી ગોળી હતી ને એથીયે વધારે કડવી હતી એના સલાહકારો માટે. સામાન્ય સમજણ કલ્પના પણ ન કરી શકે, એવી એક ધૃષ્ટતા પણ વિચારાતી હતી. 'કાનજી માલમને જ ફીરંગીઓના આગમન માટે અને ફીરંગીઓના આગમન પછીના એના અત્યાચારો માટે જવાબદાર લેખીને પકડી લીધો હોય તો!' પરંતુ ઝામોરીનના દરબારમાં થોડાક તો સમયવિદ હતા ને શાણા પણ હતા. એમણે કહ્યું કે, 'ઝામોરીનની સત્તા લોકોની નજરમાં કમતરીન દેખાઈ છે અને ઝામોરીનની અપેક્ષાએ કેવળ પ્રજાજનોએ જ સ્વયંપ્રેરિત શક્તિથી ફીરંગીઓનો પરાજય કર્યો છે, એનું લોકોને આત્મભાન થવા દેવું, એ ઝામોરીનના પોતાના હિતની વાત નથી.'

એટલે પછી ઝામોરીનના અમલદારો સંબલના મૃતદેહ માટે કીંમતી કસબી વલંદી લાવ્યા ને કાનજી માટે કીંમતી પોષાક લાવ્યા. હાથી ઉપર બેસાડીને કાનજી માલમને ઝામોરીનના દરબારમાં લઈ જવામાં આવ્યો.

લોકોની ભીડ વચ્ચેથી હાથી ચાલ્યો. એ હાથી ઉપર પુષ્પ વરસ્યાં. એ હાથીને ચાલવા માટે લોક સમુદાયે જમીન ઉપર કપડાના તાકા પાથર્યાં. કડાબીડ મેદિની આગળ પાછળ ચાલતી હતી ને વારંવાર એમાંથી પ્રચંડ જયનાદ ઉઠતા હતા.

નગરનારીઓ પણ વિજેતાનાં સન્માન કરવાને તત્પર થઈ હતી. એમણે હાથીની પાછળ ચાલીને મંગળ ગીતો ગાયાં ને કંઈક કંઈક કુમારિકા અને સધવાઓએ હાથીને વારંવાર ઝુકાવીને અક્ષતકંકુ કર્યાં.

આવા દમામથી, આવી લોકપ્રીતથી અને આવાં હરખઘેલાં લોકથી વીંટળાયેલો કાનજી માલમ જ્યારે દરબારમાં આવ્યો ત્યારે શહેરની વીરશ્રી ત્યાં જમા થઈ ચૂકી હતી. ઝામોરીને છેક દરવાજા સુધી સામે ચાલીને તેનું સ્વાગત કર્યું ને હાથી જ્યારે જમીન ઉપર ઝૂકયો ને અંબાડીમાંથી કાનજી નીચે ઉતર્યો ત્યારે થોડી વાર ઝામોરીને છત્ર પણ ધરી રાખ્યુ.

લોકોની પારદર્શક બનેલી પ્રીતમાં સંબલનો શોક શમી ગયો. ચાંચિયાની છાતી ગજગજ ફૂલવા લાગી. આજ કલીકટ શહેર–જ્યાં એનાં માથાં માટે ઇનામ જાહેર થયાં હતાં ને જ્યાંથી પોતાના જેવા સફરબારને પકડવા માટે કમજોર સાગરશોધ આરંભાતી ને હતવીર્ય સારંગપાણીઓ નીકળતા ને છોકરીઓ ને છોકરાઓને તે કાચા બનેલા જણોને પકડી લઈ જઇને કૃતકૃત્યતા અનુભવતા!

કયાં ગયો એ સારંગપાણી? બિચારાએ જીવનભર વામણી દરિયા-ખેડ કરીને આબરૂ બાંધી હતી–એક રાતમાં એ આબરૂ ખીણના કાંકરાની જેમ ઓગળી ગઈ! કયાં ગયો......

પણ જવા દો. આજનો દિવસ તેનો પોતાનો હતો. જો આવા વિજયથીયે વીજળી પોતાની ન બને તો એ વિજય અર્થ વગરનો હતો! અને કેવો એ વિજય? ફીરંગીઓ આવ્યા તો ભલે આવ્યા! પોતાને એમને હાંકી કાઢવાની તક આપીને પોતાને માટે આજનો અવસર શકય બનાવ્યો!

ઝામોરીને કાનજી માલમને પોતાની બાજુમાં બેસાર્યો. એના કુશળ-ક્ષેમ પૂછ્યા. પછી જાણે કાનજી માલમ ઝામોરીનની સૂચનાથી જ ફીરંગીઓ સામે થયો હોય, એમ ઝામોરીને લડાઇના મામલાની થોડી વિગતો પૂછી.

'કાનજી માલમ !' ઝામોરીને બધા સાંભળે એવા અવાજે કહ્યું: 'આજના અવસરના માંગલ્યને કારણે રાજ્ય તરફથી તમને પોષાક અર્પવામાં આવે છે. એ સિવાય તમારી ઇચ્છા હોય તે માગી લ્યો ને ઝામોરીનની શકિત હશે ત્યાં સુધી તે તમને મ્હોંમાગી વસ્તુ આપશે.'

'હજૂર !' કાનજીએ જવાબ આપ્યો. એ જવાબમાં કાંઇ ઉત્સાહ ન હતો. 'મારે કંઈ કમીના નથી. મેં એક કાર્ય કર્યું હતું. એ કાર્યનાં સારાં પરિણામ આવ્યાં હોત તો એ સારૂં ગણાત. ખરાબ પરિણામ આવ્યાં એટલે ખરાબ ગણાયું. આ દેશ સાથે મારે કાંઇ નિસ્બત નહોતી. મારો પોતાનો દેશ તો અનંત પડયો છે, છતાં આ દેશના લોકોએ મને દેશનો દ્રોહી માન્યો. મેં એ ભૂલ ભૂંસી નાંખી એ જ મારે મન મોટું ઇનામ છે અને એ ભૂલ ભૂંસવામાં આ દેશના જે જે લોકોએ મને સહાય આપી એમનો હું અહેસાનમંદ છું. મને લોકો દોષમુકત માને અને મારા સાગરીતો મારો અહેસાન સ્વીકારે એટલું મારે માટે બહુ છે.'

'તોય તમે કાંઇક તો માગો.' ઝામોરીને કહ્યું.

'તો મહારાજ ! હું માગું છું કે, મને મારે માર્ગે જવા દો.'

ઝામોરીનને કાનજીનો જવાબ તિરસ્કારભર્યો લાગ્યો, પરંતુ એ કાંઇ બોલ્યો નહીં. કાનજીને આ બધી દરબારની વિધિ ભારે ત્રાસરૂપ લાગતી હતી, એ એ ન સમજી શકયો ને લોકો પણ ન સમજી શકયા અને કોઇનેય પોતાના વિશ્વાસમાં લેવાની આ એકલિયા કાનજીને જરૂર ન લાગી. એને તો આ બધી વિધિ એક પક્ષે નકામી ને બીજે પક્ષે પોતાને વીજળીની મુલાકાતમાં ઢીલ નાંખનારી હતી.

અને હવે હતું શું ? લોકોએ એને દેશદ્રોહી કહ્યો હતો એની એને ચીડ નહોતી ચડી ને અત્યારે એનું સન્માન કરતા હતા એયે પ્રિયકર ન હતું. એને ને કલીકટના લોકોને કોઇ આત્મીયતા ન હતી, કોઈ ઉભયમાન્ય મમત્વ ન હતું. એને એ ધરતી સાથે લેવા દેવા નહોતી.

કલીકટ એનો દેશ નહોતો. એનો દેશ હતો વિશાળ; સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી જેની સીમા ફેલાતી હતી એ દરિયાલાલ.

એને ને કલીકટને શું? એને ને કલીકટના લોકોને શું! કોઈ એવું જહાજ ઝૂલતું હતું, એ જહાજમાં એ બેસી જશે!

અને ફરીને એક વાર કાલાજહાજ પોતાની પુરાણી સફરો ખેડશે. ફરીને મસ્કતના આરબ ને ઇરાનના શાહ, ચીનના શહેનશાહ ને સયામના પ્રજાદીપક, મધરાતની જાગેલી ઉંઘમાંથી થડકીને જાગી ઉઠશે, ને કપાળે વળેલાં શીતને કંપતા હાથથી લૂંછતાં ઓથારમાં કાલા જહાજની શિકારી તરાપ જોશે.........

× × × ×

દેવમંદિરોમાં ઘેરા ઘંટનાદ બાજી રહ્યા. ધર્મસ્થાનોનાં શુદ્ધિકરણ થઇ ગયાં. પકડાયેલી લૂંટની પોતપોતાના માલિકોને ફરી સોંપણી થવા માંડી. નગરજનો અસ્તવ્યસ્ત થયેલી ઘર સામગ્રીઓ ફરીને વ્યવસ્થિત ગોઠવવાના કામમાં લાગી ગયા.

ત્યારે કાનજી માલમ............

---

# પ્રકરણ ૨૪ મું

## દેવદાસી



ત્યારે કાનજી માલમ એકલો ગુરૂવાયૂરના મંદિર તરફ ચાલી નીકળ્યો.

એનો બિલકુલ સવાલ ન હતો કે, પોતે સાચી જવાંમર્દી બતાવી હતી. એણે ચાંચિયાના ખમીરનો પરચો બતાવ્યો હતો. રજમાત્ર પણ શંકા ન હતી કે, પોતે એક સાહસ સફળતાથી પાર ઉતાર્યું હતું. એમાં પણ જરાયે શંકા ન હતી કે, પોતે આજે જરાક પણ વૃત્તિને આગળ ધરે તો આ રાજ્યની મોટામાં મોટી અમલદારી એની બને એમ હતું.

જેઓ એને ગાળો દેતા હતા, તેઓ આજે એને પૂજવા રોકાયા હતા. જેઓ એનો જાન લેવા તત્પર બન્યા હતા, તેઓ એને ખાતર આજ જીવ આપવા તૈયાર હતા. જે એને ધિક્કારતો હતો, અને પોતાની બરબાદી માટે એને જવાબદાર લેખતો હતો, એ જ સંબલ એને ખાતર પોતાનો જાન આપી ચૂકયો હતો! મૂલ્ય પરિવર્તન કરાવનારૂં સાહસ એણે પાર ઉતાર્યું હતું ખરૂં! કાનજીના પૌરૂષેયને જેબ આપે અને પોષે એવું કામ એણે કર્યું હતું. સેંકડો મંદિરોમાંથી વાજતા ઘંટનાદો ને હજારો આવાસમાં પથરાયેલો આનંદ આની ગવાહ પૂરતો હતો! પણ આ બધું કોના માટે! પોતાના માટે? કલીકટ માટે? દેવમંદિરોની પવિત્રતા માટે? ઝામોરીન માટે? કોના માટે ઓ જીવડા! તેં આ કામ લીધું હતું? કોના માટે ને કોના બોલે?

ને કાનજીના અંતરમાંથી સાદ ઉઠયો: 'વીજળીને માટે...વીજળીને માટે...વીજળી.'

વીજળી કોણ? વીજળી એને શું થાય? એ છોકરીને તિરસ્કારથી એણે અપમાનિત કરી હતી! એ છોકરી બહાદુર હતી ને એની છાતી

ભાંગી નાંખવાના ઉપાયો એણે અખત્યાર કર્યા હતા. પોતાની શક્તિએ ફરીને એ છોકરી ઉંચા આસને ચડી હતી ને પોતે એને એ આસનેથી ગબડાવી દીધી હતી! પોતે એને જમીનદોસ્ત કરી હતી અને પછી એને જીવતી ગુલામીના રૂપમાં દાટવા ચાહી હતી! કહે તો ખરો, અલ્યા કાનજી, તારે ને વીજળીને શું?

જે હો તે હો. એનું રોમરોમ અત્યારે તો વીજળીનું એકમાત્ર નામ પુકારતું હતું. એનું અંગેઅંગ એક મહાન્ તૃષા અનુભવી રહ્યું હતું!

આજે પોતે એક ભગીરથ સાહસ કર્યું હતું. એ એક ભગીરથ ભૂખ ટાળવા કર્યું હતું! વીજળીના નાજુક હોઠ ઉપર એણે તિરસ્કારની કમાન જોઈ હતી, ને એ કમાન ખાક કરવાની એના હૈયામાં ઝાળ જાગી હતી. એ નાજુક ભૂરી આંખમાં એણે લોખંડની નીલી ઝાંખ જોઇ હતી ને એ ઝાંખને ભૂંસી નાંખવાની એના દિલમાં હામ જાગી હતી. ગુલછડી જેવો એનો દેહ અસ્પૃશ્ય અને ટટ્ટાર ઉભો હતો ને એને પોતાની છાતી સાથે ભીંસવાની એનામાં વિકરાળ ભૂખ જાગી હતી.

આજે—બસ આજે જ વિજયી બનીને એ પાછો જાય છે. એની પાછળ મહાવિજયનો આનંદ ગાજે છે ને એની આગળ એના પડઘા ગાજશે. એ વિજયને એ વીજળીના ચરણમાં ધરશે. એ હોઠો હાસ્યથી વિલસી ઉઠશે. એ આંખો હસી ઉઠશે. એ દેહ અસ્પૃશ્ય ટળી જશે.

એ વીજળીને લઇ જશે......

પછી એ ક્યાંક ક્યાંક દૂર દૂર નીકળી જશે. દૂર દૂર સાગરની વચમાં...જ્યાં દિવસની હવા ફૂલોથી મહેકી ઉઠે છે ને રાતની હવા તજ અને જાવંત્રીનાં વૃક્ષોની પરાગથી માફક બને છે, ત્યાં એને એ લઇ જશે.

ત્યાં સમય આથમી જશે. ત્યાં કાળ થંભી જશે. રહેશે એક માત્ર પોતે અને વીજળી—અનંત, શાશ્વત, અજર, અમર અને અવ્યય—અખૂટ ઉલ્લાસો, અખૂટ મસ્તીથી આભને ભરી દેશે તોયે હૈયાને નહીં ભરી શકે...એવા કોઇ સ્થળમાં....

અને પછી?...અહો કેવા એ દિવસો જશે!–ને કેવીએ રાત્રિઓ જશે.

વીજળી. વીજળી...દરિયાલાલનું એક એક બૂન્દ, ધરતીનું એક એક અણુ જાણે ચિરંજીવ નૌજવાનીને હાકલ કરી રહ્યાં.

બધું ભૂલી જશે! કોઇ કડવાં સંસ્મરણો એ નહિ સંઘરે! વીજળીએ એનો તિરસ્કાર કર્યો હતો એ એ ભૂલી જશે ને પોતે વીજળીને પદચ્યુત કરી હતી તે તે ભૂલી જશે. સાગરની વચમાં એક લાકડાના ટૂકડાને આધારે એણે ભૂખ્યા તરસ્યા સેંકડો ગાઉની દરિયાવાટ કાપી હતી એ એ ભૂલી જશે ને વીજળીનું ઝમોરીને કરેલું અપમાન ભૂલી જશે, ગોરીલાનું બલિદાન એ ભૂલી જશે ને સંબલનું આત્મવિસર્જન પણ એ ભૂલી જશે. ફીરંગીઓ આવ્યા એ એ ભૂલી જશે ને ગયા એમ એ ભૂલી જશે. એનું જીવન આખું જ એક પછી એક એવા પ્રસંગોમાં ગયું હતું કે, એને વીજળીથી વધારે ને વધારે દૂર કરે.

છતાં...છતાં...સુગંધ જેમ ફૂલ પાછળ ખેંચાય, દરિયો જેમ ચંદ્ર પાછળ ખેંચાય, ધરતી જેમ સૂર્ય પાછળ ખેંચાય, એમ હજાર જુદા પાડનારા પ્રસંગોને કુદાવીને એ વીજળી પાસે જતો હતો–વીજળી એની પાસે આવતી હતી.

એ લઈ જશે વીજળીને...દૂર દૂર જ્યાં દિવસની હવા વીજળીની સન્નિદ્ધિથી આલ્હાદક બનશે ને રાતની હવા વીજળીનાં સ્વપ્નાંથી માદક બનશે...એવા કો સ્થળે........

ગુરૂવાયૂર મંદિરના પૂજારીએ જ્યારે એના ખભા ઉપર હાથ મૂકયો ત્યારે એને ખ્યાલ આવ્યો કે, એ પોતાના મુકામ ઉપર આવી પહોંચ્યો છે.

× × × ×

ફીરંગીઓના પરાજયની કથા કાનજીના આવ્યા પહેલાં કયારનીયે ગુરૂવાયૂરના દેવમંદિરમાં પહોંચી ગઇ હતી. પહેલાં તો કોઇનેય આ વાત માન્યામાં ન આવી, પણ પૂજારીએ તપાસ કરવાને લાલાને

મોકલ્યો ને લાલો પાકા સમાચાર લઇ આવી પહોંચ્યો હતો. ફીરંગીઓ પરાજિત થયા હતા. કાનજી માલમે એને પરાસ્ત કર્યા હતા. જે માણસ એને આ દેશના ઝાંપા બતાવનાર હતો, એ જ એમને હાંકી કાઢનારો થયો હતો. લૂંટ પણ પાછી કબજે કરી હતી. કાનજીને પોતાની ભૂલ સમજાતાં એણે ભૂલ સુધારી હતી. કાનજી માટે પોતે તો ઘણા જાત-ભાતના અનુભવ પછી એટલું કહી જ શકે કે, કાનજી માથાભારે હતો, એકલિયો હતો, મિજાજી હતો તો પણ બહાદુર હતો. જેણે દરિયાની હવા ખાધી છે, એ ઇરાદાપૂર્વક દુષ્ટ હોઇ જ શકે નહીં. કાનજી તો ભડ હતો ભડ! એના જેવો દરિયાસારંગ દરિયાલાલને પારણે થયો નથી—થવાનો નથી.

એટલે જ્યારે કાનજી ગુરુવાયૂર આવ્યો ત્યારે પૂજારીએ એનું સ્વાગત કર્યું. એને દેવમંદિર તરફથી ફૂલમાળ પહેરાવીને એની પ્રશસ્તિ ગાઇ. એણે એક આપત્તિનું વાદળ વિખેરી નાંખ્યું હતું. જે મહામંદિર કાનજીએ નષ્ટભ્રષ્ટ થતાં બચાવ્યું હતું, એ મંદિરનું કાનજીને અંતઃકરણ-પૂર્વક સ્વાગત હો!

અને પૂજારી કાનજીને દેવમંદિરની અંદર લઈ ગયા, એણે કાનજીને દેવની મૂર્તિનાં દર્શન કરાવ્યાં ને એની સન્નિધિમાં દેવમૂર્તિ સન્મુખ દેવદાસીઓનું નૃત્ય કરાવ્યું. દેવદાસીઓ કાં તો દેવની સમક્ષ કે દેવતુલ્ય મનાય એવા માનવી સમક્ષ માત્ર નૃત્ય કરતી! બીજા કોઇની સમીપ કે સન્નિધિમાં દેવદાસી નૃત્ય કરે જ નહિ.

અને પછી પૂજારી મહારાજે કાનજીને ફરીને આશિષ્ આપીને પોતાની પૂજા-વાટ પકડી.

× × × ×

પછી કાનજી અને લાલો બે એકલા રહ્યા. બેય એક બીજાને ક્યાંય સુધી તાકી રહ્યા. કોઈ કાંઈ બોલ્યું નહિ. માત્ર સામે જોઈ રહ્યું.

એકાએક દોટ મૂકીને લાલો કાનજીને ઘણા જોરથી ભેટી પડયો. કાનજીએ લાલાને સામી બાથ ભરી. બન્ને જાણે વહી ગયેલા કાળની કડવાશ નીચોવી નાંખતા હોય એમ એકબીજાને ઘણા જોરથી ભેટયા!

વિરોધ–કાળનો આખોય ગાળો જાણે નિચોવાઈ ગયો. કાનજીનાં નિર્મળ–બનેલાં ચિત્તમાં ખ્યાલ આવ્યો કે, અત્યાર સુધીમાં જેના વિષે એણે વિચાર સરખોયે નહોતો કર્યો, એ લાલો......એ લાલો......

કાનજીનો અવાજ ભારે થયોઃ 'તમારે મને માફ કરવા જેવું ઘણું છે!'

'આજે તેં જે કર્યું છે એ પછી મારી ને તારી વચ્ચે કાંઈ માફ માગવાનું ને માફ આપવાનું નથી રહેતું.'

'એ તમારી વડાઈ છે.'

'વડાઈ શી?' લાલાએ કહ્યુંઃ 'જૂના વખત ગયા, જૂના ધંધા ગયા, જૂના ભાવ ગયા ને જૂનાં માણસોય ગયાં. હવે જૂની વાત સંભારવી શું?'

કાનજી ચૂપ રહ્યો. લાલાની વાતનો પ્રતિવાદ તો એ કરી શકે એમ ન હતું, પરંતુ એનું મગજ ચૂપ ના રહ્યું. ચિત્ત નિર્મળ બને ત્યારે નવા વિચારો આવ્યા સિવાય ના રહે. કાનજીને વિચાર ઉપજ્યો કે, લાલાએ જે વિધાન કર્યું, એ વિધાનને ઉપસ્થિત કરવામાં પોતાની જવાબદારી મોટી છે.

'પેલો કમબખ્ત સંબલ ક્યાં ગયો? પાજી કાયર રહ્યો તે છેક સુધી કાયર રહ્યો! અહીં હતો ને મંદિરની રક્ષા કરવા માટે જાન દેવાની મોટી વાત કરતો હતો, ને ખરેખરો ખેલ શરૂ થવાનાં એંધાણ આરંભાયાં કે ભાગી ગયો!' લાલાએ અસામયિક ઉકળાટથી કહ્યું.

વાત એમ થઈ કે, લાલાએ 'જૂનાં માણસો મરી ગયાં' એમ કહ્યું ત્યારે સહેજે એના મગજમાં આ આખાયે રોમાંચક કાંડના પ્રભવસ્થાન સમો કાનજી ને સંબલનો કલહ યાદ આવ્યો, ને પોતે કાનજીને બદલે સંબલની તરફેણ કરી હોવાનું એના દિલમાં શૂલ જાગ્યું. એ કાનજી તો અત્યારે એક કાર્યને પાર પાડીને અહીં એની સામે ઉભો છે. 'સંબલ ક્યાં ગયો? કાયર...નક્કી કાયર...ભાગી ગયો...'ને મૂક જાગેલું એ શૂલ લાલાને ખ્યાલ આવે એ પહેલાં ઉચ્ચાર પામ્યું.

કાનજીએ હાથ ઉંચો કરીને લાલાને વાર્યો: 'એમ ના બોલો! એ આપણા બેય કરતાં વધારે બહાદૂર હતો!'

લાલાના ચહેરા ઉપર કડવું હાસ્ય છાયું.

કાનજીએ ખુલાસો કરવાની પોતાની ફરજ માની: 'તમે જાણુતા નથી લાગતા, પણ સંબલ તો સદ્દગતિ પામ્યો છે.'

'હેં! શું? કયારે?' સંબલના અવસાનની વાત લાલા માટે નવી હતી. વિજયના મહત્ત્વના વર્તમાન આપનારાઓને લાલાને એક ભિખારીના અવસાનથી વાકેફ કરવાનું જરૂરી નહોતું લાગ્યું.

'મારી ને ફીરંગીઓની લડાઇ વેળાએ એ હાજર હતો. એ હાજર હતો ને એણે મારે ખાતર પોતાનો જાન આપ્યો ત્યારે તો હું તમારી પાસે આજે જીવતો છું.'

લાલાને પસ્તાવો થયો. ઉતાવળમાં એણે કેવી ઘોર બદનક્ષી કરી હતી! મરી ગયેલા વીરની કેવી ક્રૂર વિડંબના કરી હતી! 'ઇશ્વર એના આત્માને શાંતિ આપો!' એણે હાથ જોડીને કાનજીની ક્ષમા માગતો હોય એવા સ્વરે ઉમેર્યું.

થોડી વાર બંને ચૂપ રહ્યા.

પછી કાનજીએ નવી દિશામાં વાત ઉપાડીને પોતાના આગમનનું કારણ જણાવ્યું: 'લાલા કાકા! મારે વીજળીને મળવું છે!'

લાલાના ચહેરા ઉપર મ્લાન સ્મિત છાયું. 'એ તો તું આવ્યો ત્યારથી હું સમજતો હતો.'

'ત્યારે મને એની પાસે લઇ જાઓને?'

'વીજળીને મળીને તારે શું કરવું છે?'

કાનજીએ જવાબ ન આપ્યો. કાનજી શા માટે વીજળીને મળવા માગતો હતો ને મળીને શું કરવા માગતો હતો, એ વીજળીના પિતાને સમજાવવાથી શો લાભ? એ શું કાંઈ નાનો બાળ છે કે સાનમાં સમજે નહિ?

લાલાના ચહેરા ઉપરનું સ્મિત તો હતું મ્લાન, પણ એય બુઝાઇ ગયું: 'એ તારાં નકામાં સોણલાં છે.'

કાનજીને એકાએક ચમક આવી ગઈ. 'નકામાં? કેમ તમને હજીયે મારા ઉપર રોષ રહ્યો છે કે?'

લાલાએ માથું ધુણાવી ના પાડી.

કાનજીની અસ્વસ્થતા વધી. લાલાના ચહેરા ઉપર કાંઈ આનંદ, કાંઈ અભિમાન નહોતું દેખાતું, પણ ત્યારે નકામું કેમ?

કાનજીના ચહેરા ઉપર ઝપાટાબંધ બ્યગ્રતાથી કાલિમા છાઇ હતી ને એનો મિજાજ ઉશ્કેરાતો હતો, એ એની ખેંચાતી ભમ્મર કહેતી હતી. લાલાએ કહ્યું:

'હું જ્યારે તને આપતો હતો ત્યારે તેં ન લીધી, ને હવે જ્યારે માગવા આવ્યો છો ત્યારે હું આપી શકતો નથી.'

'પણ એનું કાંઈ કારણ?'

'વીજળીનાં લગ્ન થઈ ગયાં છે, કાનજી!'

કાનજીની કાયામાં એક ધ્રુજારી આવી ગઈ. વીજળીનાં લગ્ન થઈ ગયાં? થઈ ગયાં? ને ગઈ કાલે જ્યારે એ આવ્યો ત્યારે કોઇએ એને કાંઈ ના કહ્યું.

'લગ્ન થઈ ગયાં?' કાનજી એક કદમ આગળ આવ્યો. એના કપાળમાં કારમી કમાન ખેંચાવા માંડી હતી. 'કોની સાથે?'

'જેની સાથે થયાં છે એની સાથે તાકાત તું મિલાવી શકશે નહિ.'

'એ છે કોણ?'

'દેવાધિદેવ શંકર.'

'દેવાધિદેવ શંકર? એ વળી કોણ છે?'

'શંકર......'

'શંકર! કયો શંકર?'

'ભગવાન.'

કાનજી ખડખડાટ હસ્યો. એ તો સમજ્યો હતો કે, કોઇક માણસ હશે એ નામનો ને આ તો નવું ભૂત નીકળ્યું.

'મશ્કરી શું કામ કરો છો ? શંકર તે કોઇને પરણતા હશે ને શંકરને વળી પરણાતું હશે ?'

'એક વર્ગ એવો છે કે જેને દેવાધિદેવ પરણે છે ને જે દેવાધિદેવને પરણે છે તે અન્ય પુરૂષ તમામને ભાઇબાપ માને છે.'

'એવું વળી કોણ છે ?'

'દેવદાસી !'

'દેવદાસી ! વીજળી દેવદાસી બની છે ?'

'હા અને તારે એને મળવું નકામું છે. એ તારી સાથે આવી શકે નહિ.'

કાનજીએ આતુર આગ્રહથી કહ્યું: 'લાલા કાકા ! આજે મેં જે કાંઇ કર્યું છે એ કોને ખાતર કર્યું છે ?'

'તારે પોતાને ખાતર !'

'મારે ખાતર ! મારે ખાતર મારે કાંઇ પણ કરવાની જરૂર શી હતી ?'

'કિરતારના દરબારમાં તારો હિસાબ ચોખ્ખો કરવા. આ લોકમાં તેં જે કાંઇ કર્યું છે, જે કાંઇ તારે માથે ચડયું છે, એનો એકદા તો તારે કિરતારને જવાબ આપવો જ પડશે. અહીં રહ્યે રહ્યે આટલું તો મને ઉકલી ગયું છે કે, વહેલું કે મોડું પણ આપણે ન્યાયના ત્રાજવામાં તોળાવાનું છે.'

'અહીં હું તોળાવાનો નથી ને ઉપર શું થાય એની મને ચિન્તા નથી, કાકા !'

'કાનજી ! તારા એકના તુમાખથી કાંઇ દુનિયાનાં ધોરણ નહીં બદલાય. મારી એક વાત બરાબર સાંભળ. જાણે અજાણ્યે પણ કાંઇક માણસના હાથે એકાદ અપકૃત્ય એવું થઇ જાય છે કે, હજાર પ્રાયશ્ચિત્તો કે હજાર સુકૃતો એને ભૂંસી શકતાં નથી.'

કાનજીને કંટાળો આવ્યો. લાલા સાથે એ પાપને પુણ્યની ચર્ચામાં એને ઉતરવાની વૃત્તિ નહોતી. એણે લાલાની વાત કાપીઃ 'વીજળીને અહીં કોણ રોકી શકે એમ છે ? મારી સામે ?'

'કોઇ વીજળીને રોકી શકે નહીં ને કોઇ એને રોકવા ચાહતુંયે નથી. વીજળીનાં બંધન જે કાંઇ છે એ એની સ્વેચ્છાનાં જ છે !'

વીજળીની સ્વેચ્છા ! ત્યારે તો પાપ પુણ્ય ને લોકોપચારો બધા જ શાસ્ત્રોના પૂંઠામાં પડયા રહેવાના, માત્ર ચાર આંખો મળે એટલે...

કાનજીએ કહ્યું: 'લાલા કાકા ! તમે બહારથી ગમે એમ કહો પણ અંતરથી બરાબર જાણો છો કે, મેં જે કાંઇ કર્યું છે એ વીજળીને ખાતર કર્યું છે !'

'હા.'

'તો બસ. મને વીજળીને મેળવી આપો !'

'ભલે !'

× × × ×

લાલો અંદર ગયો. કાનજી બહાર એકલો પડયો. એના મગજમાં અત્યારે બસ એક જ વિચાર હતો. વીજળીના સિવાય એ રહી શકે જ નહીં. 'વીજળીએ એની સાથે આવવું જ જોઇએ. અને વીજળી શા માટે ન આવે ? પ્રેયસીનું દિલ જીતવા જે કોઇ પણ માણસે આજ દિન તક જે કાંઇ પણ કર્યું હશે, એનાથી પોતે જરૂર ચડિયાતું કરી બતાવ્યું છે. વીજળી આવશે જ. વીજળીએ આવવું જ જોઇએ. વીજળી વગર એક દિવસ પણ કેમ જાય ? વીજળી દેવદાસી છે. ભલે હો. પણ એને શું કાંઇ હાડ માંસ, દિલ, મગજ, લોહી કાંઇ કરતાં કાંઇ નહિ હોય ? શું કયાંય કોઇયે એકાદ કણમાં પણ કાનજીનું નામઠામ નહોતું ?'

એ બને જ કેમ ? વીજળી આવશે જ. વીજળીએ આવવું જ જોઇએ.

---

# પ્રકરણ ૨૫ મું

## મૃગતૃષ્ણા



થોડી વારે લાલો અંદરથી પાછો આવ્યો અને એણે કાનજીને અંદર જવાનું કહ્યું. કાનજી અંદર ગયો. નિજ મંદિર સામેના મંડપમાં વીજળી એકલી બેઠી હતી.

થોડી વાર બન્ને એક બીજા સામે જોઇ રહ્યાં ને કોઇ કાંઇ બોલ્યું નહિ.

આખરે કાનજીએ કહ્યું: 'વીજળી ! હું તને તેડી જવા આવ્યો છું.'

'મને તેડી જવા આવ્યા છો ? ક્યાં તેડી જશો ?'

'વીજળી ! મારી વીજુ !' કાનજીનો અવાજ ઉંચે ચડતો ચડતો વધારે ને વધારે ધ્રૂજવા લાગ્યો: 'ગઇ કાલ હું તારી પાસે આવ્યો હતો ને તેં મારો તિરસ્કાર કર્યો હતો. તેં મારા ઉપર એક આરોપ મૂક્યો હતો ને એ આરોપની ઓથ નીચે તેં મને કાઢી મૂક્યો હતો. ત્યારે મેં તને કહ્યું હતું કે, ફરીને એક વાર હું તારી પાસે જવાબ લેવા આવીશ. એક દિવસમાં તેં મારા ઉપર મૂકેલો આરોપ પાયા વગરનો હોવા છતાં ભૂંસી નાંખ્યો છે. આજ હું તારી પાસે એ કાનજી ઉભો છે કે, જેણે તું કહેતી હતી એવો દેશદ્રોહ ધોઇ નાંખીને તું કબૂલ કરી શકે એવી દેશસેવા કરી છે. વીજળી ! હું તારા વગર રહી શકું તેમ નથી ને તારા ખ્યાલ માત્રથી આભને પણ બાથ ભરવાની મારામાં હામ જાગે છે. તું મારી છો, હું તારો છું. મારી સાથે ચાલ !'

વીજળી નિરૂત્તર રહી.

કાનજીએ બૂમ પાડી ને એનો અવાજ એને પત્થર ઉપર પછડાતાં પાણી જેટલો તીખો લાગ્યો: 'વીજળી ! વીજળી ! મારૂં જહાજ તારી

રાહ જુએ છે. મારો દેશ તારી રાહ જુએ છે. મારું દિલ તારી રાહ જુએ છે. હવે શું વિચાર કરે છે? ચાલ!'

જવાબમાં વીજળીએ માથું ધુણાવ્યું.

એ મૂક ઇન્કારથી ઉશ્કેરાઇ ગયેલા કાનજીએ જરા આગળ આવીને વીજળીની આંખો મારફત વીજળીના હૈયામાં સીધી નજર કરતો હોય એ ઢબે કહ્યું: 'યાદ કર, વીજળી! તારા અંતરને પૂછ. તારા આત્માને પૂછ. તારી બુદ્ધિને પૂછ. તારા લોહીને પૂછ. એક વાર મેં તને ગુલામ બનાવી હતી–કેવળ તારા શરીરને. હવે તેં મને ગુલામ બનાવ્યો છે–મારા દેહ, મારી બુદ્ધિ, મારા દિલ–મારા તમામે તમામના અણુએ અણુને અને હવે તું નહિ આવે?'

વીજળીએ પોતાના હોઠ બે દાંતો વચ્ચે દબાવ્યા: 'એક દિન મારું દિલ તને જંખતું હતું. એક દિન મારું રોમ રોમ કેવળ તારું ચિન્તવન કરતું હતું, પણ આજ...........'

વીજળી ચૂપ રહી. કાનજીએ સવાલ કર્યો: 'અને આજે?'

'આજે કાંઈ નહિ.' વીજળીએ નિરાશ અવાજે જવાબ દીધો.

કાનજી હસ્યો. બે કદમ આગળ આવ્યો: 'કાંઈ નહિ એમ નહિ. તારો ચહેરો મને ગવાહ પૂરે છે અને મારું અંતર પણ મને ગવાહ દે છે કે, આજ પણ તારા દિલમાં મારું સ્થાન છે. વીજળી! ત્યારે શા માટે તું આમ જીવન વેડફી નાંખે છે? શા માટે તું તારી કાયા અહીં સુકાવી નાંખે છે? તું ચાલ મારી સાથે...અનંત આભ ને અખૂટ મહાસાગરનાં આપણે બાળ, તને આ બધી સંકડામણ, ગુંગળાવી નાંખશે. આ શહેરો, આ રસ્તાઓ, આ ઘરો, આ બધાયે અંધકારનાં ચોસલાંઓ છાતી ઉપર ભારે શિલા જેવાં પડશે. તું ચાલ, તારું સ્થાન અહીં નથી.'

'મારું સ્થાન અહીં નથી તો ક્યાં છે?'

'જ્યાંથી નિશદિન ચંદ્રમાનાં નિરંતરાય દર્શન થાય છે, જ્યાંથી આકાશનો એકએક તારો ગણી શકાય છે, જ્યાં અહોનિશ ખારા પાણીના

મોજાં સમુદ્રલક્ષ્મીનું મંથન કરે છે, ત્યાં દરિયાના પારણા ઉપર તારૂં સ્થાન છે...અને...અને...તારૂં સ્થાન તો મારા જીગરમાં છે, મારી દેવી!'

'પણ મારાથી અવાય જ નહિ. હું દેવદાસી છું.'

'દેવદાસી! એક બદતમીજ રાજાની પાપવાસનામાંથી ઉગરવા માટે લીધેલી દીક્ષા શું તને જીવનભર બાંધી રાખશે?'

'પણ મને આ મંદિરમાં સંરક્ષણ મળ્યું છે.'

'સાચું, સંરક્ષણ કરવાનો મંદિરનો શું ધર્મ ન હતો? એક નિર્દોષ છોકરી ઉપર એક રાજા જો અત્યાચાર કરી શકે તો ઇજ્જત કોની જાય છે, છોકરીની કે દેવની? મંદિરે તારી રક્ષા કરીને પોતાનો ધર્મ બજાવ્યો છે. વીજળી એટલા માટે કાંઈ આવાં ઉગ્ર વ્રત ન હોય!'

'મને દલીલો નથી આવડતી, ને મને તારી માફક બોલતાં નથી આવડતું, પણ મેં દીક્ષા લીધી છે. દેવને મેં હાકલ પાડી ત્યારે દેવને હાકલ પાડવાનો અધિકાર મેળવવા મેં એની આજન્મ સેવા કરવાનું વ્રત લીધું છે અને ધર્મનાં વ્રત કદિ ફરે નહિ. કાનજી! તું જા, અને કોઈ બીજી સાથે લગ્ન કરીને સુખી થા!'

'વીજળી!' કાનજીએ કહ્યું: 'મારે માટે તો આ જગમાં તો કોઈ બીજી નથી. પણ...પણ... તું મને નથી ચાહતી? તું બોલ! હું શું કરૂં કે તું મને ચાહે? તું કહેતી હો તો હું વહાણો લઇને જઉં, ને દરિયો ડોળીને ફીરંગીઓનો મુલક શોધી કાઢું, ત્યાં ખાનાખરાબી કરૂં. તું કહેતી હો તો હું ઝામોરીનને દંડ આપું... વીજળી! હું શું કરૂં કે તું મને જરાક પણ ચાહે?'

ચંદ્રમા ઉપર વાદળી દોડે એવું મ્લાન હાસ્ય વીજળીના ચહેરા ઉપર છવાયું. 'મારાં રોમરોમમાં તારા સિવાય બીજું કાંઇ નથી.'

આ સ્પષ્ટ એકરાર સાંભળીને કાનજીનું હૈયું કૂદી ઉઠયું. એણે વીજળીનો હાથ પકડયો: 'ત્યારે તો હું બીજી કાંઇ વાત નથી સાંભળવાનો.'

'એ અધર્મનો વ્યવહાર થાય. તું મારે માથે એવો કોઈ વ્યવહાર લાવે તો મારે આત્મહત્યા કરવી પડે.'

'પણ આવો તે કંઈ ધર્મ હોય ?'

'ધર્મનાં ફરમાન કંઈ તર્કથી નથી સમજાતાં.' વીજળીએ કહ્યું: 'પૂજારી મહારાજ હરહંમેશ અમને એમ સમજાવે છે ને સાચું સમજાવે છે.'

'ત્યારે ?'

'ત્યારે કંઈ નહિ. તું જા અને સુખી થા.'

'હું જઉં છું.' કાનજીએ અદબ વાળીને કહ્યું: 'બહુ સારું, હું જઉં છું.'

'તું ક્યાં જશે ?' વીજળીએ પૂછ્યું.

'હું જઈશ વારેકો ડા ગામાના મુલકમાં. એને શોધી કાઢીશ, એના ઉપર ઉગ્ર પ્રતિકાર લઈશ અને પછી...બસ પછી.........'

'તું એવો ગાંડો વિચાર ના કરીશ.'

કાનજી એક શબ્દ બોલ્યા સિવાય ત્યાંથી પાછો ફરી ગયો.

'કાનજીભાઈ !' પાછળથી અવાજ આવ્યો.

કાનજીએ ચમકીને પાછળ જોયું.

પાછળ કેસર ઉભી હતી.

'કાનજીભાઈ ! પાછા આવો !'

કાનજી પાછો ફર્યો. એના ચહેરા ઉપર કુતૂહલ છવાયું.

'તમારી બન્નેની વાત મેં સાંભળી છે !' કેસરે કહ્યું: કેસરના ચહેરા ઉપર મ્લાન ગૌરવ હતું. એની આંખમાં નિર્મોહની તટસ્થતા હતી. 'તમારી બન્નેની વાત મેં સાંભળી છે.'

કાનજી અને વીજળી બેય કેસર સામે જોઈ રહ્યાં.

કેસરે આગળ ચલાવ્યું: 'તમે બંને એક બીજાને ચાહો છો, એક બીજાના અનુરાગી છો. જેઓ ચાહે છે તેઓ ધન્ય છે. તમે શા માટે તમારું જીવન એળે જવા દો છો ?'

કેસરના ચહેરા ઉપર એક પ્રકારની એવી દીપ્તિ છાઇ કે, જેનો મર્મ એમાંથી કોઇ ન સમજી શક્યું.

'જેઓ ચાહે છે એમણે કદિ વિખૂટાં નહિ પડવું જોઇએ.'

વીજળી કેસરની સામે જોઇ રહી. આજ કેસર એને એમ કહેનારી હતી કે, જેણે એક વાર દેવદાસીનાં વ્રત લીધાં એનાથી પુરૂષનો ખ્યાલ સરખો પણ કરાય નહિ. વીજળીની આંખો કેસરને આ સવાલ પૂછી રહી.

એ સવાલ કેસર સમજી હોય એમ કેસરે આગળ ચલાવ્યું:

'મારી વાત જુદી છે. હું તો સંસાર ને સમાજમાંથી હડધૂત થયેલી નારી છું. મારા જીવનમાં કોઇ આશા નથી, કોઇ શાતા નથી, કોઇ પ્રણય નથી, કોઇ મહોબ્બત નથી, કોઇ સ્વમાંએ નથી, અને મારા જેવીને જ દેવદાસી બનવાનો અધિકાર છે. આ લોકમાં કોઇ પણ પુરૂષની જે બહેન ના બની શકે, પત્ની ના બની શકે, પુત્રી ના બની શકે, એ જ પરલોકવાસી દેવની દાસી બની શકે. પરંતુ આ લોકમાં જેને રજમાત્ર પણ આશા છે, આસ્થા છે, એણે હરગીજ એ આશા અને એ આસ્થાને કદિ દ્રોહ ન કરવો જોઇએ. અને જેને આ લોક અને પરલોક વચ્ચે મનોમંથન કરવાનો જરા સરખો પણ અવસર ઉભો થાય છે, એણે દેવદાસી બનવું નહિ જોઇએ.'

'હું પણ એને એ જ કહી રહ્યો છું,' કાનજીએ કહ્યું: 'પરંતુ એને મારી વાત સમજવી જ નથી.'

'સમજવી જ નથી એમ નહિ, પણ કાં તો તમે સમજાવી શક્યા નથી ને કાં તો તમે પોતે જ સમજતા નથી. પ્રેમ જ્યારે અધર્મનો પંથ લ્યે ત્યારે પાપ બને છે. પ્રેમ જ્યારે ગઇ કાલની ઉપસ્થિતિનો વિદ્રોહી બને ત્યારે શાપ બને છે. એક નારીને આ જગતમાં જે તંત્ર સ્થાપિત થઇને ચાલે છે એ તંત્ર નીચે જે જે ઋણ ચૂકવવાનાં હોય છે તેનો ભંગ કરવાને પ્રેરે એ કદિયે સાચો પ્રેમ નથી. એક નારીને પુત્રી તરીકે,

બહેન તરીકે જે દ્રોહી બનાવે એ પત્નીત્વ કદિ સુખદ ન બને. એક નારીને પોતાના દેવતા તરફ ઉપેક્ષિત બનાવે એ પ્રેમ કદિ ઉર્ધ્વગામી ન બને.'

'ત્યારે ?' વીજળીએ પૂછ્યું: એને કેસરની વાતનો કોઈ મેળ સમજાતો ન હતો.

'પ્રેમના પ્રકાર બે. એક પ્રેમ છે ઉર્ધ્વગામી, એ કિરતારના ચરણમાં જઈને થંભે. બીજો પ્રેમ છે અધોગામી, એ વેશ્યાવૃત્તિના ઉંબર ઉપર જઈને થંભે. તમારો પ્રેમ જો નિર્મળ હોય તો તમે એને કિરતારના ચરણમાં પ્રાંજલ કરી શકો છો.'

કેસર થોડી વાર ચૂપ રહી, પછી પાછી બોલી:

'વીજળી! દેવદાસીઓની અધિષ્ઠાત્રી તરીકે તને મારું શાસન છે. તારા અંતરતમ અંતરમાં પુરૂષની મહોબ્બત છે ને શુદ્ધ મહોબ્બત છે. તારાથી દેવદાસી રહી શકાશે નહિ. તારે આ મંદિરનો ત્યાગ કરવો પડશે.'

'અને કાનજીભાઈ! કિરતારના આ ધામમાં કિરતારની પરમ પવિત્ર એવી વસ્તુ તમે લેવા આવ્યા છો. તમને હું પૂછું છું કે, તમે ચોરી કરવા આવ્યા છો કે પ્રસાદ સ્વીકારવા? તમારે કિરતારની ચોરી કરવી છે કે, કિરતારનું નૈવેદ્ય લેવું છે? તમારા અંતરના ઉંડાણમાં પ્રવેશીને જરા જોજો. પવિત્ર વસ્તુ જેને લેવી હોય, એણે પવિત્ર રહેવું ઘટે ને ભૂતકાળનું પ્રાયશ્ચિત્ત કરવું પડે. વિચાર કરજો કેટકેટલી હત્યાઓ તમારે માથે ચડી છે. દેવમંદિરની તમારા ફીરંગીઓને હાથે થયેલી બેઈજ્જતની જવાબદારી પણ તમારી છે. અનાયાસે ભલે હો, છતાં માણસ પોતાના કૃત્યોનાં પરિણામમાંથી છટકતો નથી—છટકી શકતો નથી. જાણ્યે કે અજાણ્યે પણ અગ્નિને હાથ લગાડનાર દાઝયા સિવાય ના જ રહે. તમે જાણ્યે કે અજાણ્યે તમે જે પાપનો પૂંજ આ મુલક ઉપર લાવ્યા હતા, એનો બોજો પણ તમારા ઉપર છે. તમે કહેશો કદાચ કે, તમે એ લોકોને આ મુલકમાંથી પાછા હાંકી કાઢીને એ પાપનું યત્કિંચિત્ પ્રાયશ્ચિત્ત કર્યું છે. પણ હું તમને જ પૂછું છું કે,

એ પ્રાયશ્ચિત્ત સાચું છે ખરૂં ? માણસ પોતાની ભૂલ સમજીને, ભૂલને વારવાનો, કશી જ સ્વાર્થબુદ્ધિ વગર, પ્રયાસ કરે, એ જ સાચું પ્રાયશ્ચિત્ત કહેવાય. તમે ફીરંગીઓની સામે લડ્યા—બહાદૂરીથી લડ્યા; પણ ફીરંગીઓના જુલમોથી ત્રાસીને તમે લડાઈ ઉપાડી હતી ? તમારી તો સહાનુભૂતિ ફીરંગીઓ તરફ હતી, પણ જ્યારે વીજળી ઉપર આપત્તિ આવી, જ્યારે તમારા ચાર-મિત્રો તમારી ચોકીના પ્રદેશ ઉપર પેશકદમી કરવા પ્રેરાયા, ત્યારે તમારી ચાંચિયાગીરીના ધોરણ મુજબ જ તમે તમારા ભાઇબંધો સામે થયા. જે આજે પ્રાયશ્ચિત્ત જેવું દેખાય છે એ તો કેવળ ભ્રમ છે. એ તમારા પાપને નિવારશે નહિ, પણ ઢાંકશે. એ ઉપર રચાયેલો તમારો પ્રેમ નહિ તમને સુખરૂપ નીવડે, નહિ વીજળીને સુખરૂપ બને, નહિ આ લોક પર લોકમાં મંજૂર રહે. તમારે જો શુદ્ધ ભાવથી શુદ્ધ મહોબ્બત રાખવી હોય, એ મહોબ્બત વગર તમારાથી જીવી જ શકાશે નહિ, એમ તમને લાગતું હોય, તો અણી શુદ્ધ પ્રેમને ખાતર જે સર્વ પાપોની ઉદારચિત્તે ક્ષમા આપે છે એ કિરતારના ચરણમાં તમે બન્ને પહોંચો, અને પછી આ લોક ને સર્વ લોકમાં સર્વ કાળે તમારી જોડલી કદિ વિખૂટી પડશે નહિ.'

કેસર ચાલી ગઇ. કાનજી અને વીજળી એક બીજાની સામે જોઈ રહ્યાં.

'જો તમે એ માર્ગ કબૂલતા હો...' વીજળીએ કહ્યું.

જવાબમાં કાનજીએ જીવનમાં પહેલી જ વાર વીજળીને બાથમાં લીધી. દેવની સન્નિધિમાં એના કપાળ ઉપર ચૂંબન કર્યું. 'જેને ભગવાન્ જોડે છે એને કોઇ વિખૂટાં નહિ પાડી શકે.'

---

## પ્રકરણ ૨૬ મું

### વિરામ



કાનજીએ ત્યાંથી વિદાય લીધી અને વીજળીએ એનો સાથ પુરાવ્યો.

સૌથી પહેલાં એમણે દેવમંદિરના અધિષ્ઠાતા દેવના ચરણમાં પ્રણિપાત કર્યા.

પછી એમણે દેવમંદિરના પૂજારીના ચરણમાં દંડવત્ કર્યાં.

'મહારાજ! અમે આપની વિદાય માગીએ છીએ અને આપ અમને આશિષ્ આપો. આ જગતમાં અમારે જુદા જુદા રહેવા જેવું કાંઇ આકર્ષણ નથી રહ્યું અને આ લોકમાંથી સહપ્રયાણ કરવા જેવું ઘણું છે. મારા અંતર ઉપર મહાપાપ અને મહાપ્રેમનો બોજ છે. અને એ બોજને એક સામટો આ સંસારમાં ઉપાડવાની મારી હામ નથી.

'મહારાજ! હું ચાંચિયો! જીંદગી આખીયે મેં દે–માર અને લૂંટ–લોભમાં ગાળી છે. હું બહાદુર છું કે નહિ, એ હું નથી જાણતો, પરંતુ એક વાત હું જાણું છું. જીવનભર શિકારી તરીકે રહેલો હું શહેરી તરીકે રહેવામાં ભારે વિકટ પંથ જોઉં છું. મારા સાથીઓ નાશ પામ્યા છે. મારો દેવ દરિયાલાલ પણ મારા તરફ નઠોર થયો છે. મારાં જહાજો લૂંટાઇને નાશ પામ્યાં છે. જેને ખાતર અને જેના જોર ઉપર હું કૂદતો હતો, એ અમારી પેઢી દરપેઢી ચાલી આવતી દોલત પણ લુંટાઈ ગઇ છે. સર્વસ્વથી લુંટાયેલો અને સર્વસ્વથી વંચિત થયેલો હું આજે વીજળીને ક્યાં લઇ જઉં? હું વાણિયાની જેમ વેપાર કરીને જીવી શકતો નથી. હું બ્રાહ્મણની જેમ ભિક્ષા માગીને જીવી શકતો નથી. હું શૂદ્રની જેમ સેવા કરીને જીવી શકતો નથી. ક્ષત્રિયની જેમ ધરતી ઉપરની જાનફેસાની મને ગમ્ય નથી. હું દરિયાનો મત્સ્ય, અને આજે દરિયામાં મારૂં કાંઇ રહ્યું નથી, મહારાજ!

'વીજળી સિવાય હું રહી ના શકું. આજ દિનતક હું કેમ રહી શક્યો, એ હું નથી જાણતો, પણ એક વાર વીજળીને જોયા પછી તો હું એના સિવાય હરગીજ રહી ના શકું, એ નિર્વિવાદ છે. અને વીજળી આ લોકમાં મારી સાથે નથી આવી શકતી. એની પ્રતિજ્ઞા છે. એ પ્રતિજ્ઞાથી એ બંધાયેલી છે અને મહારાજ ધર્મના આચારોથી હું બીનવાકેફ હું શું જાણું કે, એ પ્રતિજ્ઞા એણે તોડવી જોઇએ કે નહિ? પરંતુ હું એ એક વાત જાણું છું, મહારાજ! કે જેને વીજળી અધર્મ માને છે, એવો આચાર કરાવીને આ લોકમાં હું સુખી થઇ શકું નહિ. આ લોકમાં મારે કાંઇ આશા નથી. દરિયાનો મને ડર નથી. અમે બંને દરિયાને ખોળે બેસવા જઇએ છીએ, મહારાજ! અમને વિદાય આપો!'

પૂજારીએ દંડવત્ પડેલા કાનજીને ઉઠાડયો અને કહ્યું:

'તમે આત્મહત્યા કરવા માગો છો?'

'હું જળસમાધિ લેવા માગું છું.'

'જીવન જીવવાનો તમને કોઈ રસ્તો દેખાતો જ નથી? તમારા જેવા વીર પુરૂષે જીવનભરની વિપથવાટ પછી સૂઝેલા સાચા રાહને આટલો વહેલો કેમ ત્યાગવો પડે છે?'

'વીજળીને પૂછો.' કાનજીએ અદબ ભીડીને કહ્યું:

પૂજારીએ વીજળી સામે જોયું. વીજળીએ જવાબ દીધો:

'ગુરૂદેવ! જેને કારણે એક આખીએ કોમનું નિકંદન નીકળી ગયું, જેને કારણે મારા સંબંધીઓ અંદર અંદર કપાઇ ગયા, જેને કારણે મિત્રોએ દ્રોહ કર્યા ને દુસ્મનોએ જાન દીધા, જેને કારણે આ દેશ ઉપર મહાપાપ આવ્યું, જેને કારણે આ દેવમંદિરના બુઝર્ગ પૂજારીએ જાન આપ્યો...આટલી આટલી હત્યાઓનો ભાર જે નારીને માથે છે, એ નારી દેવમંદિરમાં કદાચ શાતા પામી શકે, પરંતુ સંસારમાં સુખ શી રીતે મેળવી શકે?'

પૂજારીએ એક પણ શબ્દ બોલ્યા સિવાય બંનેને આશિષ આપી.

× × × ×

બંને જ્યારે હાથમાં હાથ સાહીને બહાર આવ્યાં ત્યારે લાલો એમને જોઇને ચમક્યો.

'વીજળી! ક્યાં જાય છે?'

'આમની સાથે.'

'કાનજી, તું ક્યાં જાય છે?'

'વીજળીની સાથે.'

લાલો મૂઢ જેવો તાકીને ઉભો રહ્યો.

કાનજીએ કહ્યું: 'પૂજારી મહારાજે અમને સુખ વિદાય અને શુભાશિષ્ આપી છે અને તમે પણ આપો.'

'પણ તમે ક્યાં જાઓ છો?'

'ભાગ્ય અમને એક જ માર્ગ બતાવી રહ્યું છે અને તેમાંથી છટકવાની અમારી ઇચ્છા પણ નથી.'

'કાનજી! વીજળી!' લાલાએ ઉંચે સાદે કહ્યું: 'તમે બન્ને જાઓ! પરંતુ તમે સુખી થઇ શકો એમ મને માન્યામાં નથી આવતું. કાનજી! જે દેવની પ્રતિષ્ઠાને રક્ષી છે, એની ઇજ્જત તું આજે જફા કરી રહ્યો છે. વીજળી! જેની ઓથ તેં શોધી એનો નિયમ તું ભાંગી રહી છે. પાપનો પંથ પકડીને કોઇ સુખી નથી થતું, એ આપણે આપણી જ જીંદગીમાં જોયું, છતાં તમે બંને એનો પ્રયોગ કરવા જાઓ છો?

'પણ......' વીજળી બોલવા જતી હતી. એને લાલાએ વારી: 'તમારી કોઇ પણ વાત મને સંભળાવ્યા સિવાય કેવળ મારી વાત તમે સાંભળતાં જાઓ! તમે જશો ક્યાં? સારા મુલ્કનાં વેર તમારી આસપાસ ગાજે છે. તમે શું એમ માનો છો કે, લૂંટારાઓ, ચાંચિયાઓ ને રાજાઓ—એક જ જમાતના શિકારીઓને લૂંટાયેલાઓ ને શિકાર થયેલાઓ કદિ સુખે જંપવા દેશે? જેટલી હત્યાઓ તમારે હાથે થઇ

છે એટલા ફિરા તમારી પાછળ ભમશે, જેટલી લૂંટ તમારે હાથે થઇ છે એટલાં વેર તમારા માથા ઉપર ગાજશે અને તમને નહિ તો તમારાં બાળકોને એ પાપ ભોગવવું પડશે. તમે કહેશો કે તમને ઉપદેશ આપવાનો મને કોઇ અધિકાર નથી. હું યે એ કબૂલ કરું છું અને હું તમને ઉપદેશ આપતો નથી, કેવળ હકીકત કહું છું. મારી પોતાની વાત જુઓ. મારાં પાપ મારી પુત્રીને વેઠવાં પડયાં. એ ન્યાય છે જગતનો. મારી અંતરની ઇચ્છા છે કે, તમે બન્ને સુખી થાઓ! મારી દેહશત છે કે, સુખ તમને ઝાંઝવાનાં જળ જેવું દૂર ને દૂર ભાગતું લાગશે.'

બન્ને જણાં મસ્તક નમાવીને આગળ ચાલ્યાં.

જરા દૂર જઇને વીજળીએ કહ્યું: 'મારા બાપુને એમ લાગે છે કે, આપણે કયાંક આ જગતના ખૂણામાં જીવતાં બેસી રહેવા માગીએ છીએ.'

લાલાને મૂઢ અને મ્લાન વદનનો બનેલો મૂકીને તેઓ આગળ ચાલ્યાં. એમને જતાં લાલો જોઇ રહ્યો. એ દેખાતાં બંધ થયાં એટલે લાલો બોલ્યો:'

'ઓ ભગવાન! એ મારાં બાળકો છે. એમને શાતા આપજે.'

× × × ×

કલીકટમાં તેઓ બન્ને ઝામોરીનના રાજગઢના દરવાજા પાસે ઉભાં રહ્યાં. તેઓ જ્યાં ઉભાં ત્યાં પાંચસો માણુસ એમને જોવાને ઉભું.

એ પેલો દેખાય તે જ કાનજી! ધંધે તો ચાંચિયો! અરે જેના પ્રતાપે કલીકટના બંદરને ધીંગાં તાળાં દેવાયાં હતાં એ જ કાનજી માલમ! જેનું કાલાજહાજ હિન્દી મહાસાગરના તસુએ તસુ જેટલા વિસ્તારને માપી ચૂકયું હતું, એ જ એ કાનજી માલમ! જેણે ચીનના બાદશાહની દાઢીમાં આગના તણખા વેર્યા હતા ને જેણે ઇરાનના શાહની નીંદ ઉડાડી હતી! એવો હતો એ કાનજી માલમ! ને એ જ પેલાં પરદેશી ગીધને અહીં લઇ આવ્યો હતો. પણ જ્યારે એ લોકોનો અનર્થ ને અનાચાર એને દેખાયો ત્યારે એણે એને કાઢી મૂક્યા.

અને એની સાથે છે એ કોણ? એ છે ચાંચિયાની પ્રિયતમા! અને જેને કારણે આ પવિત્ર રાજમાં પાપનો કણ પ્રવેશ્યો છે એ, જેને કારણે રાજ્ય ઉપર બ્રહ્મહત્યા ચડી ને જેલમાં પોણોસો જેટલા માણસો સામી છાતીએ ભાલાને બાઝ્યાં એ!

પાપીઓ! બેય પાપથી ભરેલાં! જીંદગી આખીયે પાપમાં ગાળી! પણ...છેલ્લે...છેલ્લે...સુકૃતની એક અમી અંજલિ ભરીને એમણે પોતાના પાપના કૂંપ ઉપર છાંટી લીધી.

અને જુઓ! આજે તેઓ વીર અને વીરાંગના તરીકે ઉભાં છે.

ઝામોરીને કાનજી અને વીજળીને અંદર બોલાવ્યાં.

કલીકટનું પુનાર્વધાન કરવા માટે ઝામોરીન મંત્રણા પરિષદ ભરીને બેઠા હતા. ફીરંગીઓના અત્યાચારથી ભ્રષ્ટ બનેલી એ નગરીને ફરીને હસહસતી કરવાની રહી. જલી ગયેલાં મકાનો ફરીને બાંધવાનાં રહ્યાં. નાશ પામેલી દોલત ફરીને સર્જવાની રહી. ભ્રષ્ટ બનેલાં દેવમંદિરો પુનઃ પુનિત કરવાનાં રહ્યાં. ભયાનક ભૂજંગ તો દાઢ ભંગાવીને ચાલ્યો ગયો, પરંતુ એની પાછળ મૂર્ત થયેલા ત્રાસના જે લિસોટા રહ્યા હતા એના સગડ ભૂસવા કેમ?

ગામના સર્વ સંભાવિતો અહીં હાજર હતા, વિચારોની આપલે કરતા હતા, ત્યાં કાનજી ને વીજળી બંને આવ્યાં.

ઝામોરીને ઉભા થઇને કાનજીનું સ્વાગત કર્યું. સમસ્ત પ્રજામંડળે સાથે સાથ ઉભા થઇને એ સ્વાગતમાં સૂર પુરાવ્યો.

'ફરમાવો! તમારૂં હું શું પ્રિય કરી શકું?' ઝામોરીને પૂછ્યુઃ

'અમને વિદાય આપો રાજન્!' કાનજીએ કહ્યું:

'તમે જાઓ છો? તમને નૌકાધિપ બનાવવાની મારી મુરાદ શું પૂરી જ નહિ થાય?'

'રાજન્! અમને વિદાય જ આપો! જતાં જતાં આપની પાસે માત્ર એક જ અભ્યર્થના છે.'

'બોલો ! ને કલીકટનું તખ્ત વેચવું પડશે તો વેચીને એ માગણી હું પૂરી કરીશ.'

'મારૂં પ્રિય જહાજ 'કાલા–જહાજ' આપના નૌકાધિપે કબજે કરેલું, એ મને પાછું આપો.'

'એ જહાજ લઈને તમે ફરીને તમારો જૂનો ધંધો કરવા માગતા હો તો પણ એ જહાજ તમને સુપ્રત કરવામાં આવશે !' ઝામોરીને કહ્યું.

નગરશેઠે કહ્યું: 'અમો નગરજનો આટલું તો જરૂર ઇચ્છીએ કે, કાનજી માલમ ફરીને ચાંચિયાગીરી ના કરે–છેવટ કલીકટના વેપારીઓ સામે તો નહિ જ."

'હું ચાંચિયાગીરી' કરવા નથી જતો: 'હું તો જે દરિયાની ગોદ ઉપર ઉછર્યો છું એ દરિયાની ગોદમાં સમાધ જઉં છું. તમારા સર્વની વિદાય લેવા આવ્યો છું.'

'એટલે ?' ઝામોરીને પૂછ્યું.

'હું આજ એવી સ્થિતિમાં સર્વ રીતે મુકાયો છું કે, મારે માટે આ જગત ઉપર જીવતા રહેવાનું અશક્ય બન્યું છે. વાઘને વૈરાગ્ય સૂઝે એના જેવી મારી વાત થઇ છે. જે જીવનમાં મને અત્યાર સુધી મજા હતી, એ જીવન હવે મારા માટે અશક્ય બન્યું છે. હું ચાંચિયો હતો. દરિયાની પીઠ ઉપર જીવતો હતો, ઝૂઝતો હતો. આજે હવે હું ચાંચિયો રહી શકતો નથી. હું અત્યાર સુધી સ્રીનો ભારે વિરોધી હતો. હવે એ વિરોધ કરી શકતો નથી. ને જે સ્રીને હું ચાહું છું એને મારી સાથે રાખી શકતો નથી. મારે માટે હવે જીવન સર્વથા અસંભવ બન્યું છે.'

'અરે આવી ગાંડી વાત......' નગર શેઠ બોલવા જતા હતા એને કાનજીએ વારીને આગળ ચલાવ્યું.

'મને કૃપા કરીને કોઇ એક શબ્દ ન બોલશો, એક અક્ષર પણ ન સમજાવશો. મેં મારો રાહ નક્કી કરી લીધો છે. અને જે દરિયામાં

જે જહાજના તૂતક ઉપર ઉભા રહીને આજ દિવસ સુધી હું નિરંકુશ ઘૂમ્યો છું. એ દરિયામાં હું મારી આખર સમાધ લેવાનો છું. જતાં જતાં તમને હું કહેતો જાઉં છું થોડીક દિલની વાત. હું ચાંચિયો થયો શા માટે? ન થયો હોત તો? હું ચાંચિયો કેમ થયો એ હુંયે નથી જાણતો. ન થયો હોત તો મારે માટે જીવનનો બીજો કોઇ રસ્તો ઉઘાડો હોત કે નહિ એ હું નથી જાણતો. જે થયું તે થયું અને હું ચાંચિયો બન્યો. ચાંચિયા તરીકે જીવ્યો; એનાં ભલાં માઠાં પરિણામો જોયાં. અને આજે તો જીવન વાટ આખી જ કાપી નાંખવાનો મારો અવિચળ નિરધાર છે.

'મારી અંતકાળની ઇચ્છા એક છે કે, અમારી ચાંચિયાઓની જે કાંઇ દોલત લુંટાઇ આવી છે એનો ઉપયોગ કલીકટને નવેસરથી બાંધવામાં વાપરવામાં આવે. એ દોલતમાંથી શેષ જે વધે એનો ઉપયોગ દેવસ્થાનોને ફરીથી પુનિત કરવામાં વપરાય.

'મારી ઇચ્છા છે કે, મારા જે સાથીઓ આ રાજની તુરંગમાં જે રીતે મૃત્યુ પામ્યા છે એ જોતાં એ તુરંગને એમના અંતકાળના સમાધિ-સ્થાન તરીકે પ્રમાણીને એનો તુરંગ તરીકે ઉપયોગ ન થાય.

'મારે કોઇને કાંઈ કહેવું નથી. કોઇને કાંઇ ઠપકો આપવો નથી. સર્વની ક્ષમા માગવાની છે.'

કોઇ કાંઇ બોલ્યું નહિ. બધા ચૂપ થઇ રહ્યા.

અને કાનજી માલમ ત્યાંથી ચાલી નીકળ્યો.



## પ્રકરણ ૨૭ મું

## જળસમાધિ



અત્યંત પશ્ચાત્તાપથી પણ જે પાપો ન ધોવાય, અત્યંત વેદનાથી પણ દેહનાં ને મનનાં જે દર્દ ન શમે તે દરિયાલાલ શમાવે છે, એ અનાદિ કાળથી ચાલતી આવેલી શ્રદ્ધા છે. એટલે જ રકતપીતના રોગીઓ પણ જળસમાધિ લ્યે છે ને મહાપાતકી દરિયા સારંગો પણ જળ સમાધિ લ્યે છે.

સારાયે શહેરમાં સમાચાર ફરી વળ્યા કે, કાનજી માલમ અને વીજળી જળસમાધિ લ્યે છે.

એક બ્રાહ્મણનો પુત્ર કાનજી પાસે આવ્યો, અને કહ્યું: 'તમારી સાથે મારી મા પણ 'સમાધિ' લેવા માગે છે. એને રકતપીતનો રોગ થયો છે.'

× × × ×

કાનજી માલમે રકતપીતની રોગી ડોસીને પોતાની સાથે લીધી.

રસ્તામાં બેય બાજુ ગલી પડી ગઇ. કાનજી માલમ માટે માર્ગ થઇ ગયો.

બેય બાજુએ શહેરનાં લોકો જમા થયાં હતાં, ને વચમાં બે જણુ ચાલતાં હતાં. કાનજી માલમે ડોસીને ખભા ઉપર બેસારી હતી.

કોરાં કપડાંમાં આગળ કંકુ વેરતી વીજળી ચાલે છે ને પાછળ કાનજી માલમ ચાલતો હતો.

લોકો પગલે પગલે એને ઇસારતે રોકતાં હતાં, એના પગ આગળ નાળિયેર વધારતાં હતાં, એના ઉપર ફુલ છાંટતાં હતાં.

ને રત્નાકર દેવની સ્તુતિ ગાતાં હતાં.

આમ ને આમ એઓ ધીમે ધીમે આગળ ચાલ્યાં. દરિયા કાંઠે એમનું પ્રિય 'કાલાજહાજ' હાજર હતું.

ને એના ઉપર કાળો સઢ ફરફરતો હતો.

ધીમે ધીમે કાનજી માલમ અને વીજળી જહાજ ઉપર ચડયાં.

'ઉભા રહો ! ઉભા રહો.' પાછળથી બૂમ ઉઠી.

તુરંગના મહાસંહારમાંથી બચેલા ચાંચિયાઓમાંથી ચાર શેષ રહેલા તેઓ દોડતા આવ્યા.

'ભાઈઓ !' કાનજીએ એમને વારવા ધાર્યું.

'ના, ના. અમને વારશો નહિ. અમે પાકો ઇરાદો કરીને આવ્યા છીએ. જીવતાં ને મરતાં આપણે સાથે ને સાથે. આપણને કોઇ વિખૂટાં પાડી શકશે નહિ.'

'ભલે આવો !' કાનજીએ એમને જગ્યા કરી આપી.

સાત માણસોનો બોજો લઇને કાલાજહાજ કાંઠે ઉભું.

'ભાઇઓ !' કાનજીએ લોકગણને ઉદ્દેશીને કહ્યું: 'બધી ભૂલોની ક્ષમા માગીએ છીએ. સહુનું મંગળ વાંચ્છીએ છીએ. અમને વિદાય આપો.'

'દરિયાલાલની જય.' કાંઠેથી ધ્વનિ ઉઠયો.

× × × ×

'કાલાજહાજ'નું લંગર તૂટયું. સમાધના વહાણમાં જેમ જેમ વસ્તુ નકામી બનતી આવે, એમ એમ તોડવામાં જ આવે.

દરિયામાં જહાજ ઉપડયું. ચડતી વેળમાં ઉપર ચડયું.

દૂર અને દૂર જહાજ ચાલવા માંડયું. દૂર અને દૂર જતાં એને લોકો જોઇ રહ્યાં.

એ નાનું અને વધારે નાનું બનતું ગયું.

દૂર ક્ષિતિજમાં એ થોડી વાર થંભ્યું.

દૂરથી એનો સઢ ઉડીને દરિયામાં પડતો દેખાયો.

દૂરથી એનો કૂવાથંભ તૂટીને નીચે પડતો દેખાયો અને પછી વહાણ દૂર અને દૂર સરતું, તણાતું દેખાયું.

ને એ દેખાતું બંધ થયું ત્યાં સુધી બધા એને એકી ટસે જોઇ રહ્યાં.

અને પછી સાત માણસોના બોજને લઇને જહાજ અનંતકાળમાં વિલીન થઇ ગયું !

ત્યાર પછી કદિયે કાલાજહાજ ક્યાંય દેખાયું નથી. કાનજી માલમ ક્યાંય દેખાયો નથી. વીજળી ક્યાંય સંભળાઇ નથી.

દરિયાલાલની ભીતરમાં તેઓ અનંતકાળની ઉંઘમાં સાથે સૂતાં છે.

ને એમના સાગર શા વિશાળ પ્રેમ ઉપર સાગર મહાગીત ગાય છે.

× × × ×

લોકસમુદાયની નજરથી દૂર એક અજ્ઞાત ઉંચી ભેખડ ઉપરથી બે જણાં આ દ્રશ્ય જોતાં હતાં.

એક હતો લાલો અને બીજી હતી કેસર !

બંને અનિમેષ આંખે આ દ્રશ્ય જોઇ રહ્યાં હતાં.

એમણે જહાજને ઉપડતું જોયું.

એમણે જહાજને મધદરિયે થંભતું જોયું.

એમણે જહાજને સર્વ બોજો દૂર કરીને દરિયામાં ધસડાતું જોયુ.

એમણે દરિયાને સદંતર નિર્જન બનતો જોયો.

છતાં બંને ચૂપ રહ્યાં.

એકાએક લાલાએ બૂમ પાડી: 'જુઓ! જુઓ !'

લાલો બતાવતો હતો, એ દિશા તરફ કેસરે નજર નાંખી. એને કશું ના દેખાયું.

'શું છે ?'

'જુઓ ! તમે જોતાં નથી. એ આત્માઓ દરિયામાંથી નીકળીને એક બીજાને ભેટતા ઉંચે ચડે છે. સફેદ રૂઙ...સૂર્યના અંશ જેવા... ઉપર...ઉપર...હવે તેઓ દરિયાની ખીણોમાં નહિ પડયા રહે. હવે તેઓ સ્વર્ગમાં પહોંચશે......'

અને અસહ્ય એકાગ્રતાથી બેભાન બનેલો લાલો જમીન ઉપર ઢળી પડયો.





# મહારાજાધિરાજ

## ( સિદ્ધરાજ જયસિંહના સમયની ઐતિહાસિક સચિત્ર નવલકથા )

ઘણી દંતકથાઓમાં સત્ય ઘટના થોડી; અને અસત્ય ઘટના ઘણી ઓતપ્રોત થઇ ગઇ હોય છે. ગુર્જર નરેશ અને સતી જશમા ઓડણનો પ્રસંગ તેવી દંતકથામાંનો એક છે. પ્રસ્તાવનામાં આવી વાતોમાં સત્યાસત્ય કેટલું છે તેની વિદ્વત્તાભરી ચર્ચા કરવામાં આવી છે. સતી જશમા ઓડણનો શ્રાપ, સહસ્રલિંગ તળાવમાં પાણી રહેવા માટે માયા ઢેડનું બલિદાન, માળવા પર સિદ્ધરાજ જયસિંહની ચઢાઇ, મૃણાલ અને મુંજાલ; લીલાદેવી અને જયસિંહ; બર્બરકની બીહામણી વાતો; વાહડ અને સમરથનો પ્રેમપ્રસંગ; શોભન મહેતા અને પ્રેમ કુંવરની રસથાળ, જયસિંહ સિદ્ધરાજ કેમ કહેવાયો, સિધ્ધોનો રાજા, કાકનું સાહસ વગેરે પાણીના પ્રવાહ જેવી સરળ શૈલીમાં આખી વાર્તા લખાઇ છે. છેવટે સહસ્રલિંગનો ઇતિહાસ આપ્યો છે. ગુજરાતનો નાથ રાજાધિરાજ કેમ કહેવાયો તે જાણ્યા પછી સિદ્ધરાજ મહારાજાધિરાજ કેમ કહેવાયો તે જાણવું જરૂરી છે. સિદ્ધરાજ પાટણની ગાદીએ થઇ ગયેલા રાજપૂત રાજાઓમાં વિશેષ વિખ્યાત અને પ્રભાવશાળી છે. તેણે લોકકલ્યાણના અનેક કાર્યો કર્યાં છે. તેણે ગુજરાતની કીર્તિ ગુજરાતની બહાર ફેલાવી છે અને ગુજરાતની સંસ્કારિતા વધારવા ભારે જહેમત ઉઠાવી છે. એવા એક રાજવીની કથા વાંચતાં અનેરો આનંદ અનુભવાય છે. પ્રકરણ પર પ્રકરણ ચાલ્યાં જ જાય અને એકજી બેઠકેજ વાર્તા પુરી કરવાની ઇચ્છા થાય તેની અમો ખાત્રી આપ્યે છીએ. પૃષ્ઠ સંખ્યા ૩૨૮.

કિંમત રૂ. ૩-૦-૦.


**"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,**

સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# ગુજરાતનો બુઝાતો દીપક

સચિત્ર ] અને [ સચિત્ર

# ઈસ્લામી સત્તાનો ઉદય

**( ગુજરાત-પાટણના છેલ્લા હિંદુ રાજા કરણ વાઘેલાના શાસનકાળના અંતિમ સમયની સચિત્ર ઐતિહાસિક નવલકથા)**

અત્યાર સુધીમાં ઐતિહાસિક વાતોમાં કેટલીક વાર લોકોની માન્યતાઓનો શંભુમેળો થયેલો આધુનિક સત્યશોધકને માલુમ પડયો છે, તેમણે શોધ ચલાવીને લોકોની ચાલી આવતી માન્યતામાં ઘણો ફેરફાર કર્યો છે. કરણ જેવો શ્રદ્ધાસંપન્ન ધાર્મિક રાજા પ્રધાનની પત્નીને છળે અને તે પ્રધાન છેક દિલ્હી જઈ યવન બાદશાહ અલાઉદ્દીનને, પેટનો બાળ્યો ગામ બાળવા બોલાવી લાવે, કરણ રાજા મુસલમાનો સાથે યુદ્ધ ન કરતાં ડરીને નાસી જાય, પાછળથી તેની રાણી કમળાદેવીને મુસલમાનો ઉપાડી જાય અને દિલ્હી મોકલી દે અને ત્યાં તે સુલતાન અલાઉદ્દીનની માનીતી બેગમ બને, પાછળથી કમળાદેવી સુલતાનને પોતાની પાછળ રહી ગયેલી પુત્રી દેવળદેવીને તેડી લાવવા માટે સૂચના કરી અને મલેક કાફુર દક્ષિણ ઉપર ચડાઈ કરતાં દેવળદેવીને તેડી લાવે અને તેના શાહજાદા ખાજર્માં સાથે લગ્ન કરવામાં આવે વગેરે ચાલી આવતી વાતો નવી શોધખોળ પછી નિરાધાર પૂરવાર થઈ છે. એ વાત આજે અભ્યાસકોને ગળે ઉતરે, તેવી નથી. છેલ્લા શોધખોળને પરિણામે, વિશ્વાસપાત્ર આધારો લઈને, શુદ્ધ કલ્પનાને આશ્રયે કરણઘેલાનું જીવન અને તેના ગુજરાતની સ્વતંત્રતા સાચવી રાખવાના પ્રયત્નો નવી દિશામાં જ વાચકને લઈ જાય છે. મુસલમાનોની વટાળ પ્રવૃત્તિ, હિંદુ ધર્મને સંરક્ષવાની તમન્ના, મલેક કાફુરનો પૂર્વ ઇતિહાસ, દુર્દૈવ સામે ટક્કર ઝીલવાની હિમ્મત, સ્વદેશનો ત્યાગ વગેરે બાબતો નવી જ રીતે વર્ણવી છે. ગુજરાતનો બુઝાતો દીપક હોલવાતાં, હોલવાતાં પણ ઝબકે છે, આશા આપે છે અને નષ્ટ થાય છે. પૃષ્ઠસંખ્યા ૩૪૩. કિંમત રૂ. ૩-૦-૦.

# ઐતિહાસિક નવલકથાઓ

| | રૂ. આ. પા. |
|---|---|
| દેશીભક્તનો મોહન મંત્ર ... ... ... | ૦–૧૨–૦ |
| અમારૂં તે અમારા માટે (આયર્લેન્ડનો સ્વાતંત્ર્ય યજ્ઞ) | ૦–૧૨–૦ |
| બાલા (લયલા અથવા ગ્રેનેડાનો ઘેરો) ... ... | ૧– ૮–૦ |
| મીસરની મહારાણી કલીઓપાત્રા ... ... | ૧– ૮–૦ |
| આર્ય આદિત્ય બાપા રાવળ ... ... ... | ૧– ૦–૦ |
| જહાંગીર ... ... ... ... ... | ૦–૧૨–૦ |
| રજીઆ બેગમ ... ... ... ... | નથી. |
| પચ્ચીસશે વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન અથવા કૌટિલ્ય ભગવાનની ચઢતી... ... ... | ૨– ૦–૦ |
| બેટનો બળવો અથવા રાજબા રણસુંદરી ... | ૧– ૮–૦ |
| ભદ્રપુરની ભદ્રશ્યામા અથવા વીરેન્દ્રનું વીરત્વ ... | ૨– ૮–૦ |
| વિક્રમ અને કાપાલિક ... ... ... | ૦–૧૨–૦ |
| વીર જયમલ અને ચિત્તોડનો ઘેરો ... ... | ૦– ૬–૦ |
| ગંગા–એક ગુર્જર વાર્તા ... ... ... | ૧– ૮–૦ |
| શિવાજીની સુરતની લૂંટ ... ... ... | ૧– ૮–૦ |
| લાલ ઉદેરાની કથા ... ... ... ... | ૨– ૦–૦ |
| ઘાસીરામ કોટવાલ ... ... ... ... | ૦– ૮–૦ |
| મહારાણી વિક્ટોરીઆ... ... ... ... | ૧– ૮–૦ |
| ઔરંગઝેબ... ... ... ... ... | ૧– ૪–૦ |

# અનારકલી અથવા

# અપરાધી અકબર



(૧૯૨૩)–મુગલશાહ અકબરના હાથે જેમ સારાં કાર્યો થયાં હતાં તેમ કેટલાંક અક્ષંતવ્ય કામો પણ થયાં હતાં, તેવાં કર્મોની આ પુસ્તકમાં વાર્તા છે. અનારકલીનો કેવી રીતે તેણે નાશ કર્યો, શાહજાદો સલીમ કેવો બીહતો ફરતો તેનું વર્ણન આમાં છે. અકબર સંબંધી બીજાં પુસ્તકો સાથે આ વાંચવા જેવું છે.

કીં. રૂ. ૩–૦–૦

# ચાણુકયનંદિની અથવા ચચ્ચ અને સુંહધી

(૧૯૧૭)–આ સિંધ દેશની એક જૂની વાર્તા ઉપરથી લખાયલી વાર્તા છે. રાણી સુંહધી પરપુરૂષ ચચ્ચના પાશમાં પડી પોતાના ધણીનો નાશ કરી કેવી કપટજાળથી રાજકારભાર ચલાવે છે તેનું પ્રત્યક્ષ વર્ણન આમાં છે. સિન્ધ દેશને લગતી આ અદ્ભુત નવલકથા છે. નથી.

# રૌનક મહેલની રાજખટપટ અથવા

# બ્રાહ્મણી વંશના વિધ્વંસનો પ્રારંભ

(૧૯૧૯)–આ ઐતિહાસિક નવલકથામાં દખ્ખણમાં સ્થપાયલા બ્રાહ્મણી વંશના છેલ્લા બાદશાહની પડતી કેવી રીતે થઈ, તેના વખતમાં રાજ્યની જાહોજલાલી કેવી હતી, તેમજ અંદરખાનેથી રાજખટપટો કેવી ચાલતી હતી, અને પરિણામ કેવું વિનાશકારક આવ્યું તેનું આબેહુબ વર્ણન છે. કીંમત રૂ. ૨–૦–૦

**"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ**

**સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ**

# સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| | | રૂ. આ. પા. |
| એમ. એ. બના કે કયોં મેરી મીટ્ટી ખરાબ કી? | ... | ૨–૦–૦ |
| વિલાયતી વિલાસમાં ફેશનબાઇ ખલાસ | ... ... | નથી. |
| આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા | ... | નથી. |
| સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન | ... ... | ૩–૦–૦ |
| ચુડેલનો વાસો ભાગ ૧ લો અને બીજો દરેકના | ... | ૪–૦–૦ |
| નવો જમાનો, અમૃત કે ઝેર? | ... ... ... | ૪–૦–૦ |
| વિક્રમની ૨૦ મી સદી અથવા આજકાલના હાલહવાલ. | | ૫–૦–૦ |
| અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ... | ... | ૫–૦–૦ |
| આત્મહત્યા:: કર્તવ્ય કે પાપ?... | ... ... | ૪–૦–૦ |
| બેગમ બાજાર અથવા રંગ મહાલયમાં રતિ તાંડવ | | |
| | ભાગ ૧ લો. | ૧–૮–૦ |
| ,, ,, | ભાગ ૨ જો. | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૧ લો | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૨ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૩ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૪ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૫ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૬ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૭ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૮ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૯ | ... ... ... | ૧–૮–૦ |
| ભારત લોક કથા ભાગ ૧૦ | ... ... ... | ૧–૮–૦ |
| પાનકી પતિયાં કે છોટી છોટી બતીયાં | ... ... | ૧–૮–૦ |
| મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગો | ... ... ... | ૧–૮–૦ |